# ગાથા સીરીઝ : ભાગ ત્રીજો

# અહુનવદ ગાથા, હા ૩૦.

## તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત;

દીનકર્દના સુદ્દગર, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં એ ગાથાના હા વિષે આપેલાં બયાનની વીગત ગાથાના આ હાના શબ્દ અર્થ સાથે કઈ રીતે બંધ બેસે છે તેની સમજ ક્ષ્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર

પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ અર્થના તરજુમાને તેના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઇ જાય છે, તેમાં ક્ષ્નૂમ કેવું ઉપયોગી થઈ પડે છે તેનો ચિતાર.


લખનાર

ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, એલ. એમ. એન્ડ એસ., બી. એ., એલ. સી. પી. એન્ડ એસ.

લકબે "પ્રાચીન ધર્મ ક્ષ્નૂમ"



પ્રગટ કરનાર :

ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,

બાબલ ચેમ્બર્સ (બી), પારસી બજાર, કોટ, મુંબઇ.





ઈ. સ. ૧૯૪૧ માર્ચ

## પારસી વેજીટેરીઅન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી બુક-ડીપો.

નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર, કોટ, મુંબઈ.

| | Rs. | as. |
|---|---|---|
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૧, જરથોસ્તી ધર્મ સમજવા માટે ઇલ્મે-ક્ષ્નૂમની ચાવી—કર્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ. | ૦ | ૧૨ |
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ સીરીઝ, ના૦ ૨, તાવીલ-ઇ-સુદરેહ—કર્તા મી૦ બેહેરામશાહ નવરોજી શરાફ ... ... ... ... ... | ૧ | ૮ |
| ક્ષ્નૂમ નીકીઝે વેહદીન, (ભાગ બીજો)—કર્તા ડો૦ ફ. સો. ચીનીવાલા. | ૧૦ | ૦ |
| જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમ મુજબ સૃષ્ટિ-રચનાના ચાર મોટા નકસાઓ ... | ૧ | ૦ |
| યજશ્નેની બુલંદ ક્રીયા—કર્તા ડો૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા... | ૧ | ૮ |
| ગાથા સીરીઝ, ભાગ પહેલો: અહુનવદ ગાથા હા ૨૮—ક્ષ્નૂમની નજરે ઝંડી તાવીલ—કર્તા ડો૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા ... | ૦ | ૧૨ |



૪ ૬ ૧ ૬ ૨ ૦ ૮ ૪ ૧

| | Rs. | as. |
|---|---|---|
| જરથોસ્તી-દીનની પવિત્ર બુલંદ ક્રીયાઓમાં "નામ-ગ્રવણ" માં મહાન પુરૂષોના નામો લેવાનો અસલ કાયદો—કર્તા એરવદ ફીરોઝ શાપુરજી મસાની ... ... ... ... ... ... ... | ૦ | ૨ |
| "ખ્યાલ-ઇ-તાવીલ-ઈ-સુદરેહ"—કર્તા મી૦ કેખશરૂ બ. જામીના ... | ૦ | ૨ |
| નીરંગ-ઇ-કુસ્તી બા ક્ષ્નૂમન-ઇ-અશોષ બા મીથ્ર—કર્તા બાઇ બાનુ કેખશરૂ મોદી ... ... ... ... ... ... ... | ૦ | ૩ |
| પાંચ ગાથાના હા (તદન શુદ્ધ ઉચ્ચારે) ... ... ... ... ... | ૦ | ૪ |
| વેજીટેરીયનનો ભોમ્યો—કર્તા મી૦ જમશેદજી ધનજીભાઇ શરાફ. ... | ૧ | ૦ |
| ઇરાની શહેનશાહતની પડતી અને જરથોસ્તીઓનાં હીંદમાં આગમનનાં ખરાં કારણો—કર્તા એરવદ જમશેદજી કાવસજી કાતરક, બી. એ. | ૧ | ૦ |
| અમર જ્યોતી ઝરથુસ્ત્ર: ખ્યાલ સાથે ... ... ... ... ... | ૦ | ૨ |
| Zoroastrianism Ancient and Modern—by Ervad Phiroze S. Masani ... ... ... ... ... ... ... ... | 5 | 0 |

# ગાથા સીરીઝ: ભાગ ત્રીજો

# અહુનવદ ગાથા, હા ૩૦.

## તેના તરજુમા, શબ્દ અર્થ, ગુહ્ય અર્થ અને ગાહેસારણામાં તેના વપરાસના અર્થ સહિત;

દીનકર્દના સુદ્ગર, વરશ્ત માન્સર અને બગ નસ્કોમાં
એ ગાથાના હા વિષે આપેલાં બયાનની વીગત ગાથાના
આ હાના શબ્દ અર્થ સાથે કઈ રીતે બંધ બેસે છે
તેની સમજ ક્ષ્નૂમ મારફતે આવી શકે છે તેનો ચિતાર

પહેલવી-ફારસી તરજુમાઓ આજના શબ્દ અર્થના તરજુમાને
તેના અસલ થવા ધારેલા અર્થ ઉપર લઇ જાય છે, તેમાં
ક્ષ્નૂમ કેવું ઉપયોગી થઈ પડે છે તેનો ચિતાર.

લખનાર:

ડૉ. ફરામરોઝ સોરાબજી ચીનીવાલા, ઓફથેલ્મીક સરજ્યન,
બી. એ., એલ. એમ. એન્ડ એસ.,

લકબે "ખુરશેચીને ઇલ્મે ક્ષ્નૂમ."

પ્રગટ કરનાર:

ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,
નોબલ ચેમ્બર્સ (બી), પારસી બજાર, કોટ, મુંબઈ.



૧૩૧૦ ય. ઝ. - ઈ. સ. ૧૯૪૧ માર્ચ

આ ચોપાન્યું શેઠ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., એ મુંબઇના કોટમાં નં૦ ૧૯, બેંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી "ક્રેશા-ગર્દ" પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટીના માટે તેના ઑ૦ સેક્રેટરી મી૦ દીનશાહ શાપુરજી મસાની, બી. એ. એ નોબલ ચેમ્બર્સ (બી), પારસી બજાર, કોટ, મુંબઇમાં પ્રગટ કર્યું છે.



# એક ખુશ ખબર!

## તદન ખાત્રીનું સસ્તું ઉત્તમ મલબારી સુખડ મળવાની ગોઠવણ.



ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તથા જરથોશ્તી રાહી સોસાયટીના મેમ્બરોની ખાસ સગવડ માટે સોજ્જાંમાનાં ઉંચાં મલબારી સુખડના ચઢ ઉતર સાઇઝનાં પેરીયાં સોસાયટીની ઑફીસમાંથી વેચાતાં મલી શકે એવી ગોઠવણ હાલ કરવામાં આવી છે, અને જો મેમ્બરો તેમજ તેઓનાં ઓળખીતાંઓ તરફથી પુરતું ઉત્તેજન મળશે તો એ ગોઠવણ હંમેશ માટે ચાલુ રાખવામાં આવશે.

આ કાર્ય કંઇ સોસાયટીએ નફો કરવા માટે ઉપાડયું નથી, પણ મેમ્બરોને તેમજ હમદીનોને ખરો ખાત્રીનો માલ બજાર કરતાં ઘણાં ઓછા ભાવે મલી શકે અને તેઓ એ રીતે પવીત્ર આતશ ઉપર **ખરાં ઉંચાં મલબારી સુખડનો** વધુ હદીયો અર્પણ કરી શકે તે નેમથીજ આ સગવડ કીધી છે. **હમો એકજ જાતનું ઉંચું સુખડ રાખ્યે છીએ.** ખુદ બંદર પરથી ખાત્રીનો માલ જથ્થાબંધ લાવી જાતી દેખરેખ હેઠળ ફોડાવવામાં આવે છે. માલ ફોડતાં નીકળેલો **તાછો, વેહુર, સલી,** પણ ફાલતુ હશે ત્યાં સુધી વેચાતો આપવામાં આવશે

**સુખડનાં પેરીયાં એક મણના રૂ. ૧૫; તાછો એક મણના રૂ. ૧૦ અને સલી એક મણના રૂ. ૧૪.**

**અગર તોલા એકના આના ૧૪.**

**ઓછામાં ઓછું અઢી શેર સુખડ લેનારનેજ આ ભાવે આપીશું.**

સુખડ મળવાનું ઠેકાણું:—

**ધી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**

**નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર, કોટ, મુંબઇ.**

**(દાખલ થવાનો દરવાજો ઘોઘા સ્ટ્રીટમાં.)**

તા૦ ક૦—એજ સુખડની માચી મણ એકના રૂ. ૧૬) તથા સોથી ઉંચું કોડીયું લોબાન ૧૨) આને રતલ મલશેજી.

## ખાસ અગત્યની ખબર.

કોઇબી ઇલ્મ (જ્ઞાન) મેળવવા માટે ધીરજ સાથ ખંત
એજ મોટું ધન છે!

**શું તમને જરથોશ્તી ધર્મનું ખરૂં નાદર**
**જ્ઞાન મેળવવાની ખરેખરી હોંશ છે?**

**તો,**

કાંય નહી તમો નીચલે ઠેકાણે કાંઇબી ફી વગર નીયમીત
દર સોમવારે (તેહેવાર સીવાય) સાંજે
સ. ટા. ૬।। થી ૭।। સુધી ચાલતા મી૰ જહાંગીર સો. ચીનીવાલાના
તેમજ
બુધવારે સાંજે સ. ટા. ૬।। થી ૭।। સુધી ચાલતા
મી૰ દીનશાહ શા. મસાનીના
ઇલ્મે-ક્નુમના **કલાસ**માં હાજરી આપતા?
વળી જાણીતા એરવદ રૂસ્તમ દીનશાહ દસ્તુર મેહેરજીરાણાના
ગુરૂવારના અવસ્તા કલાસ (સ. ટા. ૬।। થી ૭।।)
નો પણ લાભ લેઓ.

કલાસ બાનુઓ તથા ગૃહસ્થો માટે ખુલ્લા છે.

ઠેકાણું: પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ચોથે માળે,
નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર,
કોટ, મુંબઇ.

# ગાથા અહુનવદ હા ૩૦.

—:o:—

## અવસ્તા, પહેલવી, નસ્ક, તથા ક્ષ્નૂમની રોશનીમાં.



## આ કેતાબ માટે બે બોલ.

એક વરસની મુદતની અંદર ગાથા હા ૨૯—ગાથા સીરીઝ ભાગ બીજો—૩૨૫ જેટલાં પાનાનું પુસ્તક હજી તો દીનદારોએ અભ્યાસ કરવાનું પુરૂં કર્યું નહીં હશે તેટલાં આ ગાથા સીરીઝ ભાગ ત્રીજો લગભગ તેટલાંજ પાનાનું દળદાર પુસ્તક—હા ૩૦ મો—ખુદાની મહેરથી ડોકટર ફ્રામરોજ સોરાબજી ચીનીવાલા તરફથી જાહેર રોશનીમાં આવે છે એ ખુદાના શુક્રાના કરવા જેવી વાત છે!

ગાથાનો હા ૩૦ ખરેખર મનન કરવા જોગ છે તેનું ખાસ કારણ આ છે કે કહેવાતી બુરાઇનું મૂળ the Origin of so-called Evil છેક સૃષ્ટિ રચના વખતે કયાંથી શરૂ થાય છે, અને તેના રામબાણ ઉપાય તરીકે **"તા ઉરવાતા"**= પેલા બે "અવસ્તા" અને "જંદ" ના ઉરવાનને માટેના ખાસ કાયદા કાંય આપેલા છે તે આ ૩૦ મા હાની અંદર ખાસ સમજાવવામાં આવેલું છે. આ "ઉરવાતા" યાને ઉરવનના ખોરાક મીસાલ કાર્ય કરતા ખાસ કાયદા પહેલાજ ફકરામાં **"સ્તઓતાચા અહુરાઈ" "યેસ્ન્યાચા વંઘહેઉશ મનંઘહો"** તથા **"હુ—માંજદ્રા અષા"** એટલે અહુરમજદનો **સ્તોત**, બહમન અમશાસ્પંદની **યસ્ન**, તથા અરદીબહેસ્તનો ભલો **માંથ્ર** એમ જણાવવામાં આવ્યા છે, અને છેલ્લા અગ્યારમા ફકરામાં આ દુન્યા માટે તેઓને "અવસ્તા" તથા "જંદ" તરીકે ઓળખાવવામાં આવ્યા છે.

જે પ્રમાણે વૈદક વિદ્યામાં એક દરદનું મૂળ શાથી છે તે બારીકીથી સમજાવીને તેના ઉંડાણમાં તે દરદનું ઉસુલ કયાંથી છે તે જણાવવામાં આવે છે, અને પછી તે મૂળને પેશ પડતો તે દરદનો ઉપાય તે માટેનું પ્રીસ્ક્રીપશન દવાના બધાં વાણા નાંખીને તૈયાર કરવામાં આવે છે, તેજ પ્રમાણે અશો સ્પિતમાન જરથુસ્ત્ર સાહેબ આ "નીસ્તી—ગેતી"માં બુરાઇનું મૂળ "ધનામીન"થી છે, અને "ધનામીન" કયાં મરકજ ઉપર અને કયાંથી દાખલ થાય છે તેની ઉસુલ—બે જોડયા મીનો "સ્પેન્ત" તથા "અંગ્ર" જેઓ છઠ્ઠાં તથા પાંચમા હસ્તીની આલમના આસ્માનો ઉપર છે તે ઉંડાણથી સમજાવીને જે "માંથ્ર, માંથ્ર તથા યસ્ન"થી છેક શરૂઆતથી હસ્તીની આલમ થઇ તેઓને લગતા "મીથ્ર, માંથ્ર

તથા યસ્ન" આ નીસ્તીની ગેતી માટે "અવસ્તા, જંદ અને દીની આસ્નને લગતી પાવમહેલની ક્રીયાઓ તથા તરીકતો"નું ખાસ પ્રીસ્ક્રીપ્શન બનાવી આપીને ઉરવાનની ઉન્નતી માટે રામબાણ ઉપાય આપે છે—આમ ગાથા ૩૦ મો હા શીખવે છે. વળી એ આખા પ્રીસ્ક્રીપ્શનમાંથી ઉરવને પોત પોતીકા તનના એજાબ યાને દવાઓનાં દરદ મુજબ પોતપોતીકા નુસ્ખા ચુંટી કાઢીને વાપરવાના છે એમ જણાવેલું છે, પણ સૌ સૌના નુસ્ખા આ એકજ ઉપર જણાવેલાં પ્રીસ્ક્રીપ્શનની અંદરથીજ પસંદ કરી લેવાના છે, એટલે "અવસ્તા, જંદ, યસ્ન, અને તરીકત"ની બહારનો પોતાના માની લીધેલા ફાંટા મુજબનો rational નુસ્ખો નહિ પણ ખુદ જરથોસ્તી દીનમાં જણાવેલોજ નુસ્ખો વાપરવાનું ફરમાન શીખાડવામાં આવ્યું છે.

આ રીતે ગાથાનો એક એક હા કેવી ઉંડી સમજણ આત્મીક વૃદ્ધિ માટેના કાયદારૂપે ધરાવે છે, અને ગાથાનો અભ્યાસ કેટલાં બધાં ઉંડાં જ્ઞાનના અભ્યાસની રૂઢીથી થવો જોઇએ તે ડોકટર ચીનીવાલા સ્પષ્ટ રીતે બતાવી આપે છે.

અવસ્તાનો વ્યાકરણી મદદનો તરજુમો+તેની પહેલવી જંદ અને શરેહ+સુદકર નસ્ક, વરસ્તમાન્સર નસ્ક અને બગ નસ્કમાં જણાવેલી તાસીર+તથા દસ્તુરાંન દસ્તુર મોબેદાંન મોબેદ નૈરયોસંઘહ ધવલ સાહેબની ક્ષ્નૂમ જેવી તાવીલ,+અને બહેસ્ત-બહેરેહ ઉસ્તાદ સાહેબ બહેરામશાહ નવરોજી શરાફ તરફથી મળેલી કરમ બખ્શેશ નામે "ઇલ્મે-ક્ષ્નૂમ"—આ બધાંની મદદ વડે જ્યારે ગાથાનો એક એક હા ઉકેલવામાં આવે છે ત્યારેજ ગાથા ખરેખર "ગાથીક" ઘણાંજ ઉંચ મરતબાના અવસ્તીક શ્લોક અને સુત્ર છે, કે જે "સ્તોત"ની હરીફાઇ બીજા કોઇપણ જાતના "સ્તોત" કરી શકેજ નહી એમ આપણે ખાકસારીથી માનવું પડે છે. ગાથા ઉકેલવા માટે "ફાઇલોલોજી" ભાષાશાસ્ત્રની ચાવી મળી, ગાથાની પહેલવી શરેહ સાથના પહેલવી તરજુમાની ચાવી મળી, ગાથાના દરેક હાને સમજવાની લાઇન આ ત્રણ નસ્કમાં આપી દીધેલી basic line પણ દીનકર્દ મારફતે મળી, અને સાથે નૈરયોસંઘહ સાહેબના સંસ્કૃત તરજુમારૂપે ક્ષ્નૂમ જેવી ભેદી ચાવી પણ મળી—છતાં આ ચાર ચાવીઓની સાથે જે Master-Key જે બધી ચાવીઓને રસ્તો આપનાર ચાવી નામે "ઇલ્મે-ક્ષ્નૂમ" જડી નહી ત્યાં સુધી આપણા અભ્યાસીઓની સરસમાં સરસ કોશેશ પણ ગાથાને લાયક રીતે ઉકેલવા માટે બેનસીબ નીવડી છે.

હવે કે જ્યારે ખુદાની મેહેરથી જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નૂમની મદદથી આખી સૃષ્ટિ રચનાનો "મન્તા" યાને પ્લાન—"મજદયસ્ની દએન"

(Involution) અને "જરથોસ્તી દએન" (Evolution) એટલે મજદરયાત-ઇ-જાહેલ, અને મજદરયાત-ઇ-માએલના તમામ કાયદા તેના અખંડ સ્વરૂપમાં જાણમાં આવ્યા ત્યારે અને વળી જે "સ્તોત યસ્ન"ના કાયદાથી અવસ્તાની બંધારણ રચના થઇ છે તે "સ્તોત"ના કાયદા એજ ઇલમે-ક્ષ્નૂમ જેવાં બુલંદ જ્ઞાનની અંદર સમજાવેલા છે તે "સ્તોત"ના કાયદાની મદદ વડે ગાથાની ઉકેલ સ્વચ્છ કાચ જેવાં પાણી મીસાલ transparent આરપાર દર્શક થઇ પડી છે, અને આવું બીકટ અભ્યાસનું કામ તૈયાર કરીને પોતીકો તમામ વખત રોકીને આવાં બુલંદ સ્વચ્છ જ્ઞાનનું પાણી દરેક ગાથાના હા મારફતે કળસ્યે કળસ્યે આપણી સમક્ષ રજુ કરનાર—ડૉકટર ચીનીવાલા—નો ઉપકાર માનવાની આપણામાં તાકાત નથી, આવું મત ઉચ્ચારવામાં જરાબી અતિશયોકતી નથીજ, આવી કીસમની એકેકી ચોપડી બહાર પાડવા માટે એવણને કેટલાં મેનસ્ક્રીપ્ત ખાસ અભ્યાસ સાથે લખવાં પડતાં હશે અને તેમાં એવણનું ભેજું કેમ શ્રમ ઉઠાવતું હશે તેનો ખ્યાલ દરેક સાધારણ રીતે વાંચનારને આવવો લગાર મુશ્કેલ છે.

આ કેતાબનું સાંકળ્યું જેમાં લગભગ બસોને સાત જેટલી બાબદોનો સમાવેશ થયલો જોવામાં આવે છે, તે ૨૦૭ બાબદો ઉપર નજર કરતાં ફકત ગાથાનો એકજ હા કેટલું બધું આત્મીક જ્ઞાન સમાવે છે તેનો ખ્યાલ આવી શકશે. "અએષમ" દેવ તે કોણ, "રઓચેબીશ ઉરવાજા" તે કેઇ જાતની રોશની સાથની ખુશાલી, "હ્વિજવ દંશ્રહંઘહ, માંથ્રય વચચ" તે કેઇ કેઇ જાતની બંદગીઓ, "પરા"થી "અપરે તેમો" સુધીના જુદા જુદા કાળો તે કયા, "હમીશ્ત ગેહાન" તે એક મરતબે પાંચમું આસ્માન કાંય, અંઅમીન અને ધનામીન વચ્ચે ફરક કાંય, કુદરતમાં અણદીઠ મદદનીશોની અનજુમન કેવી, તથા ગેહસારણામાં અહુનવદ ગાથાનો ૩૦ મો હા શું કામ બજાવે છે, વગેરે બાબદોની લંબાણ સમજણ ખરેખર દરેક હમદીન માટે જાણવા લાયક છે.

હવે વખત નજદીક આવ્યો છે કે જરથોશ્તી ધર્મનું જ્ઞાન ફેલાવવાની કોશેષોને એકત્ર કરીને તે હાલની જુદી જુદી કોશેષોમાં ખરચાતો મબલખ પૈસો આવી કીસમના Basic Zoroastrian Genuine Knowledge ની લાઇનથી ધર્મજ્ઞાન આપવામાં ખર્ચવાની જરૂર ઉભી થઇ છે. નહી તો કે જયાં સુધી જરથોશ્તી ધર્મ બાબેના જમાનાઓથી માની લીધેલાં તાંહેલાંઓ ધર્મજ્ઞાન રૂપે જેમ હાલમાં ચાલે છે તેમ ફેલાવવામાં આવશે, તો પછી કોમનો ધાર્મીક માદ્દો

નબળો પડી જઈને કોમમાંથી અસલ જરથોસ્તી ધર્મજ્ઞાનની મોજ નાબુદ થતી જશે, અને છતે પૈસે ધણી વીનાના ઢોર જેવી હાલત પારસી કોમની ધર્મની બાબદમાં થતી જશે. આજનો સ્કુલ કે કોલેજમાં જતો છોકરો કે છોકરી જરથોસ્તી ધર્મ જ્ઞાનની બારાખડી બી જાણે છે કે ? આ સવાલનો જવાબ જાહેરમાં આપવા માટે કોમના દસ્તુર સાહેબો તથા ધર્મજ્ઞાન આપનારા અભ્યાસીઓ અને અકાબરોને ઓજરખાહી ભરેલી અરજ કરવાની રજા લઉં છું. જો આ સવાલનો જવાબ નકારમાં સચ્ચાઈથી મળે તો પછી અનુમાન એટલું જ કે ધર્મજ્ઞાન માટે હાલમાં ખરચાતો મબલખ પૈસો મોટે ભાગે ફોકટ રીતે ગુમાવવામાં આવે છે એમ કહેવામાં શરમાવાનું નથીજ.

આ કેતાબ સાધારણ રીતે વાંચવાની દરેક જણ માટે સહેલી નથી. પણ જેઓ ધર્મઅભ્યાસીમાં ખપવા માંગે છે, અને ધર્મનું જ્ઞાન ફેલાવવાના કામમાં પડેલા છે, જેઓ અવસ્તા અને પહેલવી શીખવનારા તથા શીખનારા છે, અને જેઓ બાજે વખત જાહેર વર્ત્તમાન પત્રોમાં જરથોસ્તી દીનની મહત્વની બાબદો—અગ્યારી, આતશબહેરામ, દોખ્મા, ભણતર, ક્રીયા, નવજોત—વગેરે માટે ચપ દેઈને પોતીકાં મતો જાણઅજાણ ઉચ્ચારીને કોમને ઉંધે રસ્તે દોરવવા બહાર પડે છે તેઓને એટલીજ અરજ છે કે આ ચોપડી નહી પસંદ પડે તોબી વાંચવાની મહેરબાની કરવી, જેથી કરીને જરથોસ્તી દીન શું કહેવા માંગે છે તેનો સાચ્ચો ખ્યાલ તો જરૂરજ આવા હમદીન ઓલમાઓને આવી શકશે !

હવે સારે આ બે બોલ સમાપ્ત કરતી વખતે આપણે દુવા ગુજારીશું કે આવું બુલંદ સાહિત્ય ચાલુ બહાર પડતું રહે અને આપણા હમદીનો તમીઝથી તે વાંચતા રહે, અને તે બહાર પાડવા માટે સર અવસરે ભેટ આપીને તથા બીજી રીતે આ કેતાબના ફેલાવાને ઉત્તેજન આપતાં રહે—અને આવી કેતાબો શ્રમ લઈને બહાર પાડવા માટે ડોકટર ફ્રરામરોજ ચીનીવાલા ખુદાની મહેરથી તંદુરસ્તી સાથે લાંબી જીંદગી ભોગવે ! અને આબેદ સાહેબ–દેલાન સાલેકોના આષીશ આપણી કોમ ઉપર ઉતરતા રહે, જેથી કરીને કોમ ફકત **દીનધર્મ અને ક્રીયા તરફના માન, અંતઃકરણની ફીદાગીરી સાથની ધર્મની આબાદી** મારફતેજ પોતીકી સંસારીક, નૈતીક તથા આર્થીક આબાદી ઉપર ફરીથી એકવાર ઉંચે દરજ્જે પહોંચવાને નસીબવાન થાય ! **આમીન !**

**ફીરોજ શાપુરજી મસાની.**

મુંબઈ તા. ૧ લી જાન્યુઆરી ૧૯૪૧.

# સાંકળ્યું.



# દિ બા ચો.

**અશો જરથુશ્ત્રનું મીશન જે ગેઉશ ઉરવાને જગતનાં કલ્યાણ માટે હમકાર થવાનું છે તેમાં મદદ આપવા માટેના લાયક હાવીશ્તો થવા માટેની તૈયારી: તેઓને અપાતું જ્ઞાન-તેના તબકકાઓ.**

આપણે જગતના આત્મા ગેઉશ ઉરવાને મદદ કરવા માટેનું અશો જરથુસ્ત્રનું મીશન જોયું. આ કામને મીનો ગાસમાંથી પાત્રમહેલો બાંધીને અને મોટા ચેલાઓ ઉભા કરીને તેમણે ફતેહમંદ કીધું હતું તે જોઇ ગયા છીએ. ગાથા હા ૨૯ ના ૧૦ મા ફકરામાં અશો જરથુસ્ત્ર અને તેવણના મોટા ચેલાઓને ફતેહ ઇચ્છી હતી તે વાંચી ગયા છીએ. હવે વધુ ચેલાઓ જેઓ આવાં કામને માટે જોઇએ તેવા ઉભા કરવાનો પ્રયોગ શરૂ થાય છે. જેઓ **ઇષેન્તો** છે એટલે તેવા કામોને માટે ઉમેદવાર છે, તેમ વળી જેઓ લાયક છે એટલે **'વીદુષે'**=જ્ઞાની છે છતાં તેવાં મોટાં કામને માટે વધુ જ્ઞાન અને અમલ જોઇએ તે ધરાવતા નથી માટે તેઓને તેવાં જ્ઞાન અને અમલ આપવાનું શરૂ થાય છે. ગાથા ૩૦-૧ માં કહે છે કે તમો **ઇષેન્તો**= ઉમેદવારોને જેઓ **વીદુષે** છે એટલે જ્ઞાની છે તેઓને કુદરતનાં ભીતરમાં જવા માટેનો રસ્તો દેખાડીશ. તે રસ્તો **સ્તઓતાચા અહુરાઇ**= અહુરાના ભેદ માપવા માટેનો સ્તઓત યસ્નનો અને તે ઉપર થતી **યેસ્ન્યાચા વંઘ્હેઉશ મનંઘ્હો**=ભલા ગોસ્પંદી મનથી કીધેલી યઝતોની યસ્ન માટેનો અને **હુ-માંજદ્રા અષા**=અશોઇ મેળવવા માટેના ખાસ માંથ્રોથી માહિતગાર થવા માટેનો છે. આ બધાને **સ્તઓત યસ્નનું** જ્ઞાન કહે છે. આ બધું જાણ્યા પછીથી તેમાં લાહેર માહેર થવા પછી ઉપર કહેલાં મીશન માટેની **યેચા**=બીજી જે કંઇબી ચીજ હશે તે માલમ પડી આવશે, કેમકે તે નર **રઓચેબીશ**ના ભેદનો થશે એટલે **અનગ્ર રઓચનો** જે અપુર્વ ચળકાટ છે, **રય રઓક્ષ્ન**ની પુર્ણ આગાહી છે તે તેના રૂવાનને જોડાઇ જશે જેથી તેનું રૂવાન ઉરૂને ઉષીમાં આવી તેને પુર્ણ જ્ઞાનનો ચળકાટ આપશે તેમ **ઉર્વાજા**=અમર શાંતીની ખુશાળી આપશે-પુર્ણ ઉત્સાહ આપશે. આમ તે નર તે મહા મીશનને- જગતના ગેઉશ ઉરવાના હમકાર થવા માટેનાં કામને હિંમતથી હિંમત હાર્યા વગર પુર ઉમંગથી કર્યો જશે અને ગેઉશોની માફક જગતનો ભાર ખમવામાં તેઓને અતી આનંદ માલમ પડશે. આવો નર કેવો હશે- તેની લાયકાત શું હશે-તે શું કરી શકે તેનો ભેદ હવેના બીજા ફકરામાં છે.

૧—

## ગાથા હા ૩૦-૨.

### જરથુશ્ત્રના હાવીશતો ચેલાઓ કેવા હોય-તેઓ સાત કાળનું જાણી શકે તેવા સુચામનંઘહા=રોશન ઝમીરવાળા-ગેઉશાઇશ વહિશ્તા એટલે ઘણા કાનો એટલે કેહર્પની ઉત્તમ ગતીથી ઉત્તમતા કુદરતનો ભેદ સમજનારા કુદરતને નરી આંખે જોનારા-નરા કાને સાંભળનારા-જેઓ આગળના પહેલા ફકરાની ત્રણ મુળ ચીજોથી પુર્ણ થયલા હોય-તેઓનો ચિતાર; આ ફકરાનો તાત્પર્ય કે તરીકત વગર મુકિત નથી-આજની એ ફકરા વિષેની ખોટી માન્યતા શાને લીધે છે?

આપણે હા ૩૦-૧ માં વાંચી ગયા છીએ કે જ્ઞાની થયલાઓને હું ત્રણ મુળ બાબદો શીખવું છું કે જેથી તેઓ રયોમંદ થઇને ઉશ્તાનનું સુખ મેળવશે અને જે મહાન કામ કરવા તેઓ બહાર પડેલા છે તે આસાનીથી કરી શકશે. આવા ત્રણ મુળ વિષયોને શીખવીને તેઓને રોશન ઝમીરના અને કેહર્પનાં ચખ્મો ખીલવેલા એટલે ઘણા કાનોથી સજ થયલા અને તેઓ મારફતે **વહિશ્તા**=ભલો અહુનવરનો નાદ સમજતા કીધા તે નર કે જે આગલા ફકરામાં **રઓચેબીશ દરેસ્તા ઉરવાજાવાળો** થયલો એટલે રયોમંદ થઇ હમેશગીના સુખવાળો થયલો તે નર હવે **સુચા મનંઘહા**=રોશન ઝમીરવાળો થઇ અહુનવરનો નાદ ખુદ સમજી શકે છે અને સાધારણ મંતકી ઇલ્મની પેલી મેરના સુક્ષ્મ ઇલ્મોને પકડી શકે અને સાત કાળનો ભેદ જાણી શકે તેવી હાલતમાં પોતાને આવેલો જોય છે. આ **રઓચેબીશ** એટલે રયોમંદ ગતી જે પહેલા ફકરામાં કહી છે તે કેમ થઇ? તેણે તરીકત ઉપર રહીને પોતામાં અષ ઉભી કીધી તેથી **રઓચેબીશ**=રયના ચળકાટવાળો અષવન તે થયો અને સાત કાળો લગીનું તે જોવા લાગ્યો. જે સાહેબો સાદી સમજથી કુદરતના ભેદ જાણવા માગે છે તેઓના ભુલાવાને આ ફકરો દુર કરી શકશે. આજે ઘણાઓ એમ કહે છે કે આ ફકરામાં પેગામ્બર કહે છે કે દરેક જણે પોતાની મરજીમાં આવે તેમ કરવું; કોઇભી રીતના dogma-doctrineથી બંધાવું નહિ. આ સાહેબો તેમ માનવામાં ભુલેલા છે. આ ફકરાનો તેવો અર્થ વ્યાકરણી તરજુમાથી થતોજ નથી તેમ સાધારણ મનતકથીબી તે અર્થ સીરફ

ખોટો પડે છે, કેમકે ઘણા કાનથી **સમજો** એમ લખે છે બે કાનોથી **સમજો** એમ કહેતા નથી. ઘણા કાનોથી સજ થયલા બે કાનોમાં કેહર્પની સુક્ષ્મતા આવે છે જે ખુદ ઉપરના ફકરામાં કહેલી મુળ ત્રણ બાબદોનાં જ્ઞાનનો નતીજો છે એટલે તરીકતના પાળવાનો નતીજો છે. એમ ઘણા કાનોમાં કેહર્પની સુક્ષ્મતા બતાવી છે. **વહિશ્તાને** સમજો એટલે ઉત્તમતાને સમજો એટલે કુદરતના નાદને સમજો એટલે કુદરતના ભેદમા જાઓ એમ કહે છે. કદી જો **વહિશ્તાને** ઘણા કાનો સાથે લઇને એમ તરજુમો કરીએ કે ઘણા ઉત્તમ કાનોથી સમજો તો તેમાંથી કુદરતના પડદાના ભેદમાંજ જવાની વાત આવી કેમકે ઉત્તમતા અને ઘણા કાનોમાં **અશોઇના** ખીલાવવાનોજ ભેદ આવે કે જેને માટે વરઝેશી દીન અનુસારની વર્તણુક તરીકતીજ આવે. વળી અહિંયાં **સુચા મનંઘહા** એટલે રોશન મનશકિતથી જુઓ એમ કહે છે. અહિંયાં રોશન ઝમીર એટલે આઝાદ થયલા અશવનની વાત છે; જેઓ આગાહ નથી જેઓ પુછવા આવેલા છે તેઓની વાત નથી. રોશન ઝમીરનો અર્થ રોશન ખુલ્લી સમજી ગએલી ઝમીર છે તેમાં કંઇ સાધારણ અકકલનો અર્થ આવે નહિ એતો કોઇબી જોઇ શકશે. કુદરતની બાતેનીમાં કંઇ common-sense-સાધારણ અકકલથી ઉતરાય નહિ એતો ખુલ્લી વાત છે. આ ઉપરથી દેખાઇ આવશે કે **સુચા મનંઘહા**=રોશન ઝમીર ઘણી ઉંચ હાલત છે જે **અશોઇની** છે જેને ખીલવવી પડે છે માટે જેને માટે **પથ** તરીકત ઉપર જવું પડે છે. વળી પહેલા ફકરામાં **રઓચેબીશ દરેશ્તા ઉરવાજા**'ના વાકયમાંથી આવોજ અશોઇની શકિતનોજ ભેદ આવેલો છે. **રઓચેબીશ**વાળામાં **રચ** હોય જેને હંમેશની ઉશ્તા અનંત સુખ હોય, જે ત્યારે ત્યાં કહેલા ત્રણ વિષયોનો પુર્ણ માહિતગાર પતી થયલો હોય એટલે તરીકત ઉપર રહેલો હોય. વળી અહિંયાં કહે છે કે તે માણસને **બઓદન્તો પઇતી** એટલે બઓદની સત્ય ગતીવાળાં શરીર મેળવવાનો બદલો મળશે એટલે તનપસીન થવાની તેની સરજત થશે જે ભવિષ્યની વાત આવી, જેમાં ત્યારે common-sense સાધારણ અકકલ કેમ આવે? ઉપર પહેલા ફકરામાં **સ્તઓતાચા અહુરાઇની** વાત છે જેમાં તરીકતનો ભેદ આવે છે: આ તરીકત કોણને મળે? **વીદુષેને** વિદ્વાનને મળે કે જે વધુ જાણવા માગે છે. ત્યારે પહેલા **સ્તઓતાચા અહુરાઈની** તરીકતો આપી, પછી તેને **યસ્નાચા વંઘહેઉશ મનંઘહો** ઉપર લઇ ગયા એટલે તેની **તેવીશી-કેહર્પ-ઉશ્તાન** બહમનના જેવા થયા. પછી છેલ્લે **હુ માંજદ્રા અષા** ઉપર લઇ ગયા એટલે અશોઇની ખીલવણી થઇ. એટલે તે નર હવે પોતે **નસ્કો**માંથી ઝંદ અવસ્તા ઉભી કરે તેવો થયો. આવા શખ્સને **રઓચેબીશ** એટલે રચોમંદ ગતીનો

**ઉરવાજા**=હંમેશના આનંદવાળો કરો. આવો તે ઇનસાન પછી **સુચા મનંઘહા**=રોશન ઝમીરનો થશે અને **ગેઉશાઈશ**=ઘણા કાનો એટલે કેહપંના ચષ્મોને ખીલવશે જે **સ્રઓતા**=કુદરતના નાદને સમજ્યા કરશે–કુદરતની અંદરવેરની સાત કાળોની તેહકીક જાણી શકશે. **પરા મઝે આઓંઘહો**= **પરા**ના કાળના ભુતના ભુતકાળથી તે ભવિષ્ય લગીના **મઝે આઓંઘહો**= મોટા બનાવો–**તન પસીન**ના બનાવની આગળ પાછળના બનાવો જાણી શકશે. આ ઉપરથી કોઇબી જોઇ શકશે કે અહિંયા તરીકતના પથ ઉપર જઇને ધીમે ધીમે આગળ વધવાની વાત છે, પેગામ્બર સાહેબના **હાવીશ્ત** થઇને ગેઉશ ઉરવાને જગતના ભાર ઉંચકવા માટેની મદદ આપવાની લાયકાત મેળવવાની વાત છે; તેમાં કંઇ મનનાં ફાંટામાં આવે તેમ કરવા કહયું નથી. મન તો અજ્ઞાન છે માટે તો તે પુછવા આવે છે. તે મન ત્યારે રોશન ઝમીરનું કેમ કહેવાય? તેને સાત કાળનું ભાન મનના ફાંટા પ્રમાણે ચાલવે કેમ કઇ રીતે આવે? એમ જો જ્ઞાન આવતું હતે તો જગતમાં બધાજ તેવા ત્રીકાળ જ્ઞાની ઝટ થતે.

આટલા ઉપરથી કોઇબી જોઇ શકશે કે અહિંયાં સીરફ પથ તરીકત ઉપર જવાની વાત છે. **નરેમ નરેમ ખખ્યાઇ તનુયે**=દરેકે પોતપોતાના તનુને માટે **વીચીથહ્યા**=પસંદ કીધેલો–તે તનની એઓ મુજબ ગોતી કાઢેલો–આખા આપેલા વિસ્તારમાંથી પોતાને બરનો પસંદ કીધેલો **આવરેનાઓ**=એતેકાદ ઉપર લીધેલો તરીકતનો જમુઅ લઇને પાળવાનો છે કે જેથી તે ગેઉષાઇશ **વહિશ્તા**નો થશે એટલે ગેઉષાઇશ ખીલવી કેહપંને ખીલવીને **વહિશ્તા**=ઉત્તમતાને કુદરતના નાદને **સ્રઓતા**=સમજશે અને **બઓદન્તો પઇતી** બઓદનો સાહેબ થઇ યઝતી અકકલનો સાહેબ થઇ **અહ્માઇ**=હમારેથી **પરા મઝે આઓંઘહો=પરા**ના ભુતના ભુતકાળનું તેમ ભવિષ્યના મોટા બનાવોનું જાણી શકશે. અહિંયા ત્યારે જેઓ પેગામ્બરના ચેલા થઇને જગતની સેવા કરવા માંગે છે તેઓની ગતી બતાવી છે પહેલા ફકરામાંની ત્રણ મુળ ચીજો જાણવાથી તે નર **રઓચેબીશ**નાં રચની ગતીનો થઇને **ઉરવાજા**=હંમેશનો આનંદ મેળવશે–તે કેવો થઇ ઉભો રહેશે, તેનો ચિતાર આ બીજા ફકરામાં છે.

## ગાથા હા ૩૦-૩.

### જરથુશ્ત્રના હાવિશ્તો જેઓ આ ગેઉશ ઉરવાના હમકાર થવાના છે જેઓ સૃષ્ટીનો ભાર ઉંચકવાના છે તેઓનાં મહા જ્ઞાનના એક કતરાનું બ્યાન, જે સૃષ્ટી થયા અગાઉની એક જોડ કીધેલું તેનો ભેદ.

ઉપર કહી ગયા છીએ કે જરથુશ્ત્રના હાવીશ્તો થવા લાયકના નરો જેઓ ગેઉશ ઉરવાન સાથે સૃષ્ટીનો ભાર ઉંચકવા હમકાર થઇ રહે છે તેઓને સાત કાળોનું જ્ઞાન છે. હવે તે જ્ઞાનમાંનો 'પરા'ને લગતા કાળની નોંધ અહિંયાં આપે છે. કહે છે કે સપ્પર પહેલી વારની એક જોડ સામસામી ગતી રાખતી નીકળી. સપ્પર પહેલીવાર આવી જોડ નીકળી તો તેની અગાઉ કંઇ હશેજ એતો સાધારણ અકકલથી સમજાય. તેની અગાઉના મોટા નવ બનાવો હતા કે જેમાંથી આ બનાવ એવો નીકળ્યો કે જેવો પેલા આગલા નવ બનેલા બનાવોમાંજ હતો નહિં. તે બધા નવ બનાવોમાં અદુઇ હતી-અહુની દબલ ત્રગડીઓ મળેલી હતી. પણ હવેના આ બનાવમાં તેમ હતું નહિ-તેમાંથી તો જુઝ=સામસામી ગતી નીકળી. આ નવ બનાવો શું છે તે માટે જુઓ પાને ૫૬-૫૭. આ સામસામી જોડ હવે સૃષ્ટી થવા માટેનો વિચાર કરે છે. તે બેઉના વિચારો-બોલો-કરમો સામસામા છે માટે સૃષ્ટી કરવામાં તેઓની સામસામી ગતીઓ આવી ઉભી રહી છે. આ સામસામી ગતીઓ શું છે તેબી ત્યાં બતાવ્યું છે. એક જે **હુદાઓંઘહ** છે તે **એરેશ**=સત્યતા માગે છે જયારે પેલો **અક**=ઉલટું બુરૂ=**દુઝ** માંગે છે. આ ફકરામાં ત્યારે સૃષ્ટી થવા માટે જે સપ્પર પહેલા વિચારો ચાલે છે તે સપ્પર પહેલા વિચારો વિષે અહિંયા બ્યાન કરે છે. સૃષ્ટી કંઇ થઇ નથી પણ સૃષ્ટી થવા માટેના વિચારો થાય છે. તે વિચારો કોણથી થાય છે? તે કોણ ખુદ કયાંથી આવ્યો તે બધાનો ભેદ અને તે ભેદ વિષેનું મહા જ્ઞાન જે જરથુશ્ત્રના **હાવીશ્તોને** રહે છે તે હવે વર્ણવે છે. આ હાની મોતેબરી અને તે મોતેબરીના ખરા ખ્યાલ માટે ૫૦ થી ૬૫ પાને વાંચો. એમ ત્યારે જરથુશ્ત્રના **હાવીશ્તોમાં** રહેલા **'પરા'** એટલે ભુતના ભુતકાળનાં મહાજ્ઞાનનો કંઇક ખ્યાલ કે જે વખતે સૃષ્ટી થવાનો વિચાર ચાલે છે-તેનો ખ્યાલ અહિંયા આપેલો છે. સૃષ્ટીની હા-ના ની મારામારીનું દુરનું કારણ કઇ રીતે જન્મ લઇ વિચાર કરી સૃષ્ટી કરે છે તેનો ભેદ કંઇક અહિંયા છે.

## ગાથા હા ૩૦–૪.

### જરથુશ્ત્રના મોટા હાવીશતો જેઓ થયા–થવાના છે તેઓના સાત કાળના જ્ઞાનમાંના સાતમા અને છઠ્ઠા કાળના જ્ઞાનની કંઇક તકરીર.

આ ફકરો સૃષ્ટી રચનાનો બીજો ફેઝ Phase બતાવે છે. આગલા ત્રીજા ફકરામાં સૃષ્ટી રચનાના વિચારોની વાત હતી કે જેમાં સાતમાં **પરાના** કાળનો ભેદ હતો. હવે સૃષ્ટી થઇ હસ્તી થઇ અને નીસ્તી થઇ અને નીસ્તી હસ્તીમાં પછીથી મળશે તેનો ભેદ આવે છે, જે છઠ્ઠા ખુનદહેશ્નના કાળનો ભેદ અને પાંચમા અને ચોથા કાળનો ભેદ બતાવે છે. કહે છે કે તે બેઉ મીનો જેઓને આગલા ફકરામાં **વહુયો** અને **અક** કહયા છે તે બેઉ મળી શકયા તેટલા મળ્યા અને તેઓએ પછી **પઓઉરવીમ**=સપ્પર પહેલું ઉસુલ **દઝદે**=કાઢયું, એટલે યઝતો કાઢયા જેઓને ૩૩ અહુ+૩૩ રતુ કહે છે જેઓમાં સ્પેનામીનને મુળ અધીકાર મળ્યો. પછી હસ્તીનું જગત ઉભું કીધું જેમાં સાત આસ્માનો છે. હવે સ્પેનામીન પોતાના અધિકારથી અંગ્રમીનને કાઢે છે. આ સ્પેનામીન છઠ્ઠા આસમાનમાં છે. આ સ્પેનામીને પછી પોતાના છઠ્ઠા અસ્મની આકર્ષણમાંના પાંચમાં અસ્મમાંથી અંગ્રમીનને કાઢયો આમ સ્પેનામીનના અધીકારથીજ અંગ્રમીન થયો. આમ જે કંઇ થયું તેને જગત જે જડ રીતનું થવાનું છે તેના થવા માટેનું સપ્પર પહેલું મુળ કહે છે જેને અહિંયા **પઓઉરવીમ** તરીકે ઓળખે છે. અહિંયા કહે છે કે **તા મઇન્યૂ**=તે બે મીનો **હુમ**=સાથે **જસએતેમ**=જેટલા મળવાના હતા તેટલા મળ્યા; તેઓ ૩૩ અહુ+૩૩ રતુ તરીકે થયા. આ બધામાં સ્પેનામીનને મુળ અધીકાર મળ્યો, સ્પેનામીને પછી **પઓઉરવીમ**=સપ્પર પહેલું ઉસુલ **દઝદે**=કાઢયું એટલે હસ્તીના આસમાનો કાઢયા અને અંગ્રમીનને કાઢયો પછી સ્પેનાએ તે અંગ્રમીનને કામે લીધો. આમ સપ્પર પહેલું ઉસુલ થયું. આ સપ્પર ઉસુલમાં ત્યારે તે બે મીનોની મળેલી ગતી આવી. આવી મળેલી ગતી જે **દઝદે**=થઇ પેદા=થઇ તે પછી સ્પેના અને ધના તરીકે છુટી થઇને ઉભી રહી. હવે તેઓ બેઉ **હવે દઝદે**=પેદા કરી રહે છે. કોણુને? હાડમંદ જગતને કે જેમાં **ગવ**=જીવ છે અને **અજયાઇતી**=નાશ છે. આમ જગત જડતાનું ચાલી રહીને પછી આખરે **અજયાઇતી**ના ભેદોની આકેબતના કારણે મોક્ષે પુગશે એટલે મોત પામીને–શીક્ષા ખમીને ભલી બેરદ ઉભી થવાના કારણે **દ્રેગવંત**ની **અચીશ્તો**=બુરી ગતી **અષાઉને**=અશો નર માટેની **વહિશ્તેમ**=ઉંચામાં ઉંચી **મનો**=વિચારશક્તિમાં

બદલાશે. એમ પછી તે ગએ મ અને અજયાઇતી બેઉ એટલે જન્મ મરણનો ભેદ-હયાતી અને મોતના ભેદો મળીને અમરગતી થશે-રહેશે, એટલે આ જગતમાં પછી આખરે ફ્રશો-ગર્દ થઇ રહેશે. અહિંયા આ ફકરામાં ત્યારે આખી બુનદહેશ્ન કે જેમાં હસ્તી થઇ-હસ્તીમાંથી નીસ્તી ગેતી થઇ રહે છે અને તે નીસ્તી ગેતી આખરે હસ્તીને મળી જશે તેનો ઉંડો ચીતાર આપેલો છે. જરથુસ્ત્રના હાવીસ્તોને જે કંઇ ગ્નાન છે તેનો એક ભાગ જે **પરાને** લગતો છે તે ત્રીજા ફકરામાં કહયો છે અને તેનો બીજો ભાગ જે **પરાના** સાતમા કાળને તેમ છઠ્ઠા બુનદહેશ્નના કાળને લગતો છે તે અહિંયા કહયો છે. અહિંયાં ત્યારે એમ કહેવા માંગે છે કે જેઓ જરથુસ્ત્રના હાવીસ્તો થવાના છે, જેઓને પહેલા ફકરામાં કહે છે તેમ મુળ ત્રણ બાબદો **સ્તઓતાઇ અહુરા-વંઘહેઉશ યસ્ન્યાચા મનંઘહા** અને **માંઝદ્રાઅષા** શીખવા છે, જેઓ તે બધાના અમલદાર થઇને **વીદુષે** થયા છે, જેઓ પછી **સુચા મનંઘહા** રોશન ઝમીર થાય છે, જેઓના કેહર્પના **ગેઉશાઇશ** ચષ્મો દાદારને જોએ દાદારને સાંભળે તેવા થાય છે તેઓને સાત કાળનું આવું ગુહયમાં ગુહય ગ્નાન રહે છે. આ સાત કાળના ગ્નાનમાંના **પરાના** સાતમા અને બુનદહીશ્નના છઠ્ઠા કાળનો અને પાંચમાં કાળના ગ્નાનનો ભેદ શો હશે તે આ ત્રીજા અને ચોથા ફકરામાં કહયો છે. આમ આ ત્રીજા અને ચોથા ફકરાઓ હાવીશ્તોનાં ગ્નાનના ઉંડાણનું કંઇક ભાન કરાવે છે.

## ગાથા હા ૩૦-૫.

## હાવીશ્તોનાં જ્ઞાનનો વધુ નમુનો. જગતમાં ચાલતા હા-નાનો ભેદ: તેના/ કર્તાઓ; તેઓનો છેડો-શુભ આકેબત.

ઉપરના ફકરામાં આપણે નીસ્તી ગેતીના જગતની રચના જોઇ. હવે આ જગતનો વઇભવ-પ્રભાવ અને છેડો શું છે તે બતાવે છે. કહે છે કે આ નાશવંત જગતમાં બે સામસામા forces ફોરસીસ છે. આ સામસામી શકિતને સ્પેનામીન અને ધનામીન કહે છે. ઉપરં ચોથા ફકરામાં કહે છે કે નીસ્તીને ગેતીને ઉભી કરનાર એક જોડ ઉસુલ થઇ, જેને સ્પેનામીન અને અંગ્રમીનની જોડ કહી તેઓએ જગત રચ્યું. હવે આ થયલા જગતમાં ભોગવટાઓ થઇ રહે છે. જગતને રચવા માટે સ્પેનાએ ભલાઇના તત્વને લીધું અને અંગ્રમીનોએ અંગ્ર=દુખ એટલે દેવના તત્વને લીધું અને તે બેઉને મેળવીને આ જગત કીધું છે કે જેમાં ભોગવટા વખતે ગવની ભલાઇ તેમ પેલા અંગ્રમાંના હવસો નીકળા રહે છે. સ્પેનામીનના યઝતો પાધુ થ્વોરેસ્તાર તરીકે રહીને બુરાઇમાંથી ભલાઇને જમાવ્યા કરશે અને

અંગ્રમીનમાંથી ધનામીન નીકળીને અંગ્રમાંથી હવસોને કાઢયા કરશે. આમ આ જગતમાં જે કંઇ વઇભવ થઇ રહે છે તેમાં આવી રીતે સ્પેનાના યઝતો (પાયૂ ધ્વોરેસ્તાર) અને અંગ્રમીનનો ધનામીન બેઉ કામ કરી રહે છે. આ બેઉ સામસામી શક્તિઓના કામને આસમાન તરીકે લીધું છે. જેમ માણુસ ભલું બુરૂં કરીને ગુબાર બાંધે છે જેને તેનું અસ્મ કહે છે કે જેમાંથી તેને સુખ દુખ મળશે, તેમ ધના અને સ્પેનાના યઝતો કામ કરે છે ત્યારે તેઓબી પોતપોતાના ગુબારો આસમાનો ઉભા કરે છે કે જેઓમાંથીબી તેઓને લગતી અસરો ઉતરશે. ધનામીન જે કંઇ ચળવળ કરશે તેમાંથી કાળુ કપડું વણાશે એટલે શીહા આસમાન થશે જેમાંથી શીહાઇ-નાશાજ ઉતરશે. પણ યઝતો સ્પેનામીન જે કંઈ ખીશ્કારી કરશે તેમાંથી પથ્થરનું અસ્મ થશે કે જેમાંથી ભલી અશોઇ બહાર પડશે. પથ્થરનું અસ્મ ભાર બતાવે છે એટલે પોતાના કર્ત્તાઓની તરફ તાબેદારી બતાવે છે. પણ પથ્થરથી જાહેર થાય કે તે અસ્મ તેઓના કર્તાઓથી ઉતરતું છે. અહિંયાં ત્યારે કહે છે કે સ્પેનામીને-યઝતોએ પથ્થરનાં અસ્મનો પોશાક પહેરેલો છે-ધનામીને કાળાં કપડાંનો પોશાક પહેરેલો છે. સ્પેનામીને અશોઇ ઇચ્છી; ધનામીને બુરો નાશ ઇચ્છયો. મઝદા ઉપર એતેકાદ રાખીને વરતવા માટે સ્પેનામીનના થવું જોઇએ કે જેથી ભલાં કામો થાય, સ્પેનામીને ઇચ્છેલી અશોઇ મળે અને દાદારની ખુશ્નુદી થાય. નહિં તો ધનામીનનાં કાળાં કપડાંમાં તેનો નાશ થશે. માનવ જો ભલાઇ કરશે તો તેને ભલાઇ મળશે. માણુસ જો બુરાઇ કરશે તો ધનામીનનાં કાળાં કપડાંમાં તે ભુલો પડશે. ધનાનું કાળું કપડું તો વણ્યુંજ જાય છે એટલે તે ભુલેલા માણુસની ભુલ ભુલામણી વધતીજ જશે. પણ સ્પેનામીનનું સખ્ત પથ્થરનું અસ્મ તેની ઉપર જબરો ભાર મુકશે કે જેથી તે છુંદાઇ જશે, કે જે પછીથી તે અશોઇની દવાથી આખો થાય. માનવે બુરાઇ નહિ કરવી કે જેથી ધના પાસે આવીને માનવને પોતાનાં કાળાં કપડાંમાં ગુંગલાવે નહિં અને સ્પેનામીનનું પથ્થરનું અસ્મ તેને દાબે નહિ. માનવે કીધેલી તે ભલાઇથી તેનો એતેકાદ મઝદા ઉપર વધશે અને મઝદાની પાસબાની તેને મળશે. અહિંયાં ત્યારે નીસ્તીને લગતી હકીકત છે. જગત તેની વ્યકિતઓ દએવીક ગતીમાંથી થયલી છે માટે તે બધાઓમાંથી દએવીક હવસો તો નીકળવાનાજ. દએવીક હવસોને ઉભરાવવા ધનામીન તેની પાસે આવે. પણ જો દએવીક હવસોને ઉભરાવવા તે દે નહિ તોપછી તે ધનામીન તેમાં દાખલ થઇ શકે નહિ. માનવ જો પોતાની બદી જોઇ શકે નહિ, પોતાને ખોદા

કરતાંબી ડાહયો સમજે તો તેની આગળ ધના સહેલાઇથી જઇને તેને પોતાનાં કાળાં કપડાંમાં ગુંગળાવી શકે છે એટલે તેઓમાં હવસોને ઉભરાવીને પાપો કરાવે છે કે જેથી સ્પેનામીનનું પથ્થરનું અસ્મ તેને દાબી નાંખે છે. પહેલે કહે છે કે તે બે મીનોમાંનો જે બુરો અશોઇથી દુરનો મીનો છે તે પોતાનાં કામમાં બુરૂંજ ઇચ્છવાનો એટલે માનવમાં જે કંઇ હવસી તત્વ છે તે બુરાઇથી બુરા વિચારથી વધવાનુંજ પણ ઘટવાનું નહિ. માટે માનવે બુરો વિચાર નહિ કરવો. પછી કહે છે કે બીજો વરધીનો મીનો છે તેણે સખત પથ્થરનો પોશાક પહેરેલો છે–તેણે પથ્થરનું અસ્મ ધારણ કીધેલું છે. આ મીનોએ અશોઇ પસંદ કીધી. અહિંયાં કહે છે કે સ્પેનામીનના યઝતો પાયૂ–થ્વોરેસ્તારો આખરે માનવને અશોઇ આપશે તો ખરા કેમકે તેમ કરવાનેજ તેઓ બહાર પડેલા છે. પણ બુરાઇના કરનાર ઉપર તેઓ સખ્ત પથ્થરનો ભાર મુકીને તેઓની બુરાઇને છુંદીને પછી તેઓમાંથી ભલાઇ ઉભી કરશે એટલે પાપો કરનાર ઉપર થ્વોરેસ્તાર યઝતો સઝાનો ભાર મુકશે કે જેથી તેનું પાપ છુંદાઇને તેમાંથી ભલી ખેરદ ઉભી થઇને ભલા થવાય. આમ સ્પેનામીનની બાજુ માનવ ઉપર સુખ દુખ પાડીને સીધ્ધે રસ્તે લાવે છે. આવા સીધ્ધે રસ્તે ઉતરેલાઓ પછી નેકીનાં કામો કરીને દાદાર ઉપર ભરોસો મુકી દીન પાળીને દાદારને ખુશ કરશે એટલે મુકિતએ જશે. એમ અહિંયાં જગતમાં જે ભોગવટાઓ થઇ રહે છે તેનો ચિતાર આપેલો છે, જરથુસ્ત્રના હાવીસ્તો જગતને જે બધું શીખાડશે તેનો આવો ચિતાર આપેલો છે. આવી રીતનું ગ્નાન હવેથી જરથુસ્ત્રના હાવીસ્તો જગતમાં પાંથરી રહે છે, જેની સામે પછી દરવંદોનો મોટો ખળભળાત થઈ રહયો હતો, જેઓએ પછી સામા હોમલાઓ કીધા છે જેનું બ્યાન હવે પછીના છઠ્ઠા ફકરામાં છે.

## ગાથા હા ૩૦–૬.

## જરથુશ્ત્રના હાવિશ્તોનાં શીક્ષણો સામે દેવના પુજારીઓ–સ્પેના અને ધનાની રસાકસીનો ખ્યાલ.

અહિંયાં કહે છે કે દએવાચિના=દએવાના પસંદ કરનારાઓ કે જેઓ ધનામીનની સલાહ પ્રમાણે ચાલે છે તેઓ ધનામીનથી છેતરાયા–ધનામીને તેઓને તે હાવિશ્તો સામે ઉશ્કેર્યા. તેઓને ધનામીન મારફતે ખરૂં શું છે તે માલમ પડયું નહિ–ધનામીને તેઓને ઉંધે રસ્તે મુકયા માટે તેઓ જરથુશ્ત્રના હાવીશ્તોના ઉપર કહેલા પ્રચારની સામે ઉઠયા.

બેઉ પારની વચ્ચે તકરારો થઇ જેમાં તે **દએવાચીનાનો** પેશ હાર્યો અને **જરથુશ્ત્રના હાવીશ્તોની તકરાર સામે ટકી શકયો નહિ. ઇશ આ દેબઓમા**=તેઓને છેતરામણવાળા હાવીશ્તોએ જાહેર કીધા. તે **દએવાચીના**ઓએ આટલું છતાંબી ધનામીનની સરદારી છોડી નહિ અને તેઓએ **વરેનાતા અચિશ્તૅમ મનો**=તે બુરા મીનોના મત પ્રમાણેજ ચાલવાનુંજ કબુલ્યું અને બીજાઓ પાસે કબુલાવ્યું. એમ સ્પેનામીનનું ચલણ જરથુશ્ત્રના હાવીશ્તો ચલાવતા હતા તેની સામે ધનાનો ઝુન્ડો ઉભો થયો. આ **દએવાચીના પછી અએષેમેમ હેન્દવારેન્તા**=તે અએષેમને મળવા આગળ દોડયા એટલે તેઓએ **અધમ જુઠ્ઠા થઇને** અધમ જુઠ્ઠું તેઓ સામે જારી કીધું. જુઠ્ઠાઇ-માંથી **અએષમનો** દેવ જન્મેલો છે. તે અધમ જુઠ્ઠાથી તે અએષમને ઓર જોમ મળ્યું અને અએષમ દેવ તેઓમાં આવી બેઠો. એમ **દએવાચીના** બુરાઇમાં ઓર ગીરફતાર થયા. **યા બાનયેન અહૂમ મરેતાનો**=અને આ તનોમંદ હયાતીને આ જગતને ઓર બગાડી, જગતને પાપની બીમારીવાળી કરી મુકી એટલે જગતના લોકોને પોતા તરફ લઇ જગતમાં પાપો શરૂ કરાવ્યા અને એમ જરથુશ્ત્રના હાવીશ્તોનાં શુભ કામમાં ખતરો પાડવાનું શરૂ કીધું જેમાં તેઓ કંઇક દરજજે ફાવ્યા. અહિંયાં સ્પેના અને ધનાની રસાકસી જગતમાં કઇ રીતે થયા કરે છે તેનો ચિતાર આપેલો છે. આ ચિતારમાં ધનાની વ્યકિત કે જેને **અચિશ્તૅમ મનો**ની કહી છે તે માનવ જેઓ રોશન ફેલ કરતા નથી તેઓમાં જઇને તેઓના વોહુનની બુરાઇનાં બીયાંઓને ઉગાડીને પાપો કરાવે છે કે જે પછીથી તેઓને સઝા મળે અને તેઓ સુધરે તે મુળ બાબદ જોવાની છે. અહિંયાં ત્યારે કહે છે કે સરળ રસ્તો જે રોશન ફેલનો છે-સત્યનો છે તે પ્રમાણે ચાલવાની સલાહ ધના આપતોજ નથી, માટે જે તેને **અચિશ્તૅમ મનો** કહેલો છે. ધનામીન ખુદ **અરેશ**=રાદને સમજતો નથી એટલે પાંચમો અને છઠ્ઠો ગાહામ્બાર સમજતો નથી કેમકે ધનામાં જો કે શકિત છે પણ તેમાં ફ્રવષિ નથી-આરમઇતી અને તેથી આવતા રશ્નુ અને યઓનના ભેદો નથી એટલે તે આસન=મહા ડહાપણ નથી કે જેથી ભલી ખેરદ થાય એટલે તેમાં બુરી ખેરદ છે. આવી જાતના ધનાના પુજારી તે **દએવાચીના** છે તેઓ **અચિશ્તૅમ મનો** પ્રમાણે ચાલી પાપો કરી જગતમાં જડવાદને ફેલાવીને મરે છે ત્યારે ચીનવત ઉપરથી નીચે પડે છે-તનાસકમાં પડે છે. ધનામીને આ **દએવા-ચીના**માં રહીને તેઓને ખરફસ્ત્ર કરી એટલે તેઓની ખેરદ ગુંચવાવી તેઓને ખુદ-પરસ્તીમાં તરોમઇતીમાં હોમાવી તેઓને આરમઇતીથી દુર કરે છે જેથી તેઓ બુરૂં કરે છે અને **અએષેમ દેવને** જોર આપે છે

એટલે પોતાની દુષ=બુરી દુચ્છાની 'દ્રુજ'=પ્રબળતામાં-જંજીરમાં બંધાઇ જાય છે.

આવી રીતે અએષમનો દેવ બુરા વાદળાંઓ બાંધે છે, બુરી જીવતી અહીરીમની કેરદારો ઉભી કરે છે કે જેમાંથી પછી જગતની ઉપર આફતો દરેક રીતે પડી રહે છે. આ અહૂમ મરેતાનો=જન્મ મરણની આ તનોમંદ હયાતીને બાનયેન=પાપોની બીમારીથી અપવિત્ર કરે છે. પાપો કરાવી પાપોમાંથી બીમારી અને અપવિત્રાઇ જગતમાં ઉતારી રહે છે. આવી રીતે ધનામીન પોતે અચિશ્તેમ મનોના પ્રભાવમાંથી અએષેમને જોર આપી જગતને પાપોની બીમારીથી અપવિત્ર કરી નાખે છે. સ્પેના અને ઘનાની આવી રસાકસી છે જેમાં સ્પેના તરફથી જરથુશ્ત્રના હાવીશ્તો અને ધના તરફથી દએવાચીના=જડવાદીઓ ભાગ લઇ એક બીજા ઉપર સરસાઇ ભોગવ્યા કરે છે.

## ગાથા હા ૩૦-૭.

### દએવાચીનાઓ જેઓ ધનામીનની ભુલભુલામણીમાં ફસેલા છે તેઓની રોશન આકેબત લાવનાર સ્પેનામીનનું પથ્થરવાળું વસ્ત્ર.

ઉપર આપણે વાંચી ગયા છીએ કે ધનામીનનું કપડું કાળુ છે અને હરહંમેશ વધતુંજ રહે છે એટલે ધનામીન કાળાં કર્મોને કર્યાજ કરે છે અને દીન ઉપર દીન તે કાળાં કર્મોની ભુલભુલામણીમાં જે કોઇ માણુસ ફસી જાય છે તે કેમે કરીને પોતાની મેળે ખુદની ખુદીથી નીકળી શકતોજ નથી. તે માણુસ ઓર બુરો થઇ જાય છે, દએવાચીના=દેવને પસંદ કરનાર થઇ જાય છે અને છતે કાને બહેરો થઇ જાય છે માટે સ્પેનામીને પથ્થરનું કપડું-પથ્થરનું આસ્માન એવું કીધું છે કે તે પથ્થરનાં આસ્માનનો ભાર તે ભુલામણીમાં પડેલા માણુસ ઉપર પડવે તે માણુસ તે ભુલભુલામણીની ગુંચમાં જતો અટકે છે એટલુંજ નહિ પણ તે ભુલભુલામણીનું કાળું કપડું છીન્ન ભીન્ન થઇ જાય છે જેથી પછાડી તે માણુસને છુટકારો મળે છે. જે વખતે તે માણુસ ઉપર સ્પેનાના પથ્થરોનો ભાર પડે છે ત્યારે તેની ખરફસ્ત્રી ગતી થેકુંકને માટે નાહસી છુટવા જોર કરીને પછી બેહોશ થઇને પડે છે. આ પછી યઝતો તે ખરફસ્ત્રીને ભલી ખેરદમાં ફેરવે છે. આમ થવાથી તે માણુસમાં નેકીનો ખ્યાલ આવે છે- તરીકત પાળવાનો ખ્યાલ આવવા માંડે છે. પછી તે માણુસમાં આર-

મઇતીના ગુણો આવવા માંડે છે. તેનામાંથી ખુદ-પરસ્તી જવા માંડે છે જેથી તેનામાં સહનશીલતા અને નાકસી આવશે અને તેને સામાની બરદાસ્ત કરવાની કદર આવશે-તેનામાં પછી તમીઝ-અદબના ખ્યાલો આવશે આમ ધીમે ધીમે તેનામાં ભલુ મન થતું જશે અને પછી નેકીના કેરફેના કર્મોથી તેને દાદારનો પેવંદ પકડવાનો ખ્યાલ આવશે. પછી તે યઝતોના સંબંધમાં આવશે-યઝતોનો ખાદમ થશે-યઝતો તરફ ઉતયુઇતી બતાવશે એટલે યઝતોની શેઠાઇ કબુલ કરશે. આમ થયાથી આરમઇતીનો વાસો તેનામાં થશે-તેમાંથી સત્યસંગની વારના બહાર પડયા કરશે અને લોકો તેને માન આપશે. દુન્યામાં તે નેકી કરશે. જેમ સ્પેપર પહેલી ગરોદેમાન દુન્યામાં જે નેકી જામેલી હતી તેમ તે પોતે પોતાના રોશન ફેલથી ગરોદેમાનનો બાગ આ ગેતીમાં ઉભો કરશે કે જેમાંથી પાપીઓને રાહત આનંદ મળશે અને તે પાપીઓનેબી પોતાનો તેવો ગરોદેમાનનો બાગ ઉભો કરવાની ઉત્સાહ મરજી થશે-એટલે તે નરના સત્યસંગમાં આવ્યાથી બીજાઓબી રાહે રાસ્તી ઉપર આવતા થશે. એમ ત્યારે એક વખતનો તે **દએવાચીના**=દેવનો પુજારી પછીથી ઉતયુઇતી-આરમઇતીવાળો થશે એટલે યઝતોના પેવંદવાળો આરમઇતીની શકિત રાખતો થઇ જશે, જેની **તેવીશી** ઇચ્છા વારના **ફ્નઓથ્ર અહુરહે મઝદાઓ**ની થઇ રહેશે એટલે દાદારની મરજી અનુસાર થઇ રહેશે-ગેઉશના હમકાર અશો જરથુસ્ત્રની **હાવીશ્તી**=ચેલાગીરીમાં તે જોડાશે જેથી **ફ્રશો-ગર્દ** થવાનાં મહા કામનો તે અનુયાયી બની રહેશે.

## ગાથા હા ૩૦-૮.

### વધુ ગીરફતાર થતા દએવાચીનાઓ, જેઓ અએનંઘહુના તબકકા ઉપર આવતા જાય છે; તેઓના છુટકારાના ચાર મુળ તબકકાનો ખ્યાલ.

ઉપરના ફકરામાં જોયું છે કે ધનામીનથી ભમાયલો તે **દએવાચીના** આખરે ભલે રસ્તે ઉતર્યો છે. અહિંયાં તે **દએવાચીના**માંના જેઓ પહેલા ઓર બુરા થઇ **અએનંઘહુ**વાળા=અંતકરણના ડંખને લાત મારનારા, કાયદાને અપમાન કરનાર ઓર બુરા થઇ રહે છે-પણ પછીથી ભલે રસ્તે પડે છે તેની વીગત છે-ભલે રસ્તે કેવી રીતે પડે છે-તે કરવા તેને કેટલી મંઝલો કાપવી પડશે તેના ખ્યાલો આપેલા છે. **અએનંઘહુ**નો અર્થ કીનો કપટ કરીને કરે છે તે ખરો છે પણ તે અર્થ ઘણો સંકોચીત છે. **અએનંઘહુ**નો કીનો એટલે તનની બુરાઇઓ જે અંતકરણને ગુંગળાવે

છે તેઓની બુરી બુદ્ધી નામે અઅેનંઘહુ=કીનાની બુદ્ધિ પોતાના ફ્વાન તરફ રહે છે. અઅેનંઘહુ ત્યારે અંતકરણને નહી માનતી ગેરશાદ ગતી છે જેને ટુંકમાં કીનો કહે છે. તે દઅેવાચીના આગળા ફકરામાં કહયું છે તેમ જલદીથી જો સ્પેનામીનના પથ્થરની ધંટીથી દળાઇને શુધ્ધ થશે નહિ પણ વધુ અને વધુ બુરાઇ ઉપર જશે એટલે હાથે કરીને કાયદાને તોડશે–અંતકરણના અવાજને લાત મારશે તો પછી તેને છુટકારો મેળવતાં વાર લાગશે. એમ ત્યારે અહિંયાં તે દઅેવાચીના અઅેનંઘહુના તબકકા ઉપર વધુ બુરો થઇને આવી ઉભેલો છે. એના છુટકારાના ચાર તબકકા કહેલા છે. પહેલા તબકકામાં તેનો સંસારનો ભોગવટો આવે છે કે જેમાંજ સ્પેના અને ધનાની અસર તેની ઉપર થઇ રહે છે. તે દઅેવાચીના ધનામીનને વધુ અને વધુ માનતો રહે છે; કદી તે સ્પેનામીન તરફની જાય પણ ઘણોખરો ધના તરફ તે જઇ રહે છે–એમ ધનાને માન આપીને ગુનાહો કર્યા કરે છે અને કર અને જોના નીયમ પ્રમાણે કીધેલી નેકી બદી પ્રમાણે તેને કર્મનો બદલો મલી રહે છે. થોડુંકને માટે તે માણુસ ધના અને સ્પેના બેઉની વચમાં અટવાયા કરે છે. કોણુને વધુ પસદ કરવો તેમાં તે ગુંચવાયા કરે છે–પણ પછીથી શીક્ષાના મારથી તેને ખરી શુદ્ધ આવે છે. તે દીનના અધીકાર મુજબ સ્પેના તરફ જઇ રહે છે અને બહમનની ગતી પોતાના અંતકરણમાં ઉભી કરી પાપ નહિજ કરવાનો તે ઠરાવ કરે છે. એમ બીજો તબકકો પસાર કરે છે–ત્યારે પહેલાથી બીજા તબકકા ઉપર આવવા તેને શીક્ષા મળી પાદેફ્રાહની ખુશીથી ખમવાની કે ભારરૂપની તોજશ્ને તાવાઅે દીનની. પછીના બીજા તબકકા ઉપર તે આવે છે ત્યારે તે દીન ઉપર ચાલવા માટે દીન–દસ્તુરો પાસે જાય છે–દીનના અધીકાર મુજબ ચાલી રહે છે–તેમ કરવાનો ઠરાવ કરે છે. એમ ત્યારે શીક્ષાના પહેલા તબકકા ઉપરથી બીજા તબકકા ઉપર જઇ પુગતાં તેને દીન–દસ્તુરોની સલાહ મળે છે. દીન–દસ્તુરોની સલાહ મુજબની તરીકતોની ઉજવણીથી ભલું મન કરીને પછી અશોઇનાં મરકઝો પોતામાં ઉભા કરે છે. એમ ત્રીજો તબકકો થાય છે અને તે ઉભી થતી અષની શકિતના હાથમાં પોતાના શરીરના કુજને સોંપી દે છે જે ચોથો તબકકો થયો. ત્યારે બીજાથી ત્રીજા તબકકા ઉપર જવા તેને દીન–દસ્તુરોની દોરવણી કામે લાગી અને તેઓની સલાહથી થયલી તરીકતના જોરે તેણે ચોથો તબકકો કુદાવ્યો. એમ તે બુરો શખ્સ જે કાયદાને અપમાન કરતો હતો તે શીક્ષાથી ઠેકાણે આવે છે અને ભલું મન ઉભુ કરી દીન–દસ્તુરોને તાબે થાય છે–કીધેલાંની

શીક્ષાથી તેને ખરો રસ્તો સુજ પડે છે-તરીકત ઉપર રહીને અષ ઉભી કરી પોતાના દુજને અષના હાથમાં સોંપે છે એટલે દુજને ગવમાં બદલે છે. આમ એક ગુનાહગારનો રસ્તો ખુલતો રહે છે.

## ગાથા હા ૩૦-૯.

**ધનામીનની સામે સ્પેનાની ફતેહનો ચીતાર-તે દએવાચીના એટલે દેવને માનનાર જેઓ અઓનંઘહુવાળા ભલા કાયદાના ભંગ કરનારા દુઝ પરહેજને તુચ્છકારનારા હતા તેઓ કઇ રીતે ગેતીમાં અરદાફ્રવશના સીલસીલાની મગવ અનજુમનમાં જોડાઇને પોતાના અસલ સોબતી નહી સુધરતા દએવાચીનાઓને અએનંઘહુનાઓને સુધારવા દુઆ કરી રહે છે તેનો ચીતાર.**

ઉપર કાયદાને અપમાન કરનાર-અંતકરણના અવાજને તરછોડનાર **અએનંઘહુવાળો** તે માણુસ ચાર તબકકે ભલે રસ્તે પુગ્યો છે તે જોઇ ગયા છીએ, જેણે પોતાના શરીરમાંની દુજી ગતીને અષના હાથમાં સોંપી છે એટલે દુઝ હવસના ગેર બંદોબસ્તને રસ્નુના ભેદમાં ભલી વ્યવસ્થામાં આણી છે. એવા નરો હવે જરથુશ્ત્રના હાવીસ્તો સાથે મળવા ઇન્તેજારી કરી રહે છે. ગેતીમાંની જરથુશ્ત્રના હાવીસ્તોની મગવ અનજુમનોમાં બેસવા લાયક થવા તેઓ ખુદ ભલી હમ અનજુમન કરી રહે છે અને પછી તે મગવોની અનજુમનની પસંદગી મેળવી રહે છે. તેઓ ગેતીમાં **આ મોયસ્ત્રા બરના અષાચા**=અષને જોરે એક હમ મીથ્રની અનજુમન કરીને ભલા વિચારો મીથ્રો કરીને ભલા રોશન ગુબારો કરી અએશ્નમના બુરા ગુબારો સામે એક જબર ફ્રોર્સ ઉભો કરી રહીને જગત ઉપર નેકીનો વરસાદ ભલું સત્યસંગ સામટી રીતે પાંથરી રહે છે. જેમ યઝતો જેઓ મઝદાના સરદારો છે-હાથ નીચે કામ કરનારા છે, જેઓ **'હમેમ મનો'**ની અનજુમન કરીને એટલે ફ્રશો-ગર્દ માટેની છેલ્લી નેમ બજા લાવવાની અનજુમન કરી-તે ગીથ્રેબરીન-તે મોટો પ્રબળ વિચાર-તે છેલ્લી નેમ-goal ધ્યાનમાં રાખીને કામ કરતી અનજુમન કરી રહીને સૃષ્ટીમાં જુદી જુદી પણુ એક એકને મદદ કરતી ખીશકારી કરી રહે છે, જેમ **અરદા ફ્રવષનું** અનજુમન નીસ્તી ગેતીની પાંચ વર્ણોને એક મુળ વર્ણ તરફ લઇ જવા જુદી જુદી વર્ણોની દીનને ભલે રસ્તે ચલાવવાનું-

પતમાનની તરીકતના રસ્તા ઉપર ચલાવવાનું કામ કરી રહે છે, તેમ ગેતીમાંભી મગવ અનજુમનો થઇ રહે છે જેઓ હમ-મિથ્રનીજ રહે છે એટલે શદ રીતના એકજ મતથી કામ કરી રહે છે, જેઓમાંભી એવુંજ વૃદ્ધિનું ફ્રશો-ગર્દ માટેનું કામ થઇ રહે છે. આવી મગવ અનજુમનોમાં **ચીશ્તી યઝતનો** વાસો થયલો હોએ છે જેથી તે અનજુમનમાં ઇલ્મ અમલના ફેરસ્તાઇ કેહર્પોની હાજરીભી રહે છે. આવી તે અનજુમન **યવએચ**ના બધા કાળોના બનાવોમાંના કોઇભી બનાવની કેફીઅત સમજવાની શકતી ધરાવી શકે છે અને પેગામ્બર સાહેબનો મહાન દરજ્જો અને શકિત અને અધીકાર જે **ફ્રવરદીન યશ્ત** કરદા ૧૪ ફ૦ ૪૧, માંના **બરેષનુસ ભીપઇશ્તનયાઓ કહમાચીત યાઓંઘહાંમ જસો કહમાચીત આજંઘહામ બીવીવાઓ**વાળાં વાકયમાં બતાવેલો છે-એટલે એ પગોવાળી થઇ ગયલી નીસ્તીની વ્યકિતઓમાં ઉંચે ટોંચે ગયલા સાત કાળના મોટા બનાવોમાંના કોઇનેભી પુગી વળનાર અને કોઇભી આફ્રત કેબલા કે ધમીના બનાવને બીહડાવનાર પાછળ હઠાડીને નસાડનાર તરીકેનો બતાવેલો છે-તે મહાન દરજ્જા શકિત અને અધીકારને બરાબર સમજી શકે છે. આવી અનજુમન ઇલ્મ અમલની ખરી માદર તરીકે રહે છે જેમાં ચીસ્તી યઝતની ખુદની અદ્રષ્ય બેઠક રહે છે. આવી ભવ્ય અનજુમનમાં ઉપર કહેલા સુધરેલા નરો જેઓએ મહા કષ્ટી પછી પોતાના કુજને અષના હાથમાં સોંપેલો છે તેઓ દાખલ થવાની લાયકાત મેળવી રહે છે. તે મગવની અનજુમનમાં તેઓ દાખલ થઇને તે અનજુમનનું જોમ વધારી ભલા મીથ્રો-ભલા ગુબારો-આશીશો આપતી જીવતી ફેરસ્તાઇ શકિતઓ ઉભી કરીને પોતાની સાથના અસલ દોસ્તો જેઓ હજુર **દએવાચીના** જેવાજ છે તેઓની ઉપર ભલી દહમ આફ્રિતી પાડી રહે છે-એમ ભલા હમમીથ્રનું વૃદ્ધિનું મુંગું કામ કરી રહે છે. આવી રીતે સ્પેનામીન પોતે જગતમાં કામ કરી રહે છે. પહેલે ધના ફાવતો દેખાય છે, પણ આખરે તો સ્પેનાનીજ ફતેહ છે તેનો સીલસીલો આમ દેખાડે છે.

## ગાથા હા ૩૦-૧૦.

### ઝુનક પાસબાનીનો ભેદ-ઉપર કહેલા સુધરેલા દએવાચીનામાંથી જન્મ લેતાં ઉત્તમ ફરઝંદો-અશો જરથુશ્ત્રના હાવીશ્તોની આખરની ફતેહનો ચીતાર-જરથુશ્ત્રના ગેઉશ ઉરવાના હમકાર તરીકે થવાનાં કામની ફતેહને ચીતાર. જજૅન્તી વંઘહાઉ સ્રવહી શબ્દોનો ઉંડો અર્થ. જજૅન્તી શબ્દમાં ઘડી ઘડીજ જન્મવાનો નહી પણ જન્મવાના કામને પુર જોશથી ( intensity ) થી સફળ પાડવાનો અર્થ છે, જે બીના વંઘહાઉ સ્રવહી શબ્દો એટલે ભલી બંદગીના અવેજમાંથી જનમવું એ શબ્દમાં છે તેનું વ્યાકરણના નિયમ અનુસારનું ખરાપણું.

આપણે ઉપર સ્પેના અને ધનાની રસાકસી આ જગતમાં થઇ રહે છે જેમાં પહેલે જો કે ધના જીતે છે પણ પછીથી તે હારે છે તેનો પ્રભાવ જોઇ રહયા છીએ. આપણે જરથુશ્ત્રના હાવીશ્તોની લાયકાત જોઇ તેઓનાં ગ્નાનનું ઉંડાણ જોયું-તેઓની જગત સેવાનો ભાશ લીધો, આ તેઓની જગત સેવાની સામે ધનામીને દએવાચીના આશમોઘો કીકો કરપો ઉભા કીધા તે જોયું. આવાઓ પછી કઇ રીતે મોડે વહેલે સુધરતા આવે છે તે જોયું. કોઇ જલદીથી સુધરે છે પણ કોઇ તો અએનંઘહના બુરા તબક્કા ઉપર જઇને એટલે અંતકરણને નહી માન આપનાર કાયદાના ભંગ કરવાના બુરા તબક્કા ઉપર જઇને પછીથી સ્પેનાના પથ્થરરૂપ અસ્મનો માર ખાઇને સુધરે છે તે જોયું. આપણે મીનોઇની અનજુમન જેવી ગેતીમાંની મગવ અનજુમન જોઇ કે જેમાં પેલા એક વખતના દએવાચીના પછીથી સુધરીને દુજ વગરના થયલાઓ દાખલ થઇ રહીને બીજા દએવાચીના-અએનંઘહના દરવંદો જેઓ સુધરતા નથી તેઓને સુધરવાની દુઆ કરી રહે છે. આવાઓને આ દશમા ફકરામાં વંઘહાઉ સ્રવહી=ભલી નીશ્કામ વૃત્તિની બંદગીમાં રહેલા કહયા છે. આવાઓની વંઘહાઉ સ્રવહીમાંથી એટલે ભલી બંદગીના અવેજમાંથી ઝુનક-પાસબાની થઇ રહે છે. આવી ઝુનક-પાસબાનીમાંથી એટલે માંથ્રોથી ભરપુર થયલા પાક ઝુનોમાંથી જે ફરઝંદો જન્મે છે તેઓ બાપ કરતાં સવાયાં રહે છે. અહિંયાં જનમવાને માટે જજૅન્તી શબ્દ આપેલો છે.

**ઝન** એટલે જનમવું શબ્દનો દબલ આકાર કરીને **જજૅન્તી** શબ્દ થયો છે. **ઝન** શબ્દનો દબલ આકાર **ઝઝન** છે અથવા **ઝીઝન** છે. જેમ 'જી'=જીવવું તેના દબલ આકાર તરીકે **જીજી** છે જેમાં જીવવાની મતલબને intense ઘણીજ અર્થ સુચક–ઘણીજ ઘાડી કરવાનો અર્થ છે; આવી ઘાડી મતલબે જીવતાઓ પોતે જીવીને બીજાને જીવવા દઇને જીવવાની મતલબને અર્થ સુચક સવાબકાર બનાવે છે. એવીજ રીતે **ઝન** જનમવાના **ઝઝન** શબ્દનો અર્થ સમજવો. **ઝન** જનમવું અને **ઝઝન** એટલે જન્મીને બીજાઓને તેવો બુલન્દ જન્મ આપવાની તોફીક આપવી, જનમવાની નેમ પાર પાડવી–જનમવાનું સારથક કરવું જનમવાનો ફેરો સફળ કરવો. ત્યારે **જજૅન્તી** શબ્દમાં જનમે છે અને જનમવાની મતલબને intense કરે છે–ઘાડી કરે છે એટલે પાર પાડે છે એટલે તે જનમનાર પોતા કરતાંબી વધુ ભલાને જન્મ આપીને બીજાઓને તેમ જન્મ અપાવવા શીખવે છે. આ **જજૅન્તી** શબ્દના ક્રીયાપદને frequentative or intensive verb ક્રિયાપદ કહે છે કે જેમાં **repetition** or intensity of the action or condition denoted by the verb એટલે ક્રિયાપદના ધાતુનાં અર્થના કાર્યને અથવા હાલતને એકથી અનેક કરવાનો યા તે અર્થને અર્થસુચક કરાવવાનો મર્મ આવેલો છે. **જજૅન્તી** શબ્દનો અર્થ એ રીતે ઘડી ઘડી જનમવાનો યા જનમીને જનમવાની નેમ પાર પાડવાનો બેઉ રીતનો અર્થ થાય. પણ ઘડી ઘડી જનમવામાં તો તનાસક–ગુનાહનો સજાનો અર્થ આવે–માટે **જજૅન્તી** શબ્દની પાસે ગુનાહનો શબ્દ હોય. પણ જો **જજૅન્તી** શબ્દની પાસે સવાબનો શબ્દ હોય કે જેમ અહિંયા છે જેવો કે **વંઘહાઉ સ્રવહી** ભલી બંદગીમાં–તેના અવેજમાં જનમવું–આમ અર્થવાળો શબ્દ હોય તો પછી intesity of action નો અર્થ લેવો એટલે જનમવાના કામનું સારથક કરાવે–જનમવાની નેમને પાર પડાવે તેવો અર્થ લેવો. એમ ત્યારે અહિંયાંના **જજૅન્તી** શબ્દમાં જનમીને જનમવાની નેમ પાર પાડવાનો અર્થ છે અને નહિ કે ઘડી ઘડી જનમવાનો અર્થ હોય. કેમકે **વંઘહાઉ સ્રવહી** ભલી બંદગીના અવેજમાંથી જનમનાર જનમીને જનમવાની નેમ પાર પાડે એટલે બાપ કરતાં સવાયો દીકરો પેદા પડે. માટેજ અહિંયાં કહે છે કે **વંઘહાઉ સ્રવહી**=ભલી બંદગીના અવેજમાં–બુનક પાસબાનીના નતીજામાં જે **જજૅન્તી**=જીંદગીનો ફેરો સફળ કરવા જનમે તે બાપ કરતાં સવાયાંજ હોય. કહે છે કે **યોઇ**=જેઓ **વંઘહાઉ સ્રવહી**=ભલી નીશ્કામ વૃત્તિની બંદગીના અવેજમાં એટલે બુનક પાસબાનીથી–બંદગીનું

જોમ અને તેનું ફળ ખુનમાં જવે ખુન પુખ્ત થાય છે જેને ઇનજાત થયલું ખુન કહે છે, તેવાં ઇનજાત થયલાં ખુનોમાંથી જનમે છે-**જજૅન્તી**=જનમીને જનમવાની નેમને intense ધાડી અર્થ સુચક જીંદગી પાર પડે તેવી કરે છે, તેઓમાં **આવા દુજો**=દુજ હેઠો પડેલો નપુસક જેવો થયલો એટલે ઘણોજ જુજજાજ રહે છે એમ તેઓ નેક નરો રહે છે. આવાઓ પછી મોટા થઇને જ્યારે જરથોસ્તી દીનમાં દાખલ થાય છે **યઓજૅન્તે આહુષિ-તોઇશ વંઘહેઉશ મનંઘહા મઝદાઓ અષાખ્યાચા**=જેઓ મઝદાના અશોઇવાળા બહુમનની ભલાઇવાળા નીસ્કામી તલસમોમાં જોડાય છે એટલે નવજોત કરી નાવર મરાતબ જેવા થઇ રહે છે ત્યારે તેઓનો પેલો '**અવા-દુજ**' જુજજાજ જેવો દુજ તદદનજ **સ્કેન્દો**=છીન્ન ભીન્ન થઇને **સ્પયથ્રહુયા**= દુર ફેંકાય છે. એમ એવા સુધરેલા પેગામ્બરની **હાવીશ્ત**=ચેલાગીરીમાં જોડાયલા નરોની કુખમાંથી આવા શેર કરતાં સવાશેરના ફરઝંદો જન્મી રહે છે જેઓ પછી જરથુસ્ત્રના કામને ટેકો આપે છે એટલે ગેઉશ ઉરવાના હમકાર તરીકે રહીને જરથુસ્ત્ર જગતનો જે ભાર ખમી રહે છે-જગત સેવા કરી રહે છે તેમાં પોતાનો અદના ફાળો આપી રહે છે. એમ ત્યારે સ્પેનામીનનો ઝલ્વો આગળ અને આગળ પહેડી દરપહેડી વધતો રહે છે જ્યારે ધનામીનનો દાવ પહેડી દરપહેડી રદ થતો જાય છે તેનો આવો ચિતાર છે. પેગામ્બર સાહેબના હાવીશ્તોની આવી કરામત છે જે પેગામ્બરની ખુદની ઉપર રોશન અજવાળું પાડે છે.

## ગાથા હા ૩૦-૧૧.

### સ્પેના અને ધનાની જખુન રસાકસીમાં થતી ધનાની હાર-તેમાં અપાતો જરથુશ્ત્ર અને તેના મોટા હાવીશ્તોનો મુળ ફાળો-તેઓના મુળ હથ્આર તરીકે કામે લાગતા ઉરવાતા નામે ઝંદ અવસ્તા-તેઓની બુલંદી ઉપયોગીતા ફ્રશો-ગર્દ લાવવા માટે-તેઓથી મળતી હમેશની ખુશાળી; તે ઉરવાતાને ગ્રહણ કરવાનો આગ્રહ માનવની આગળ હાવીશ્તો કરી જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જઇ રહે છે તેનો ચીતાર.

ઉપર જરથુશ્ત્રના હાવીશ્તોની ફતેહ વીષે વાંચી ગયા. સ્પેના અને ધનાની રસાકસીમાં આખરે સ્પેનાને ફતેહ મળે છે તેનો ગુહય ચિતાર જોયો. વળી જોયું કે ધના જો કે પહેલે ફાવ્યો પણ આખરે તો હારે છે-પેગામ્બરના

હાવીસ્તો તેને પોતાના હથીઆરથી હરાવે છે. આ હથીઆર શું છે? આ હથીઆરથીજ પેગામ્બર અને તેવણુના હાવીશ્તો આ જગતને આ ચાલુ ઝરવાને દરેઘો ખદાતમાં ફ્રશો-ગર્દ તરફ લઇ જઇ રહે છે. તેઓનું ફ્રશો-ગર્દ તરફ જગતને લઇ જવા માટેનું હથીઆર શું છે-તે હથીઆર અને તે હથીઆરની જાત વીષે હવે કહે છે-તેની અતી ઉપયોગીતા બતાવી છે-તે હથીઆરથી શું છેડો આવશે-માટે તે હથીઆરોને હવે બતાવે છે. આ હથીઆરોને અહિંયાં **ઉરવાતા** તરીકે કહયા છે જેઓને **'તા'** જોડરૂપના કહયા છે. આ **ઉરવાતાનું** જોડરૂપનું હથીઆર તે ઝંદ અવસ્તા છે-તેના માંથ્રો છે-તેની વરઝીશી છે. પેગામ્બરના હાવીશ્તો-દીન-દસ્તુરો-રતુઓ-ઉસ્તાદો આ **'ઉરવાતા'**ની ઉપયોગીતા વિષે જગતને જાહેર કર્યાજ કરે છે. તેઓ જગતની આગળ આ **ઉરવાતા** ઝન્દ અવસ્તાને ધરે છે અને કહે છે કે અએ બસ્તે-કુસ્તીઆનો, આ **ઉરવાતા** આ ઝન્દ અવસ્તા તમો શીખો તે તમારે શીખવીજ જોઇએ. દાદાર અહુરમજદે પોતે જાતે આ **ઉરવાતાને** જગતનાં લોકોનાં નીરવાણ માટે આપેલા છે.

જરથુસ્ત્રનાં આ શીક્ષણો જેઓ ફ્રશુશો-માંથ્ર અને માંથ્ર-સ્પેન્ત તરીકેના ૨૧ નસ્કોના છે તેઓ દરેઘો ખદાતના જુદા જુદા અઇયામોમાં એક સરખી રીતે ચાલી શકે નહિ, કેમકે દરેક અઇયામની જરૂર એકસરખી રહેતી નથી. તેઓને જમાનાના રાએનીદારો પોતપોતાના જમાના અનુસાર અને તે જમાનામાંના બસ્તે કુસ્તીઆનની જરૂર અનુસાર થોડા કે ઘણા પ્રમાણમાં જાહેર કરે છે જેને તે તે જમાનાની ઝન્દ અવસ્તા કહે છે જે (ઝંદ અવસ્તા) તે તે ઝમાન માટે અતી ઉપયોગી છે કેમકે તેથી ખએત્વની હાલત દુજ રહીતની હાલત થશે. એમ ઝન્દ અવસ્તા આ માંથ્રોનું ભણુતર માનવને **ખીતિચા** ઉપર=ખએત્વની દુજરહિત થવાની હાલત અને શકિત ઉપર લઇ જઇને **એનેધ્રતી**=દુખરહિતનો કરે છે એટલે જન્મ મરણુના ફેરામાંથી મુકત કરે છે. આવા ઝન્દ અવસ્તાને ગ્રહણ કરવાની રીતો જરથુસ્ત્રના ચેલાઓ શીખવી રહે છે એટલે તરીકતનો ભેદ તેઓ શીખવી રહે છે. તેઓને જે કોઇ લેશે નહિ તેઓને **રષો**=નુકશાન પુગશે-તેઓને આઝુરદેગી મળશે અને જેઓ તે ઝન્દ અવસ્તાને સમજી તેની સલાહ પ્રમાણેની તરીકતો પાળશે તેને **સવચા અષવચ્યો**=અષવન માટેના ફાયદાઓ મળશે. આ **સવચા**=ફાયદાઓ શું છે? આ ફાયદા ઉશ્તા મેળવવાના છે, ઉશ્તા શું છે? જગતનું સુખ કઇ ઉશ્તા નથી કેમકે તે સુખનો બીજો અરધો ભાગ તે દુખ છે માટે સુખ આવે ત્યાં પછી દુખ આવશેજ

એમ સમજવું. પણ જ્યારે આ સુખ દુખ સામાન્તર ગતીના થઇને ગુણાઇ જાય છે ત્યારે તેને રામેશ્ની કહે છે. અને આ રામેશ્નીમાં જ્યારે બીજાના સુખ દુખની રામેશ્ની ઉમેરાય છે ત્યારે તેને ઉશ્તા કહે છે. આવી જાતની ઉશ્તા આ ઉરવાતા મેળવી અપાવી શકે છે. એમાં ત્યારે ફ્રશો-ગર્દને નજદીક લાવવાનો અર્થ છે. જેઓ ઝંદ અવસ્તા પ્રમાણે તેના શીક્ષણ પ્રમાણે વર્તતા નથી તેઓ જગતમાં દએવાચીના=સ્વાર્થી થઇ રહે છે માટે તેઓને રષો=શીક્ષા થશે. આવા પાપીઓ જેઓ પેગામ્બરના ઉરવાતાને લેતા નથી તેઓ આખરે તો તે ઝંદ અવસ્તાને લેશેજ. તેઓને સઝા-શીક્ષા મળશે ત્યારે તેઓમાં આસ્ન મીનોઇ ડહાપણ ઉગશે જેમાંથી પછી ભલી ખેરદ ઉભી થશે જેથી તેઓ દીન તરફ તે ઉરવાતા તરફ પાછા ફરશે એમ તેઓને આખરે ઉશ્તા અનંત ખુશાલી મળશેજ. આમ ઝંદ અવસ્તા શું છે માંથ્રો શું છે તેનો ભેદ બતાવે છે. આ માંથ્રોથી આ ઝંદ અવસ્તાથી-તરીકત અને તેની ઉજવણી કે જે બધુ આ ઝંદ અવસ્તાના ઉરવાતામાં આવી જાય છે તેથીજ ધના હાર્યો છે અને સ્પેનાની જીત થઇ રહે છે અને દરવંદો દએવાચીનાઓ ધીમે ધીમે અશોઇ તરફ જઇ રહે છે અને બીજી ચાર વર્ણોની દીનો પોતાના જોતીને આ મુળ તરફ દોરવી રહે છે. તે ઉરવાતાની અઇપિતાઇશ ભલી લેહ સત્યસંગ એવી રીતે ઉશ્તા અપાવે છે તેનો છેલ્લો ચીતાર આપી રહે છે. કુદરતની કાળી બાજુને મહાત કરીને સફેદ બાજુમાં મેળવવાની ગતી આ ઉરવાતામાં છે ઝંદ અવસ્તામાં છે, તેના શીક્ષણોથી આવતા સત્યસંગમાં છે તે છેલ્લે બતાવી રહે છે.

---

હવે ગાથા હા ૩૦ ના અગીઆર ફકરાઓ માટે પહેલવ દીનકર્દના ૨૧ નસ્કોમાંના ત્રણ નસ્કોમાં આપેલી વીગત શ થાય છે.

## ગાથાનો હા ૩૦ કે જેમાં અગીઆર ફકરાઓ આવે છે તે બધા માટેની, દીનકર્દમાં આપેલા નસ્કોમાંના ત્રણ નસ્કો નામે સુદકર, વરશ્ત માન્સર અને બગાંન નસ્કમાં આપેલી તફસીલવાર સમજ-તાવીલ.

### સુદકર નસ્ક (અત્ તા વખ્યા):

#### ગાથાના હા ૩૦ ના અગીઆર ફકરાઓ માટે

૧. 'શશુમ ફ્ર્ગર્દ "અત્ તા વખ્યા" મદમ્ પાહ્લુમીહ્-ઇ-પંન્જ્ અવાદીહ્'=છઠ્ઠી પરગર્દ પાંચ જાતની આબાદીહ=કરમ બક્ષેશોની ઉત્તમતાને માટે છે;

'ફ્રતુમ્ પવન્ અહ્લાહી'=પહેલી કરમ બક્ષેશ સચ્ચાઇની છે;

'દદીગર્ પવન્ ફ્રઝંદ્-ઈ-નીવગ્'=બીજી બક્ષેશ ઉત્તમ ફરઝંદની છે;

'સદીગર્ પવન્ ઝીમીગ-ઇ-રોદીશન્ આઓમંદ્'=ત્રીજી કરમ બક્ષેશ ફળદ્રુપ જમીનની છે;

'ચાહ્રૂમ્ પવન્ રમગ્-ઇ-મેશાન્'=ચોથી કરમ બક્ષેશ બકરાઓનાં ટોળાંઓની છે;

'પંન્જમ્ પવન્ ફ્રાખ્તીહ્-ઇ-પવન્ ખેશકારીહ્'=પાંચમી કરમ બક્ષેશ પોતાનાં કામ માટેની કુશળતાની છે.

૨. 'મદમ્ ખ્લુકુનીશન-ઇ-વલ્ તુખ્શાકાન્ ગદ્મન્ વલ અશગેહાનાન્ શકુનાઇહ્'=કારીગીરી કરનારાઓ પોતાનું કીમીયુ કરનાર, તરીકત પાળનારાઓને 'ગદ્મન્'=અઇપીની સ્વચ્છ થતી હાલત મેળવવાનું શુભ નસીબ હાંસલ થશે અને આળસુઓને (એટલે પોતાનું કીમીયુ કરવાની ફરજ ચુકનારાઓને) ગસીબાઇ તંગી (એટલે દુખી હાલત, બુરી અઇપી) હાંસલ થશે.

૩. 'થતીબુનાન્'=બેસી રહેનારને તે 'ગદ્મન્'=અઇપીની સુક્ષ્મતા 'એવ્ગાનગ્'=એકગણી હાંસલ થશે.

'રાગીરનાન'=ચાલનારને તે 'ગદ્મન' બેગણું હાંસલ થશે.

'તચાન્'=દોડનારને તે 'ગદ્દમન્' ત્રણગણું હાંસલ થશે.

'શતુનાનક્'=ઝડપીને તે 'ગદ્દમન્' ચારગણું હાંસલ થશે.

'દેશ્નુનાન્ ઇક્ પવન્ અસ્પ્'=ઘોડા ઉપર બેસનારને પાંચગણું હાંસલ થશે.

'વાઝાનક્ પવન્ શઇ'=રથમાં બેસનારને છગણું હાંસલ થશે.

'દાદીસ્તાન્ શનાખ્તારીહ્ વ વીચારૂતારીહ્'=કાયદાઓને જાણી શાખીને બીજાને સારૂ નરસુ પારખવાનું શીખનારને સાતગણું હાંસલ થશે.

'હુ પાનાગીહ્-ઈ-ખાસ્તગાનક્'=દોલતની શુભ નેક પાપ રહીતની એટલે શદી છાયામાં રહેનારને આંઠગણું મળશે.

'શનાસગીહા તુખ્શાકીહ્-ઈ-મદમ વરઝીદારીહ્ ઇ ઝીમીગ્'=જમીનને ખેડવાની વીદયાની કુશળતાવાળી સમજને 'ગદ્દમન્' નવગણું મળશે.

'આમુજ્કારીહી ઇ માંથ્ર સ્પેન્ત'=માંથ્ર સ્પેન્ત શીખત્નનારને તે 'ગદ્દમન્'=દસગણું મળશે; તે બધાંની ઉપર.

૪. 'ઝરૂમાન્ ગબરા'=ઉમરે પુગેલાં માણુસની ભારી પશેમાની કે જુવાનીને આળસાઇમાં કાઢી, તરીકત વગરની કાઢી તે ઉપર–

૫. માણુસે જુવાનીમાં જો ચાર ચીજો મેળવેલી હોય તો બુઢ્ઢાપણામાં તેથા તેને ઘણી ખુશાળી રહે છે:

પહેલી ચીજ પાક દીની ઇદમ, બીજી ચીજ તે ફાયદો આપતી દોલત, ત્રીજી ચીજ તે પાક દામાન બૈરી અને ચોથી ચીજ તે સુખી ઘર વીષે–

૬. આબાદ હાલતની પાંચ દોલતો: પહેલી દોલત ખીશ્કારી, કંઇબી કામ ધંધોધાપો, બીજી દોલત મહેનતુ જીંદગી, ત્રીજી દોલત સંતોષ, ચોથી દોલત નીરંખ્તહૂશનહ્=ખરો સાચ્ચો હોશ–ખરી જોઇતી હોશીઆરી, પાંચમી દોલત યુકતીબાજી resourcefulness વીષે.

૭. મરતુગાન્=છોકટાઓ વચ્ચે યતીબ્નુનસ્તન્=બેસવાની મનાઇ વિષે.

૮. વળી આ છે કે જે કોઇ યઝતની મરજી પ્રમાણેનો દારૂ પીતા

નથી તો તેવા તેના દારૂના પીધાથી તેની મનસ્ની (સેફલી) બુરી થાય છે અને લોકોને અને કામની વ્યવસ્થા થવામાં ખલલરૂપ થઇ રહે છે.

૯. વળી આ છે કે તમો ખોરાક ખાઓ ત્યારે તેને બરની જગા ઉપરજ ખાઓ. જયારે કંઇબી તું ખાય તે ખોરાક હલકો હોય-ભારી નહિ હોય, કે જેથી ખાધા પછી નેકીનાં કામ થાય અને ગુનાહોથી દુર જવાય. એમ જયારે તું કંઇ ખાય, ત્યારે તુંને અનુશેહીની ખુશાળી થાય, માટે દરવીશોને માટે ભાગ કાઢ; તે દરવીશ પછી ભલી દુઆ કરશે. **દરવીશ પાક આઝાદ અને કાયદાસરનો હોય તેમ તેની દુઆ ઉત્તમ હોય.**

આઝાદી-ગુનાહોની પરહેઝી એજ અષોઇનું પહેલું પગથ્યું છે.

## વરશત માન્સર નસ્ક :

**'અત્ તા વખ્શ્યા'**ની સાતમી પરગર્દ.

૧. દીન (કે જે ઉપરથી નીચે ઉતરે છે તે) **'માન્સર'**=મીનોઇ એટલે અણદીઠ શકિતની શુભ માંથ્રો વિષે છે તેઓ **'આયઝીશને આઑમંદી'**=દાદાર સાથનો મેલાપ કરાવી આપનારા અને **'નીયાચીશને આઓમંદી'**=દાદારની ભકિત કરવા માટેના બીનહરીફ છે તેઓને માટે છે. વળી આમ છે કે **'હુમીનીદાર્'**=ભલી મનસ્નીવાળો, **'આકાસ્'**= વીદવાન અને દાના તેઝ શકિતનાં માણુસથી થયલી મીનો ગતીની મીનો કેહપવાળી યજશ્ને (જોતી રાથ્વી સાથે મળીને થની ક્રીયા અને તે વખતે ઉભી થતી મીનોઇ અણુદીઠ યઝત વસેલી કેરદાર જેને **મીનો ઇ-એ-આયજશ્ને** કહે છે, તે) ખુરશેદની પુર ખોરેહવાળી રોશની સાથે મળી જાય છે-હમરાહ થાય છે અને અમશાસ્પંદોની **'કામક્ અનજામી'**= ખુશાળી અપાવનારી મુરાદ અને **'ઉરૂવાખ્મ'**=અન્નત આનંદ સાથે મેલાપ કરાવી અપાવે છે.

૨. માણુસોની મરજીની **'વીચીન્'**=પસંદગી એટલે મરજી કઇ રીતની હોવી જાઇએ તે વિષે અને **'પવન્ વીચીન્ ગારીહ્'**=તે પસંદગીની સાથે **'રાસ્ ઇ ઓલ્ મીઝદ્'**=મીનોઇ મુરાદ મેળવવાનો રસ્તો-મુરાદ મેળવવાની તરીકતો મળતા વીષયની હોવી જોઇએ તે ઉપર.

૩. તે **'ગાસ'**=મીનોઇ મહેમાર આપતી સંસ્થા કે જેથી ભલી મુરાદ=ઇચ્છાઓની સાથે મેલાપમાં લાંબો વખત રહી શકાય તે કઇ રીતે

મેળવવી તે વિષેની લોકોને અપાયલી સલાહ વીષે અને યઝદાંનની દીનને યાદ કરતા જઇને-મનમાં લેતા જઇને બીજાને શીખવવા વિષે.

૪. જરથુસ્ત્રે સમજાવ્યું છે કે લોભ અને અદેખાઇની બુરી શકિતએ લોકોને આમ કહયું કે એકજ શેકમ ગર્ભસ્થાનમાં રહેલા બે ભાઇઓ-એક અનહુમા અને બીજો અહીરીમન હતા. તેઓમાંના એક 'અમુસપંન્દ'=નુરે બુરી ગતી પસંદ કીધી. તેને લીધે પછીથી જયારે તેણે 'શ્નાસગાન્'=પોતાના ઓળખીતાઓને 'શેદાઆન્ અયઝશ્ને'=બુરાઇની આરાધના કરવા કહયું ત્યારે એટલે આખરે છેલ્લે 'અપાખ્તરીગાન્'=રોશનીથી દુર ગયલાઓને લગતા ઉત્તર તરફનાં ધામમાં રહેનારાઓને લગતી 'શેદાઆન્'=બુરી શકિતઓને માટે એક ગોસ્પંદને (ચઢાવવા) નકકી કરી આપ્યું આ બધાં વિષે.

૫. 'દુજ્નીહ ઇ અરેશશેદા'=અરેશ દેવની ઠગ વીદયા વીષે અને રોશની અને અંધકારના 'જવેત્બુન્'=છુટાં છુટાં ઉસુલ માટે અને 'શપીરીહ-ઇ-ઝક્-ઇ-રોશન્ સ્તીહ પવન્ વચીન્ વ વરશ્ત્'=રોશન ફેલની પસંદગી અને તે પ્રમાણેની કાર-રવાઇ માટે રોશનીની પેદાયશની ભલાઇ (ઉત્તેજન) અને 'સરૂયાઇહ-એ ઝક્-એ-તુમ'=બુરી પેદાયશની બુરાઇ (દગો) વીષે.

૬. ધનાગીનોનું 'દન્દીહન્'=સ્પેનાગીનને કહેવું કે અમે સ્પેનાગીન, બુરી મનશ્નીવાળો હું છું. બુરી ઝબાન અને બુરી કરશ્નીવાળો હું છું. મારૂં કપડું 'તમીગતર્'=તદ્દન કાળું છે અને 'કુબદ્ સતવર્'=ઘણુંજ સખત જાડું છે અને 'દુશ ખેરૂતર્'=ઘણુંજ બુરૂં અને ઉદાસી-નાસીપાસી ઉપજાવનારૂં છે, એટલે લગી કે જેમ જેમ તે કપડું વધારે અને વધારે 'વજ્લુન્દ્'=વધતું જાય છે તેમ તેમ 'તારીક્તર્'=શીહા અને શીહા થતું રહે છે. 'દુશમત્'=બુરા વીચારો, 'દુશ ઉખ્ત્'=બુરા બોલ, 'દુશાન્ વરશ્ત્'=બુરાં કામો મારો 'ખુરશ્ન્'=ખોરાક છે. 'ઝક્ ઇ વલ્મનશાન્'=તેઓમાંના જેઓ બુરાં વીચાર, બુરાં બોલ અને બુરાં કામોમાં રહે છે તેઓને હું 'ઝુશમ્'=ચાહું છું.

૭. ધનાગીનને પેલા અનહુમાનું કહેવાનું એમ છે કે મારા વીચારો પાક છે-મારી બોલી અને કરણી પાક છે. આસમાન મારૂં વસ્ત્ર છે જે આસમાન પહેલાં શરૂઆતમાં 'ગેહાન્ સ્તીહ'=જગત થવા માટેના મસાલા પ્લાસ્તરમાંથી 'બરેહીનેદ્'=બનાવેલું જે 'ગેહાન્ સ્તીહ'નો મસાલો તમામીઅતમાં પથ્થરમાંથી બનાવેલો હતો; જે પથ્થર બીજા બધા

પથ્થર કરતાં ઉંચો છે (એટલે દુન્યવી તે પથ્થર હતા નહિ પણ મીનોઇના તે પથ્થરો હતા); જેવા બનાવેલા આસ્માનમાં હીરાઓને જડેલા હોઇને સંગારેલું છે. હુમત-હુખ્ત અને હવરસ્ત મારો ખોરાક છે, તેઓને હું ચાહું છું કે જેઓ હુમત-હુખ્ત-હવરસ્તને માટેજ છે.

૮. વળી એમ છે કે તેઓ બુરી વીદયાના દેવો છે. તેઓ રાસ્તીને બીલકુલ ચાહતા નથી અને તે દેવો જેઓના અંદરખાનેના વીચાર-ઇચ્છા અકોમનને લગતાં છે તેઓ કદીબી રાસ્તીને ચાહે નહી તે વીષે.

૯. દુન્યાના લોકો દએવના ફરેબથી છેતરાઇને પોતાનાને છેતરી રહે છે, જેથી તેઓ ઉપર બીમારી ઉતરે છે એટલે દેવોથી બીમારી ઉતરે છે તે વીષે. દુન્યામાંનાં સંસારી લોકો બુરી ચલણની જીંદગી કરવાની ઉપર ઉતરી પડે છે તે ઉપર.

૧૦. પેદાએશના છુટકારા માટે અહુરમજદ દીનનું શુભ ચલણ અને દાનાઓને-નવા રાએનીદારોને ફરી ફરી મોકલે છે, જેઓ તે દેવોની બુરાઇ-આફતને પાછી દેવોની ઉપર ફેંકે છે, અને અહુરમજદની ખોદાઇ મીનોઇ ભલી સત્તા પાછી જમાવે છે, અને બહમનનો લાહવો, ભલી મુરાદી બક્ષેશ, યઝતોની મદદ-લાહવો મેળવી રહે છે. માનવની પાદશાહી દેવોની ઉપર આખરે થઇ રહેશે, પાક લોકોની નાપાકોની ઉપર, અષોઇવાળાની દરવંદોની ઉપર થઇ રહેશે તે બધાંની ઉપર; તે બધાંઓની ફરશો-ગર્દ નઝદીક લાવવાની ભલી કારદાની કઇ રીતે ચાલી રહેશે તે ઉપર.

૧૧. વળી આમ છે કે **સ્પીતમ જરથુશ્ત્ર, તારે લગનાઓ તેઓ છે કે જેઓ આ દુન્યામાં ફરશો-ગર્દ લાવશે.** તેઓ દરખ્ત=તથરત મજબુત રીતે ઉભેલા રહેશે. '**ઝયન્ હાવંદ્ પવન્ ખાઇશન્ ઇ અહુલાઇ**'=અષોઇ પાકીઝગીની ખાહેશથી સજ થયલા રહેશે અને '**સ્પુગવાન્ગ વલ્મનશાન્ હોમના (હોમુન્દા)**'=તેઓ આઝાદ દીલના રહેશે; અષોઇના વીચારો-માથ્રેનાં બળથી તેઓ જે કંઇ ચીજો રાસ્તીની હશે તેને અષોઇમાં વધારશે આ બધાંની ઉપર.

૧૨. તેઓને માટે '**સ્તોત ગુબશને**'=સ્તોતોની ઝબાનમાં એટલે ઝંદ અવસ્તામાં '**સુદ્દ યકવીમુનેદ્**'=બસારતથી જણાવેલું છે એટલે કે '**ગાસાન્ ગોફ્ત યક્વીમુનેદ્**'=ગાથાની બંદગીઓ જેવી કે ગાથાઓમાં કહેલું છે કે જેઓ તારી સાથે છે તેઓ સાથે હમો છીએ એટલે કે

તારા પોતાને લગતા હમો છીએ-આ જગતમાં ફ્રશો-ગર્દને લાવીશું આ વિષે.

૧૩. અમશાસ્પંદોની અન્જુમન (ગેતીમાં) તન પસીન (ની ગતી) કરવા માટે હમેશાં રહેશે તે વિષે.

૧૪. વળી આમ છે કે દુજના સીપાહોને લશ્કરને જમાનાની અંદરના રાએનીદારને જોરે તેઓ તોડી શકે છે.-તેઓ ખુરશેદની રોશનીથી સજ થયલા રહે છે. (આ બધાં વિષે તેમ) તેઓનાં આઝાદ શરીરો 'વર્ચ'ની ગતીના એટલે ચલકતા (રહેશે); જેઓ અથોરનાન, રથેસ્તાર, વાસ્ત્રીઓશ અને લોકોના સાહેબ એટલે ખુદા-શાહ હોય છે; જેઓની સાથે અપીશવંધહુ અને શાદી ગતીનો મીનો (પારંદી) શાદ યઝત રહે છે. તેઓ ભલી મનશ્નીના અને દુખ રહીતની ખુશાળીવાળા હોઇને ભલાજ આનંદના રામશ્નીના વીચારમાંજ રહે છે, અને પોતે રામશ્ની સાથના રહીને (દુખ અજ્ઞાનતા વીગેરે વગરના હોવે ગેતીમાં ઇનસાફ પાંથરે છે, કે જેથી) દુંયામાં અહુરમજદનું ચલણ જામે છે. તેમ અષ (વ્યાપી રહે છે), જેથી ત્યારે અહુરમજદને અને દીનને સરદાર તરીકે સત્તા ચલાવનાર તરીકે પસંદ કરે છે.

૧૫. ત્યારે આગ છે કે જેની મનશ્નીમાં દુન્યાના દસ્તુરનું માન છે, તે હમેશાં રાસ્તીનોજ વીચાર રાખે છે, તેની સચ્ચાઇ (ડહાપણ) વધ્યા કરે છે.

૧૬. માણુસને ત્રણ ચીજોને માટે સલાહ આપવાની છે કે જેથી ફ્રશો-ગર્દ જલદી આવે અને ગેતી વૃદ્ધી તરફ જઇ રહે: પહેલી ચીજ: રાસ્ત દીનની ઇચ્છા પ્રમાણે રહેવું; બીજી ચીજ: પેદાએશના ધણરાફથી પેદાએશને બગાડવાથી દુર રહેવું; અને ત્રીજી ચીજ: **માણુસ જાતનું ભલું કરવા માટે મહેનત કરવી.**

આઝાદગી અષોઇ માટેનું પહેલું પગથ્યું છે.



## બગ નસ્ક.

છઠ્ઠી પરગર્દ **'અત્ તા વખ્ખ્યા'**ની છે,-જે કોઇ દાનવ માણુસ આથ્રવનની સરદારી અને આબરૂ ટેકવી રાખે તો તેથી દીનનાં ચાલવા માટે યોજેલી એરવદોની શાળા-સંસ્થા ખીલતી રહે છે. એવી રીતે જે કોઇ પોતા પાસે રાખેલી ચીજો સામાનોના રાખનારની ખાહેશ બીજા ગરજ-

વંતોને બક્ષેશ કરવાની હોય તે માણસનો ગુણ બીજી જાનજાતની વીદયાઓનું શીક્ષણ અપાવવા માટે આરઝુથી મહેનત કરવાનો હોય છેજ.

૨. વળી આમ છે કે જેના દાત=સીધાંતો સાચ્ચા પાક હોય છે તે અહુરમજદની સેતાએશ કરે છે અને તેમ કરવા શીખવે છે. ત્યારે તો **રામીશની**=ખુશાળી અને ફાયદાઓ જે કોઇબી સચ્ચાઇથી (મલતા હોય) તે દાદારના આપેલા સચ્ચાઇના કાયદાને લીધેજ છે તેઓ દાદારના સચ્ચાઇના કાયદાઓને (પાળવે) તે દાદારની સેતાયશ્ન કરે છે, કેમકે તે સચ્ચાઇના કાયદાઓ પોતેજ દાદારમાંથીજ છે.

૩. વળી એમ છે કે જે કોઇ પાક વાણી એટલે માંથ્રોને ભણે છે એટલે સચ્ચાઇ બોલે છે, તો તેને બહમનની યજશ્ને કઇ રીતે કરવી તે શીખવે છે. આ કારણ છે કે નેક પાક મર્દો તેની સચ્ચાઇનું તોલ તેના ભલા ચીહર=ગુણો અને તેની લાયકાતની ઉપરથી કરે છે અને પાક વાણી માંથ્રોનું ભણવું સચ્ચાઇની ઝબાનથીજ છે, જે સચ્ચાઇની ઝબાન બહમનની યજશ્ને છે.

૪. વળી આમ છે કે જેનો રસ્તો સાચ્ચો છે એટલે જે કોઇ સંપુર્ણ તરીકત ઉપર છે, તે જે યજશ્ને કરે છે તે ઘણીજ વધારે અસરકારક રહે છે. ત્યારે એમ છે કે પાક દીલ અને સાચ્ચા રસ્તા=તરીકતવાળાઓની યજશ્ને તરફ યઝતો **'અવીરૂતર'**=હરહમેશ આવે છે અને કબુલ કરે છે.

૫. જે કોઇ **કેરફેહ**=સવાબને ચાલુ કરાવનાર અને નેકીની કેરદાર ઉભી કરાવનાર યા કરનારા હોય છે તેઓજ **વખ્શીનીદાર**=દીનનાં શીક્ષણોને ચલાવીને વધારીને પળાવી શકે તેવા હોય છે. ત્યારે એમ છે કે કેરફે=સવાબને ચલાવનારાનાં નેકીનાં કામો કેરફેહ સવાબોને વધારનાર રહે છે, અને કેરફેહના વધવાથી યઝતોની મરજી ચાલુ થાય છે (એટલે ફ્રશો-ગર્દ નઝદીક આવતો જાય છે). યઝતોની મરજીનું ચલણ ચાલવે **'શપીર દએન'**=ભલી દીનનું વધવું થવે ભલી દીનનાં શીક્ષણો ગેતીમાં પંથરાઇ રહે છે.

૬. જે કોઇ સચ્ચાઇને લીધે **'શલીતાઇ'**=સત્તા રાખનાર હોય છે તેણે માણસોને કાયદા પ્રમાણેનાં કામો કરવાની **'વીચીનગરીહ'**=પસંદગી રાખવા શીખવવું જોઇએ. એમ ત્યારે સચ્ચાઇને લીધે સત્તા રાખનાર માણસ **'વચીદાર ખોદા'**=ખરૂં ખોટું પારખનારો ડહાપણવાળો

ઇનસાફવાળો ઉપરી થાય છે અને તેવા ઉપરીઓના 'હિમ'=અંતકરણ મુજબના કાયદાઓ 'આઇનીન'=તરીકતો—આઇનોને લોકો શીખીને તે પ્રમાણે વર્તી રહે છે.

૭. જે કોઇ પોતાને લગતા '**નીયાજ્ગાન્**'=તંગીમાં આવેલાઓની જરૂરયાત પુરી પાડે છે તે પોતાનું તન જરથુસ્ત્રને અર્પણ કરે છે. ત્યારે આમ છે કે **પોતાના તંગીમાં આવેલાઓની તંગી દુર કરવી તે સચ્ચાઇ અને ખરી સખાવત છે, અને જરથોશ્તી દીનના 'હનગર્દીગી'=ખરાં તાત્પર્યની 'હઇતીગી'=ખરી હાંસેલીઅત છે.** અને એવી રીતે જે કોઇ '**વીસપહરૂગાની** હઇત્'=ઉંચી પંકતીએ પુગ્યું છે તેની સાથે જરથોશ્તી દીન '**પત્મુખ્ત્**'=જોડાયલી-સાથે રહેલી શાદ પદવંદમાં રહે છે અને તેવા શખ્સનું તન જરથુસ્ત્ર ઉપર કુરબાન રહે છે.

૮. આમ છે કે જે કોઇ સરદારી રાખવા લાયક છે તેને સરદારી આપે છે, તો તે સરદાર થયલાની '**ખેરદ**'=અકકલ—ડહાપણ ખીલી નીકળે છે. ત્યારે આમ થયું કે જ્યારે લાયક માણસોની પાસે સરદારી આવી પુગે છે અને તેની ખેરદ—અકકલ તે સરદારીની રૂયે **રાએનીનંદ્**=ચલકી રહે છે—પોતાનો પ્રભાવ બતાવી રહે છે—ચાલુ થઇ રહે છે, ત્યારે સાથે સાથે '**ગદ્દમન્**'=તેનો પ્રભાવ ભલી અસર તેની સરદારીથી થતાં કામોની સાથે પંથરાઇ રહે છે.

૯. '**દેન્મન્ અઇઘ્ અમત્**'=આમ છે કે **દોરાસ્ ઇ શપીર્ વસરીહ્**=અષવનો નેકાન પાકાનાનો અને ગુનાહગારાનોને લગતા રસ્તાઓ એમ બે રસ્તાઓ છે, (એટલે ઇનસાફ આપવાની બે મુળ રીતીઓ છે,—એક અષવન માટેની; બીજી ગુનાહગારો માટેની) '**જક્ ઇ શપીર્ ચીનીદન્**'=જે કોઇ અશવનોનો રસ્તો પસંદ કરે એટલે જે કોઇ અષવનને લગતો રસ્તો પસંદ કરે, '**પવન્ આતશ્ વ અસીન્ વર્ કુર્દન્**'=તો તેને આતશ અને ધાતુની તલેસમનો અખતરો (જે ખાકને શુક્ષ્મ કીધેલાં તનથી થઇ શકે છે તે અખતરો) '**સુદહોમંદાન્**'=ફાયદા કરનારાઓની '**અઇયારીનીદન્ યહુવુનેદ્**'=મદદ કરવાથી થાય. '**હનાચ્ શએ મેમન્**'=ત્યારે એમ થયું કે જે કોઇ ડહાપણની નજર રાખીને પસંદ કરનાર હોય તેનો **હુમીનશ્નીનો** રસ્તો જે ફાયદો કરનારાઓનો છે તે આતશ અને ધાતુમાંથી પસાર થવાને લગતો છે. જે '**વચીનકર્**'=ઇનસાફ આપનાર '**પેતાકીનીદાર્**'=અને જાહેર કરનાર થાય છે કે

'ઓઝ્તન્'=તે આઝાદ છે કે 'અઇરિખતન્'=ગુનાહગાર છે, જે એ આતશ અને ધાતુનો અખતરો નેક લોકોને માટે ઇનસાફ આપનાર છે. પણ જો 'જવીત્ અઇનાગ્ કાર્'=પણ જો જુદીજ જાતની તે તપાસ હોય (વર્ કરદન્‌ની નહિ હોય) 'અદીનચ્'=તોપણ 'કુલ્દો'=તે બે એટલે આતશ અને ધાતુનો અખતરો 'પવન્ વચીન્ ગરીહ હમખાજ્' =તપાસને માટે સાથે મદદગાર થઇ શકે છે અને 'અઇવાક્ ઓલ્ તનીક્ નીરૂક્ પદ્‌વસ્તર્ હુવન્દ'=અને તે બેઉ રીતની તપાસ એક બીજાની સાથે શકિતના એટલે સચ્ચાઇના-યઝતી સીલસીલાના ગાંઠથી જોડાયલી રહે છે.

૧૦. આમ છે કે જે કોઇ 'યજ્દાંન્ સુદ્'=યઝતોથી મલતો ફાયદો મળે એવી ચીજો કરે તો પછીથી મનશ્ની-ગવશ્ની-કુનશ્ની સાથની 'હુદાનાક્'=ભલી તોરીક-ભલા ડહાપણવાળો થઇ ખરી રીતનું નીર્ણય કરવાની શકિતવાળો થઇ શકે છે. ત્યારે એમ થયું કે જે કોઇ યઝતોનો ફાયદો મેળવી અપાવે તેવું કામ કરે 'કામક્ ખોદાઇ યજ્દાંન્'=તે યઝતોની રાદી સત્તાવાળી નેમને ગેહાનમાં (ચલાવે). જે કોઇ યઝતોની રાદી સત્તાવાળી નેમને ગેહાનમાં ચાલુ કરાવે તે 'હુ બામી-ઇ-ગેહાન્'=ગેહાનનો શુભ ચલકતો છેડો લાવવા 'અવાબીમીહ'=બીક વગરનો બીગુમાન થાય અને ગેહાનનો ભલો છેડો લાવવા જે કોઇ બીહક વગરનો બીગુમાન થાય, 'ઓલચ્'=તે ખાસ માણસ 'નીરૂક'=શકિત (રાખનાર હોય). મનશ્ની-ગવશ્ની-કુનશ્નીમાં તે માણસ 'હુદાનાગ્'=ભલાં ડહાપણવાળો (હોવે) 'પવન્ મનશ્ની-ગવશ્ની-કુનશ્ની'=તેની મનશ્ની-ગવશ્ની-કુનશ્નીમાં સચ્ચાઇનો નીર્ણય કરવાની ગતી આવે છે.

૧૧. આમ છે કે અહુરામઝદાને લગતી બાબદો ઉપર વીચાર કરવે અનહુમાની 'હમાઇગીહ'=અમર ગતી-હમેશગી (નો ખ્યાલ આવે છે) અનહુમા પોતે 'હમાઇગીહ મીનીતનચ્'=હમેશગીના વીચારોના દોરોમાંજ 'મીનીદ્ યહુવુનેત્'=વીચાર કરી રહે છે. (એટલે મીથ-ખરીન કાઢયા કરે છે) 'પવનચ્ હેન્મન્ ચીમ્'=એવીજ રીતે ત્યારે 'મેમન' =કારણ કે 'મર્દુમ્'=આપણા માણસો અનહુમાની હમેશગીની નેકીની 'અઇમીતીહચ્'=ઉમેદ કરીએ છીએ ત્યારે તેની ઉપર મનન કરી તેની પ્રાર્થના કરીએ છીએ. જે કોઇ હમેશગીની નેકી તેની પાસે લેવા 'મીનીદ્'=મનન કરે છે, 'એશાન્'=તેઓ 'બન્પશમન્'=પોતેજ 'વલ્મન્'=તે 'હમાચીગ્ નેવ્ગીહ'=હમેશગીની નેકીને તેવી હમેશગી-

વળી 'અજશ'=તેને લીધે તેમાંથી થયલી ધારે છે. 'અઇધ્ જક્'= એટલે કે 'હમાચીગ'=હમેશગી 'મીનીદ્ યહુવુનેદ્'=તેવી અમર ધારવામાં આવેલી છે, કેમકે 'નપશમન્'=દાદાર પોતે 'હમાચીગીહુ મીનેદ્'=હમેશગીના વીચારમાંજ છે માટે એટલે હમેશગીવાળો છે માટે (તે હમેશગીની નેકી તેવણમાંથીજ હોય).

૧૨. વળી એમ છે કે જે કોઇ માણસોને દેવોની પરેસ્તેશ કરવાથી દુર લઇ જાય તે શખ્સ દુન્યાની બીમારીને 'વીઝુન્'=કાપી નાખે છે. ત્યારે તો માણસોને દેવોની પરસ્તશીથી દુર રાખવા, કે જેથી 'શેદા' =બુરાઇઓ ગેહાનમાં 'અપાદખ્શાચીનીદન્'=ગેરબંદોબસ્તી અને ઝુલ્મ અને 'વીમારીનીતન્'=દુખ-દરદો લાવતો 'વીઝુદ્ યહુવુનેત્'=અટકે.

૧૩. આમ છે કે જે કોઇ રાદ કામને કરે છે-જારી કરે છે તે શખ્સ ખુરશેદને નેકીથી ભરપુર કરે છે, ખુરશેદને ખુશહાલ કરે છે, ખુરશેદ સાથે નેકી કરે છે. જે કોઇ માણસ ખુરશેદ સાથે નેકી કરે છે તે માણસ 'કર્પ આઇનીન્-ઇ-મર્દુમ'=માણસની શારીરીક કાયાના સ્વભાવોને 'નેવગીહુ'=નેકીવાળા, ગુનાહ વીસારે તેવા કરે છે. એમ ત્યારે તો 'રાદાન્'=રાદી કામોના કરવાવાળાઓ 'પવન્'=ને લીધે ખુરશેદ 'રાઇ' =પોતાની રયોમંદ ગતી અને 'ગદ્મન્'=પોતાનો પ્રકાશ આશીશરૂપ પ્રભાવ 'સજીતંન્ત્'=વધારી દે છે અને 'કર્પ આઇનીનગ'=માણસના શારીરીક કાયાના સ્વભાવો ખુરશેદ યઝતને લીધે રહીને ટકી શકે છે-જીવની પોતાની મનોવૃત્તી બતાવી શકે છે.

૧૪. જે કોઇની ખાહેશ ભલી નીજોને ટેકવવાની હોય તે સચ્ચાઇને માટેજ સત્તા જમાવે છે. તેની સાથે લોકો તેની સચ્ચાઇમાં રહેવાની ગતીને લીધે અને ભલો (યઝતી) બદલો મળવાની આશાને લીધે જોડાય છે. ત્યારે એમ થયું કે જે કોઈની ખાહેશ રારતીની હોય તે બધાંને માટે નેકી ભલાઇ મેળવી આપે છે. લોકોને માટે ભલાઇ ઉભી કરવી તે તેની મોટામાં મોટી ખાહેસ રહે છે. સચ્ચાઇવાળી ખાહેશથી લોકોની હસ્તીની હાલત થાય છે એટલે ઉંચાઇવાળી હાલત થાય છે. જે કોઇ પુરી ભલી ખાહેશ પ્રમાણે જેટલું બને તેટલું કરી બજાવે તે જેટલું બને તેટલું સચ્ચાઇમાં રહેવાને માટે અને મીનો બદલો મેલવવા માટે ઉસ્તવારજ હોય. જે કોઇ સચ્ચાઇની રીતે સત્તા ચલાવે છે તેથી માણસો જેઓ તેની આણ સત્તા હેઠળ રહે છે તેઓ સચ્ચાઇવાળા થઇને રહે છે, સચ્ચાઇ શીખે છે-શીખવે છે, અને નેકીમાં જોડાય છે અને ભલો બદલો મેલવી શકે છે.

પાને બારથી આજની રૂઢીએ સમજાતા શબ્દ અર્થની સમજ આપી છે. આ હાના દરેક ફકરા માટેના શબ્દ અર્થના તરજુમાઓની સાથે સાથે તે દરેક ફકરાને લગતો પહેલવી તરજુમો–ઉપરની દીનકર્દની પહેલવી સમજથી જુદો–આપેલો છે. તેમ તેમ દરેક ફકરાના શબ્દ અર્થો આપીને પછી તે ફકરાને લગતી તાવીલ આપેલી છે. પછી તે દરેક ફકરાને ઉપર કહેલી દીનકર્દના નસ્કની સમજ ક્નુમના મધ્યબીંદુને જોરે લાગુ પડી શકે છે તે બતાવેલું છે.

છેલ્લે ૧૫૫ મે પાનેથી આ હા ૩૦ ના ૧૧ ફકરાઓની અંદરનાં ટુંક સાર અને ગાહેસારણામાં એ હાનું ભણુતર કઈ રીતે લાગુ પડે છે તે બતાવેલું છે.

૧૫. જે કોઇ યઝતોની ખેશીથી એટલે યઝતોની સાથે સીદ્ધા સંબંધમાં આવીને નેકી ભલાઇ રાખે છે-ટેકવે છે, તેની સાથે લોકો મીનોઇ તરફનો ભલો બદલો મેળવવા માટે જોડાઇ રહે છે. ત્યારે એમ થયું કે નેક અને અષવનોની મદદ અને મહેરબાની સ્તુતીપાત્ર મદેનઝર જે કોઇ રાખે છે તેથી યઝતો સાથના પેવંદથી આવતી નેકી તેને પ્રાપ્ત થઇ શકે છે. તેને લોકો એક નકલ કરવા જેવો દાખલો ગણે છે. ભલો બદલો મળવે યઝતોની સાથે જોડાઇ તેઓની આણમાં રહે છે-યઝતોના ફરમાન-બરદાર થાય છે, જે તેઓનું નેકીનું કાર થયલું કહેવાય.

૧૬. જે કોઇ શખ્સ મોટા ગણત્રીબાજ એટલે અમલદાર અને દુર-બીન ખરાં ખોટાંને માપનાર કુદરતના ભેદના આગાહ અષો દસ્તોબર રાહબરની આફ્રીન ગાય અને નેક અષવનોની તરફ ભકતીભાવ બતાવે તેને અષો લોકોના ફાયદાકારક બોધો લીધેલા હોય છે. ત્યારે એમ થયું કે દુન્યા માટે ફાયદો ટુંકમાં બે છે; એક કાયદાથી થતો ફાયદો થાય છે અને બીજો આઝાદગી-હવસોથી મુકિત મેળવીને પાક દીલ થવાનો ફાયદો ઉભો થાય છે. દસ્તોબરની એટલે દસ્તુર ન્યાયાધીશની આફ્રીન જે કંઇ થઇ રહે છે તે તે ન્યાયાધીશની ઇનસાફી કાયદાસરની વર્તણુકથી થતા ફાયદાને લીધે છે અને અષો લોકો તરફનો ભકતીભાવ ઉભો થાય છે તે દુન્યામાંની તેઓની આઝાદગી-હવસ રહીતની હાલત જે વધી જઇને જાહેર થઇ રહે છે તેમાંથી થયલા ફાયદાને લીધે છે. અષો લોકો એવા ફાયદા મેળવવાનું શીખવી રહે છે.

૧૭. અષોઇ પહેલા નંબરની આઝાદગી છે.



## હા ૩૦-૧.

અત્[૧] તા[૨] વક્ષ્યા[૩] ઇષૅન્તો,[૪] યા[૫] મઝ્દાથા[૬] હ્યત્ચીત્[૭] વીદુષે[૮]

સ્તઑતાચા[૯] અહુરાઇ[૧૦] યેસ્ન્યાચા[૧૧] વંઘ્હેઉશ[૧૨] મનંઘ્હો[૧૩]

હુમાંઝ્દ્રા[૧૪] અષા[૧૫] યેચા,[૧૬] યા[૧૭] રઑચેભીશ[૧૮] દર્ëસતા[૧૯] ઉર્વાઝા.[૨૦]

અને[૨] || ખરેખર[૧] || *ખાહેશમંદોને[૪] || જે[૫] (બધું) || †મોટાઇ બુલન્દી પામીને આપનારૂં[૬] (છે તે) || $જાહેર કરીશ,[૩] || કારણ કે તે બધું[૭] || ‡જ્ઞાની થયલાઓ માટે[૮] (છે જેમકે) || અહુરાને પુગત્રા માટે જોઇતા[૧૦] || સ્તોતોવાલી બંદગીઓ,[૯] || ભલાઇ પરદુખભંજની નીશકામ વૃત્તીની[૧૨] (એટલે બહમનની) || મનશકિતવાળી, ગોરપંદી તેત્રીશીની એટલે યઝતોની[૧૩] || યસ્નો[૧૧] (અને) || ¶અષોઇ લાવવા જોઇના અષ માટેના[૧૫] || ખોરેહ, સફાઇ કાઢતા ખાસ માંથ્રો[૧૪] || (બીજા) જેઓ એટલે બીજી ચીજો[૧૬] (શીખવીશ) || જેથી કરીને[૧૭] || §'અનગ્ર રઓચ' સાથના પોતાના સ્તરના ચલકાટને મલેલી રયોમંદ ગતીનો ચલકાટ જે રૂવાનમાં પ્રદરશીત

---

* રૂવાન દરોસ્તી કરવા માટેના ખાહેશમંદો જેઓ ઇલ્મ-અમલ માંગે છે તે બધાંને દીન ચાશીદારોને.

† બુલન્દીએ લઈ જનાર મઝદાના આપેલા ૨૧ નસ્કો અને ઝન્દ અવસ્તા.

$ **વચ**=સાચ્ચા વચનો તે બાબે કહી સંભલાવીશ–તે સત્યતા જાહેર કરીશ.

‡ આઠ મરતબાના આથ્રવનો માટે છે.

¶ અષ વહીશ્તને મળવા માટેના.

§ રૂવાનની રય અંતર જ્ઞાન અનગ્ર રઓચ ઉપરના તે રૂવાનને લગતા સ્તરની રય સાથે જોડાવે જે **રઓખ્શ** અંતરનો ઝલકાત બહાર કાઢે છે, જે પોતામાંથી બહાર વ્યાપીને ખરફસ્તરનેબી ગોરપંદ કરવાની મજાહ આપે છે તેવી અંતર મજાહ રાખતા ચલકાટથી.

થાય છે તેવા રયોમંદ ગતીના આત્મીક ચલકાટથી[૧૪] ‖ અમર શાંતીની ખુશાળી[૧૦] ‖ જાહેર થાય છે–દેખાવ દે છે પ્રાપ્ત થાય છે.[૧૫] ‖

## હા ૩૦–૧નો પહેલવી તરજુમો (મીલ્સના પોથામાંનો) અત્રે જોઇશું.

### પહેલી લીટીમાં કહે છે કે:–

અઇતૂનૉ ઝક્ ઇ કોલા દુ ગૉબિશ્નૉ ખ્વહિશ્નૉ ઇ અઉહ્રમજ્દ્ દાદ (અવસ્તાક વ ઝન્દ) મૂનિક્ આકાસ (અઈધ દાનાક્ અશ અએરપતિસ્તાનો કૂનિશ્નૉ): અઇતૂનો=આ પ્રમાણે ત્યારે ઝક્ ઇ કોલા દુ અઉહ્રમજ્દ્ દાદ્=અહુરમજદે આપેલી બે સચ્ચાઇઓ (નામે અવસ્તા અને ઝન્દ) (તમો ઇન્તેજાર રહેલા માટે) કહેવાની છે, જેને ગ્રહણ કરવી, જે આગાહ થયલાઓ (એટલે જાણકાર દાનાવ એરવદો અષ કૂનિશ્નો=અષોઇના પાળનારાઓ માટે છે).

### બીજી લીટીમાં કહે છે કે:

મૂન સ્તાયિશ્નૉ ઇ અઉહ્રમજ્દ્ વ યઝિશ્નૉ ઇ વૉહૂમન (અફ્રશ પેદાક્ ઝક્ ઇ અવસ્તાક વ ઝન્દ) આ જાણવાની ચીજ (૧) 'સ્તાઇશ્નો–ઇ–અઉહ્રમજ્દ્'=અહુરમજદની સ્તુતીના ભેદ વીષે અને (૨) 'યઝિશ્નો–ઇ–વોહુમન'=બહમનની ભલાં મનની પરસ્ત વીષે (જેથી અવસ્તા અને ઝન્દનો ભેદ જાહેર થઈ શકે છે).

### ત્રીજી લીટીમાં કહે છે કે:–

મૂન હૂ–મીનીદાર પવન અહુલાયીહ ઝકિક્ મૂન (મીનદવમ ઇ ફ્રારૂનૉ મીનેદ્ અશ કિરફ્ક્ યઝિશ્નૉ ઇ મસ યેહેવૂનેદ્) મૂનશાન દેન રોશનીહ પવન વેનિશ્નીહ દૂરવાખમનીહ (અઇધશાન અમત બિનવદ્ યઝિશ્નૉ ખદીતૂનેદ્ અશાન રામિશ્ન યેહેવૂનેદ્): 'મૂન હુમીનીદાર'=જે કોઇ સત્ય પ્રમાણેજ હુમત હુખ્ત હવરશ્ત પ્રમાણેનોજ વીચાર કરનાર છે જે અહુલાઇ અષ સાથનો છે તેવા તે 'હુમીનીદાર પવન અહુલાઇ' વીષે (આટલી ચીજો જાણવાની છે). પછી કહે છે કે:

'ઝકીચ મૂન'=તે કે જે (એટલે 'મીનદવમ ઇ ફ્રારૂનો મીનેદ્'=જે કોઇ ભલી ચીજ વિષે વિચાર કરે છે: 'અશ કીરફ્ક્ યઝિશ્નો

-ઇ-મસ્ યહુવૂનેદ્'=તેનાં ભલાં કર્મો યજશ્ને કીધેલાં જેવાં મોટાં હોય છે) 'મૂન્ શાન્ દેન્ રોશનીહ્ પવન્ વેનિશ્નીહ્ હુરૂવાખ્મનીહ્'= તેઓની આ રોશની (એટલે તેઓની આ રોશન કેરદારીહ) અમર ખુશાળી નીહાલવા માટેની (એટલે તેવી ખુશાળીના ભોગવટા સાથની રહે છે) (અઇધ્ શાન્ અમત્ મિનવદ્ યઝિશ્નો ખદીતુન્દ્ અશાન્ રામિશ્ન યહુવૂનેદ્=એટલે જ્યારે એવાઓ યજશ્ને થતી જોય છે ત્યારે તેઓમાં રામશ્નીની અમર ખુશાળી થાય છે).

અહિંયાં કહેવા માંગે છે કે 'ર્ચ્યૉચેબીશ'-ધર્મજ્ઞાન જે ચલકાટવાળું સામાને સત્યસંગમાં લાવે તેવું છે, તે ભલાઇવાળા અને યસ્નમાં રોકાઇ રહેલાઓમાં ઉભુ થાય છે, જેઓ તેમાં ખુશાળી જોય છે. 'ર્ચ્યૉચેબીશ'નો ભેદ જે આગળ શબ્દ અર્થમાં કહયો છે તેવી રીતનો રામશ્નીની અમર ખુશાલી અહિંયાં છે.

## હા ૩૦-૧ ના શબ્દ અર્થો:

વખ્ખ્યા='વચ' ઉપરથી છે; 'કુદરતનો ભેદ કહીશ,' વચ સારૂ નીચે જુઓ. સૃષ્ટી રચના જે આતશથી થએલા માંથ્રની 'હુમાંજદ' શક્તિથી થઇ તે માંથ્રનો ગોબીનો એટલે બોલાતો આકાર તે વચ છે જેમાં આખી સૃષ્ટીનું બયાન છે તે કહીશ, બુનદહેશ્નનું બયાન છે તે કહીશ. 'વચ'=ત્યારે સત્યના વેણોને માટે વપરાય છે.

અત્=ખરેખર; તા = ત=અને,

ઇષેન્તો=રૂવાન-દરોસ્તીમાં વધવાની ખાહેશ રાખનારાઓ. આ શબ્દને vocative માં કે accusative માં બેઉ લઇ શકાય, જેમકે, અએ ઇચ્છા રાખનારાઓ હું તમુને કહીશ; અથવા ઇચ્છા રાખનારાઓને કહીશ; બેઉમાં ભાવાર્થ એકજ છે.

'મજદાથા'માં 'મજ' અને 'દાથ' શબ્દો છે. 'મજ' એટલે મોટાઇ અને 'દાથ' પેદા કીધેલું અને આપનારૂં, મેળવીને આપનારૂં.

આ ચીજો તે ૨૧ નસ્કો અને ઝંદ અવસ્તા જે દરેક જમાનામાં રાએનીદારો તે ૨૧ નસ્કોમાંથી કાઢે છે તેઓ છે. આ ચીજોને તે રાએનીદાર મઝદાના હોકમ પ્રમાણે કાઢે છે. મઝદાનો હોકમ સ્તોત યસ્નમાં છે. એમ સ્તોત યસ્નનાં શીક્ષણો પ્રમાણે કાઢેલી તે ચીજો. પહેલવીમાં એને માટે અઉહરૂમજદ્=મઝદાની આપેલી ચીજ ઝન્દ અવસ્તા તરીકેનો અર્થ આપે છે, જેનું કારણ ઉપર કહયું છે.

'હુયત્ચીત્'=અહીંયાં 'હુયત્'નો અવ્યય તરીકેનો અર્થ છે એટલે 'કારણ કે' તરીકેનો અર્થ છે. એ શબ્દ નાન્યતર સર્વનામ તરીકેબી વપરાય છે. અવ્યય તરીકે જેમકે જ્યારે, એથી કરીને, કારણ કે તેટલા માટે વીગેરે વીગેરે તરીકેબી આવે છે; વળી નામ અને વીશેષણની વચમાંના જોડાણ તરીકેબી તેને લે છે.

'ચિત્'માં જે કંઇ છે તે બધું એવો અર્થ છે.

'વીદુષે'=past participle તરીકે ૪/૧ માં લઇ શકાય. એટલે જ્ઞાની થયલાઓ માટે એટલે ઇલ્મદારો જાણકારો માટે; પહેલવીમાં તે ઇલ્મદારોને અષોઇવાલા પરહેઝગાર આથ્રવનો તરીકેના ગણેલા છે અને દીનકર્દના 'બગ નસ્ક'માંબી તેઓને એવીજ રીતના ચીતારેલા છે.

**સ્તઑતાચા અહુરાઈ**=અહુરાને પુગવા માટે જોઇતા સ્તોતોની બંદગીઓ: અહુરાને પુગવા માટે જે બંદગી જોઇએ તે કામેલમાં કામેલ સ્તોતોની બનેલી હોવી જોઇએ, કે જેઓ લાયક નરોથી ભણાવે મીનોઇ ફાયદો આપી શકે.

**યેસન્યાચા વંઘહેઉશ્ મનંઘહો**=વોહુમનની યસ્ન. '**વોહુમન**' જેમ ખાસ બહમન અમશાસ્પંદનું નામ છે તેમ કુલ્યાતી યઝતો વીષેબી તે શબ્દ આવે છે. એવીજ રીતે **અષ** અને **સરોશ** અને **રશ્નુ** અને **મહેર** વીગેરે શબ્દોબી આવે છે કેમકે તે તે ગુણના કેહપ તે દરેક યઝતમાં રહે છે. દરેક યઝતમાં વોહુમન વસેલો છે માટે વોહુમનમાં યઝતોની મુરાદ છે. તેમ અશવન તરીકે જેના મનમાંબી બહમન વસેલો છે તે નરથી થયલી યસ્નનેબી વોહુમનની એટલે નીશકામ વૃત્તીના નરથી થયલી યસ્ન તરીકે કહે છે—આવી વોહુમનની યસ્ન થતી વખતે સૃષ્ટી રચનામાં થયલા મોટા મોટા બનાવો જેઓને **મજે યાઓંઘહો** અને **મઝદઆપ** કહે છે તેઓ સાક્ષાત દેખાઇ શકે છે, જેથી અવસ્તામાં આવેલી ગુહ્ય બાબદો સમજાઇ શકે છે.

## હુમાંજદ્-માંથ્ર સ્પેન્ત-ઉસ્વર-વચચ-હિજ્વ દંઘહુંઘહ વીગેરેના ભેદોની ઉકેલામણ.

'**હુમાંજદ્રા અષા**': '**અષા**' એટલે અષ માટેના; અષ લાવવા જોઇતા; અષ વહિસ્તને મલવા જોઇતા; '**અષવહિસ્ત**'ની ગતી દરેકે દરેક યઝતોમાં છે માટે અષમાં બધા યઝતોનો ભેદ આવે છે, માટે અષા શબ્દમાં બધા યઝતોને મલવા માટેનો અર્થ આવે; આપણ સાધારણ માનવો

જ્યારે લાયક થઇને અષની શક્તિ મેળવવા માંગે ત્યારે આપણા મધ્ય-બીંદુથી અષાનો અર્થ તેવી અશોઇ લાવવા માટે જોઇતા એમ થાય.

**'હુમાંજ્દ્રા'**: હુ=ભલી ગતી, ભલું ખોરેહ રાખીને બહાર પાંથરીને સદ્કાઇ આપતા માંથ્રો; ટુંકમાં યઝતોને અષોઇને મેળવવા માટે જોઇતા માંથ્રો.

**'માંથ્રચ, વચચ, હિજ્વો દંઘહંઘહ'** આ ત્રણે શબ્દોને સાધારણ રીતે મંત્રો પાક કલામો તરીકે ઓળખી શકાય. પણ તે ત્રણેમાં મરતબાનો ફરક રહેલો છે.

**'માંથ્ર'**: આ બોલ **'સ્પૅન્ત'** શબ્દની સાથે તેમ **'હુ'** શબ્દની સાથે જોડાયલો આવે છે.

**'માંથ્ર સ્પૅન્ત'**નો અર્થ બે રીતનો થઇ શકે છે: આશીશો કે જેથી અહૂએ કુલ સૃષ્ટી ચલાવી તે આશીશોને **માંથ્ર-સ્પૅન્ત** તરીકે ઓળખે છે. સૃષ્ટીની શરૂઆત સુન્યમાંથી બેદાર થવાથી થાય છે. બેદાર થતી વખતે ભાન જેને **હુદાઓંઘહ** કહે છે તે ગુંચવાય છે. આ વખતે સુન્યનો અહૂ તેની ઉપર **માંથ્ર-સ્પૅન્ત** વરસાવે છે જ્યારે તે ભાન બેદાર સચેત થાય છે જેને **'હુદાસ્તૅમા'** કહે છે. આ **હુદાસ્તૅમા** પછી દાદારના હોકમ વઇર્યને સાંભળીને એટલે અહુનવઇર્ય પ્રમાણે ચાલીને જે બધું ઉભું કરે છે તેને **"ઉરવર"** કહે છે. ત્યારે **ઉરવરમાં** દાદારના આશીશો માંથ્ર-સ્પેન્તથી થયલું ઝાડ-અમલો એમ અર્થ છે. ગેતીમાંના ઝાડબી તેવી કંઇક મતલબ પુરી પાડે છે માટે ગેતીનાં ઝાડનેબી ઉરવર કહે છે. આવાં ઉરવરો જે કંઇ શબ્દરૂપના થયા હોય, જેઓ કુલ સૃષ્ટીનાં બયાનો કરી રહેતા હોય, જેઓ નસ્કરૂપમાં હોય, તેઓનેબી **માંથ્ર-સ્પૅન્ત** કહે છે. એમ ત્યારે પત્રોની ઉપર તલેસમની રૂઢીએ લખાયલા માંથ્રો એટલે પત્રોની ઉપર રોપાયલા ઉરવરનેબી **માંથ્ર-સ્પૅન્ત** કહે છે; આવા ૨૧ નસ્કોમાંના ઝાડમાંની એક ડાંખળી હોય એટલે તે નસ્કોમાંનો નાનામાં નાનો ભાગ હોય તેને **'હુમાંજ્દ્ર'** કહે છે, કેમકે તે **'માંથ્ર'**ને જે કોઇ ચોપડીમાંથી જબાનમાં રોપશે ત્યારે **'હુ'**ની ગતી અહુને મલવાનું નસીબ, ભલું ખોરેહ-યઝતોને મલવાનું નસીબ ઉભું કરશે. ત્યારે ઇસમો, નીરંગો, બાજો, તાવીઝો તેમ જામે જમશેદ જેવી રચના વીગેરેને **હુમાંજ્દ્ર** કહે છે; જે માંથ્ર-સ્પેન્ત તે જામમાં તે પત્રમાં તે કાગજમાં રહીને ભલી અસર આપી શકે, ખોરેહ સદ્કાઇ આપી શકે.

**"વચચ"**: આવા માંથ્ર-સ્પેન્ત અને **'હુમાંજ્દ્રા'**ને માનવ પોતાની

સાચ્ચી ગોબીથી અમલ કરીને પછી માંગે તેવી મુરાદ ફળે તેવી શકિત મેળવે ત્યારે તેવી શકિતવાલી વાણીને "વચચ" કહે છે. તેમ જે માણસ અવસ્તાના 'હુમાંજ્દ્રા' ભણીને પોતાની ભણતી તે ઝબાનથી ધ્વની-સ્તોતો મિથ્રો ઉભા કરીને પોતે જોઇને બીજાને બતાવે, તે માણસની તેવી સત્ય વાણી કાઢતી ઝબાનનેબી વચચ કહે છે. ત્યારે 'માંથ્ર-સ્પેન્ત' તે છે જે કંઇ ચોપડીમાં ચીતારાયલું છે; તે ઝાડ જે ગોબીના શબ્દોના આકારનું થયલું-તલેસમથી ઘેરાયલું તે ચોપડીમાં છે તે છે; નીરંગો, બાજો, ઇસમો, જામે જમ, જામે કૈયખુશરૂ, જામે જરથુસ્ત્ર, તાવીઝો વીગેરે સ્તોત યસ્નાની હિકમતો જે લખાય છે-પત્ર ઉપર કે ત્રાંબા, સુન્ના, રૂપાની ઉપર કે હોમોગોન જાનવરના ચરમ પત્ર ઉપર નીગાર થાય છે તેને 'હુમાંજ્દ્ર' કહે છે. રૂસ્તમનુ બબરે બ્યાન, આબેદાની બેઠક બધુ હુમાં-જ્દ્ર છે. પણ જયારે ચોપડીમાંના તે ઉસ્વરને એટલે તે ભણતરને માનવ પોતાની જબાનથી ભણે છે ત્યારે તે ભણતરને "વચચ" કહે તેમ "હિજવો દંઘહુંઘહુ"બી કહે. માનવની ઝબાનમાં અષ અને બહુમનનો પાવર આવેલો હોય અને પછી તે જે હુમાંજ્દ્રો ભણે ત્યારે તેવા તે ભણતરને વચચ કહે છે, જે વખતે ખુબસુરત સ્તોતો-મિથ્રો દેખાઇ શકાય અને તે માણસનું ઉસ્તાન જે યઝતને માંગે તેને મળી શકે. પણ સાધારણ માનવ કે જેની જબાન જો કે સાચ્ચી છે પણ તે કબી ફરેબ ખાઇને જુઠું બી બોલે-ટુંકમાં જેની ઝબાનમાં ખાક છે, જેની ઝબાનમાં યઝની ગતી બહુમન અને અષ નથી તેવો માણસ અવસ્તાને પાકીઝગીથી કાયદા પ્રમાણે ભણે-પછી તે 'મર'ની રીતે યા 'દ્રેજન્ય'ની રીતે યા 'ગાથવ્ય વચ'થી ભણે ત્યારે તે ભણનારને 'હિજવ દંઘહુંઘહુ' કહે છે, જેમાં 'સ્તોતો' જરા ઉતરતા થાય-મિથ્રોની ગતી વધુ ઉતરતી હોય, જેમાં ઉસ્તાનની ગતી વધુ ઉતરતી હોય. ત્યારે માંથ્ર-સ્પેન્ત કે જેમાં ૨૧ લખાયલાં નસ્કો આવે કે તે ૨૧ નસ્કોના ત્રણ ભાગોમાંના કોઇ ભાગ આવે તે માંથ્ર-સ્પેન્ત પોતે તે પત્ર કાગજ ચરમ કે ધાતુ ઉપર રહીને આતશે-વરેહરાન માફક કે ૩૩ આલાતોની માફક ભલું ખોરેહ જગતમાં ફેલાવી શકે છે, માટેજ ભણ-વાની ચોપડીને ગમે તેમ-ગમે ત્યાં મુકાય નહિ.

'હુમાંજ્દ્ર'બી નાના પ્રકારનો માંથ્ર-સ્પેન્ત છે, જામે જમ કે ઇસમ-નીરંગની બાંધણી કે તાવીઝ વીગેરેમાંથીબી તેવીજ ખોરેહના આશીશોની ગતી નીકળે છે જે આવતી બલાને રોકી શકે.

'વચચ' તે છે કે જે જબાનમાંથી ખોરેહ કાઢીને પોતાના કેહપીંક શરીરમાંની અગ્નીને કહેલા રએશ્ત જે રૂવાનોને લાગે છે તેને બાળી શકે.

'**હિઝ્વ દંઘહુંઘહુ**' તે છે કે જે સાધારણ માનવમાંના હવસી શરીરની અપ્તી કહેતાં હવસોને બાળી શકે.

ત્યારે માંથ્રોની શકિત આતશથી છે અને તે કેહપંરૂપમાં છે. હા ૨૯-૭ માં તેમ ૨૯-૧૦ માં માંથ્રોની શકિતને અથાક ગણેલી છે.

'**વક્ષ્યા**' શબ્દ **વચ** ઉપરથી છે. '**વચ**'માં ઉપર કહયું છે તેમ ગોબી જે સત્યનો બહાર જમાવે એટલે સત્યને એવું શીખવે કે સામા સત્યવાનો જેઓને અહિંયાં '**વિદુષે**' કહયા છે તેઓમાંના અંતરમાં જઇ બેસે. આપણે ભણીએ ત્યારે આપણને **હિઝ્વો દંઘહુંઘહુ**નો ફાયદો મળે.

'**યેચા**'='**ય**' નર જાતી જેવો અર્થ બતાવે છે. '**ય**'નું પહેલી એક વચન **યે** અથવા **યો** છે. પહેલી બહુવચન **યોઇ**, **યએચ** અથવા **યએચા** અથવા **યેચીત** છે.

'**યા**' અહિંયાં adverbially લીધો છે; '**જેથી કરીને**' એમ અર્થ દેખાડે છે.

'**રઑચેબીશ**'=ચલકાટથી એટલે ધર્મ જ્ઞાનના ચલકાટથી. સાધારણ દુન્યાનું જ્ઞાન કંઇ **ચલકતું** નથી એટલે અંધકારમાં જેમ રોશની નજર કરી આપે છે-સામાને દેખાડી શકે છે, તેવી ખાત્રી કરાવી આપનારૂં નથી. પણ **રઑચેબીશનું** ચલકાટનું ધર્મજ્ઞાન તો નાસ્તીકતાના અંધકારમાંબી આસ્થાનો દીવો સલગાવી શકે. ત્યારે આવું જ્ઞાન જે જડ શરીરમાંથી પ્રગટે તેની ઉસુલ તેનાં રૂવાનની **રય** નામની ચલકતાં જ્ઞાનની શકિતમાં છે. '**રય**' નામનાં ચલકતાં જ્ઞાનની શકિત પોતાનો પ્રકાશ જેને **રઑખ્શ** કહે છે તે **રઑખ્શ**ને તે માનવનાં શરીરમાં પાડે છે, જેથી તે માનવની જડ બુધ્ધી પ્રકાશીત થઇને સામાના અંધકારને દીવો પુરો પાડી શકે છે. '**રઑચેબીશ**'માં ત્યારે આવી જાતનાં ચલકતાં સામાની મુશ્કેલીને દુર કરતાં ધર્મજ્ઞાનનો અર્થ છે. પણ માનવના રૂવાનની **રય-રઓખ્શ** સાધારણ રીતે એમ પ્રકાશ કાઢી શકે નહિ. જયારે માનવનું રૂવાન પોતાના અંશોને પોતામાં લઇ, પોતાની ખએત્વોદથની નારીને મલીને પોતાના ધર્મના બાપો જેઓ દખુલ-સણુટ રૂવાનો તરીકે હસ્તીના અસ્મોમાં છે તેઓની સાથે સીધા સંબંધમાં રહીને પોતાનો **સ્તર** જે **અનગ્ર રઓચ**નાં અસ્મમાં છે તેને મલી તે **સ્તર**નો પ્રકાશ કહેતાં **રઓચ**ના પ્રકાશને પોતા ઉપર લાવે, ત્યારે તે સ્તરનો રઓચ, તે ધર્મ-બાપ રૂપ રૂવાનોનો રઓચ અને તે માનવના રૂવાનનો રઓચ ત્રણે મલીને

જે પ્રકાશ પાડે તેને ધર્મજ્ઞાનનો ચલકાટ કહે છે જેથી ગમે તેવો આશમોઘ તેની આગળ દાદારને કબુલતો થઈ જાય. આવા રઓંચમાં હમેશગીનું સુખ રહે છે. સાધારણ માણસમાં મન ચાલુ છે-રૂવાન મંદ છે માટે તે રૂવાનની રય મંદજ રહે છે. વળી એક માનવનાં રૂવાનમાં 'રય' તો રહેશેજ. પણ તે રૂવાનના અંશો થવે એટલે તેનું રૂવાન નર-માદા તરીકે તેમ હેઠળી જાનવરી-ઝાડપાનની અને ખનીજની વ્યકિતઓ તરીકે થવે તે 'રય' વહેંચાઈ જાય છે. જ્યારે માનવ તરીકતથી ચાલી પોતાના અંશોને ભોગવટાઓ મારફતે પોતાના રૂવાનમાં 'પસ' કરે છે-ઉમેરે છે, ત્યારે તે અંશોનાં રૂવાનની રયથી તેનાં રૂવાનમાં ઉમેરાય છે. પણ માનવ આવા પોતાના અંશોને પોતામાં જોડે તેની અગાઉથી તે માનવને શકિત મેળવવી પડે છે, જે શકિતથી પોતાના મંદ રૂવાનને એટલે બંદ દરોશની બેડીમાં મુકાયલા પોતાના રૂવાનને પોતાની જીવતી જડ તનની હાલતમાંજ જાગૃત કરી શકે છે, જેથી રૂવાનની રય તે જડ તનમાં ખીલે છે. રૂવાનની તેવી શકિત વગર તે માનવ પોતાને લગતાં રૂહોના અંશોને પોતા તરફ ખેંચી શકે નહી. માનવનું રૂવાન જ્યાં લગી શરીરમાં ઉપર કહયું છે તેમ જાગતું થઈ 'ઉરૂને ઉષિ'ની હાલતમાં આવી 'હઓંમે ઝાઇરી' મારફતે 'અનગ્ર રઓંચ'નાં અસ્મમાં જે તેને લગતાં સ્તર છે તેને પુગે નહિ ત્યાં લગી તેનામાં તેવી શકિત આવે નહી. ત્યારે સ્તરનાં અસ્મને 'રઓંચેબીશ'નું અસ્મ કહે છે. આ 'રઓંચેબીશ'માંનો સ્તર જ્યારે તેનાં રૂવાનમાં જોડાય ત્યારે તે રઓંચબીશ જેવું જ્ઞાન તેનામાં પડે એટલે તેના રૂવાનની રય વધે અને તે રયનો પરતવ રઓખ્શ તેનાં શરીરમાં પડે જે જાહેરમાં જ્ઞાન તરીકે પ્રદરશીત થાય, જેનાં નતીજામાં તેને અનંત ખુશાળી ઉભી થાય. આવો ભેદ અહિંયાં કહયો છે.

**ઉર્વાજા**=રામેસ્ની ઉરૂની હાલત એટલે ઉસ્તા

**દર્સતા**=દેખાય છે, જાહેર થાય છે.

## હા ૩૦-૧ નો છુટો સરળ તરજુમો.

રૂવાન-દરોસ્તીની તલબ રાખતા અય દીનચાશીદારો, તમુને આ મોકા ઉપર હું આખી સૃષ્ટી રચનાના ભેદનું બયાન કહીશ જે બયાન મઝદાએ ૨૧ નસ્કોમાં આપેલું છે, જે બધું જ્ઞાન અમલદાર આથ્રવનો માટે છે તે જ્ઞાન હું તમો દીનદાર ઇલ્મદાર આથ્રવનોને કહી સંભળાવું શીખવું. તે જ્ઞાનમાં પહેલે અહુરાને પુગવા માટેની બુલન્દ સ્તોતીક ગતીવાળી બંદગીઓ આવે છે. આવી બંદગીઓમાં અહૂના હોકમોની વીગતો

રહે છે, તેમ કામેલમાં કામેલ સ્તોતો રહે છે. બીજુ તે જ્ઞાનમાં બહમનની એટલે યઝતોની યસ્ન, તેમ ભલા બહમન વસેલા અંતઃકરણવાળાઓથી થતી બધી યસ્નો અને તેથી થતાં કેહર્પો જે સુદીનો રાજ ખોલે છે તે બધાનો ભેદ આવે છે. ત્રીજુ તે જ્ઞાનમાં અપને માટે એટલે યઝતી ગતીને પુગવા માટે જોઇતા માંથ્રોની વીગત આવે છે. આ માંથ્રો ભણું ખોરેહ કાઢીને તન-મન-રૂવાનની ત્બએશને સફાઇ આપે તેવા રહે છે. **એ ઉપરાંત બીજુ ઘણું આવે છે.** આ બધું હું તમુને કહીશ. આવું બધું જ્ઞાન જાણ્યાથી ખરેખરજ તે જાણનારમાં 'અનગ્ર રઓચ' માંથી પુર્ણ પ્રતાપની મીનો જ્ઞાનની રોશની ઉતરે છે. આવી ઉતરતી રોશનીથી તેનાં રૂવાનની રયની રોશની એટલે મીનોઇ જ્ઞાનની રોશની અને તે જ્ઞાનનું જોર તે જોસ્નો ચલકાટ રઓક્ષ ખીલીને ઉભો થઇ શકે છે, જે ચલકાટ તેનાં જડ શરીરમાં પડવે તે શરીરને ખાગ્રવંત કરે છે, જેથી તે માનવ પુર્ણ જ્ઞાની અને પુર્ણ અમલદાર થાય છે, જેથી ખરી **ઉશ્તા=શામેશ્ની** જાહેર થાય છે-પ્રાપ્ત થાય છે, એટલે ૨૧ નસ્કનું જ્ઞાન પ્રાપ્ત થઇ રહે છે જેના જ્ઞાનમાંજ ઉશ્તા છે.

## શરેહ :

ત્યારે આ ફકરામાં અશો જરથુસ્ત્ર અમલદાર ઇનસાનોને સૃષ્ટી-રચનાનો ભેદ જે સ્તોતોની જબાનમાં છે તેને **વચચ**માં કહેવા માંગે છે એટલે સાચ્ચી હકીકત કહેવા માંગે છે. હસ્તી-નીસ્તી કેમ થઇ તે બધું કહેવા માંગે છે. ચોકક્સ બયાન જે જબાનની શક્તિથી બોલી અને સમજાવી શકાય છે તેને બોલાતી બોલી '**હિજવો દંઘહ઼ંઘહ઼**'થી સમજાવે છે, પણ બીજુ ઘણું એવું છે કે જે જબાનથી બોલીને સમજાવી શકાતું નથી. તેને સમજાવવા એક જાતનો **cinemotograph** ઉભો કરવો પડે છે. માટે એવણ કહે છે કે સૃષ્ટીનો ભેદ જાણવા તમુને હું પહેલાં ત્રણ ચીજો શીખવીશ. પહેલે **સ્તોતો** શું છે જે અહુરાએ ઉભા કીધેલા છે, જેમાં તેની વખાણ-તેની બંદગીનો પરતવ છે, તે સ્તોતોની રચના, સ્તોતોનું જ્ઞાન શીખવીશ. અહુરાએ સૃષ્ટીનો મન્તા પ્લાન સ્તોતોની ઇમારતમાં એટલે સ્તોત-યસ્નમાં કીધો. માટે તે સ્તોતો જાણવાની જરૂર છે, જેને અહિંયા અહુરા માટેના સ્તોતો કહયા છે. આવું હું શીખવીશ પછી બહમન જે અહુરાની તેવીષી છે-ઇચ્છાનો રાખનાર છે, તેવણ તે સ્તોતના પ્રયોગોથી-યસ્નથી એટલે સ્તોતોની યસ્નથી રચના કરે છે માટે તે બધી યસ્ન-પ્રયોગો જાણવાની જરૂર છે. આવી યસ્ન જે બહમનથી છે

તે શીખવીશ, એટલે તે સ્તોતોનો પ્રભાવ જોવા જે પ્રયોગો જોઇએ તેનું બ્યાન કહીશ, જે પ્રયોગો કીધાથી કેહર્પો થશે, જેથી સેઝદો દેખાશે, જે સુષ્ટી-રચના કેમ થઇ તેનો સીનેમેટોગ્રાફ દેખાડશે.

ત્યારે આ ફકરામાં અશો જરથુસ્ત્ર દીનચાશીદારો જેઓ ભલાં મનના અને સમજદાર ભણેલા છે પણ પુરું માહીતગાર નથી, તેઓને પુરું માહીતગાર કરવા શીક્ષણ આપે છે, તેઓને સુષ્ટી-રચનાનો ભેદ સમજાવવા માંગે છે. સુષ્ટી-રચનાનો કારોબાર માંથ્રમાં એટલે સ્તોતની જબાનમાં **સ્તોત યસ્નમાં** ચાલ્યો જાય છે. આ બધું ચોકકસ મીનો ચશ્મના આગળ વધેલા લોકો પોતાની ત્રીજી ખીલવેલી આંખથી જોઇ શકે છે, પણ સાધારણ ઇનસાનમાં તે શકિત નથી, માટે અશો જરથુસ્ત્ર તે બધાઓને ત્રીજી આંખ ખીલવી આપવા માંગે છે. તેને માટે તેઓને ઇલમ-અમલ આપવો જોઇએ માટે એવણ જબાનમાં સમજાવે છે. કુદરતનો ઇલ્મ તેવણ પહેલે જબાનથી સમજાવે છે, પણ જબાનની મકદુર કાંઇ એવી નથી કે આખી સુષ્ટીને સમજાવી શકે. જબાન જેને **વચચ** કહે છે તેમાં રાઝેન્ગ=ભેદો રહે છે, જે ભેદોનેબી ઉકેલવા જોઇએ. આ ભેદોને ઉકેલવા સરળ ભાષા જોઇએ જેને '**હિજવ**' કહે છે. ત્યારે અશો જરથુસ્ત્ર કહે છે કે સુષ્ટીનો રાઝ જે **વચ** ભેદની જબાનમાં છે તેને સમજાવવા મારે તમુને ત્રણ મુળ બાબદો સરળ ભાષામાં સમજાવવી જોઇએ જે હું સરળ ભાષા **હિજવ**થી સમજાઉં. એમ છે માટેજ એવણ કહે છે કે હું **વચ**નો ભેદ સમજાવીશ, જેને સારૂ '**વક્ષ્યા**' શબ્દ વપરાયો છે. આવું સમજવા ત્રણ બાબદો તમારે જાણવી, જે ત્રણ ચીજો જાણ્યાથી તમારામાં ત્રીજી આંખ ખીલશે અને તમો ખુદ બ ખુદ કુદરતને સ્તોત યસ્નમાં જોઇ શકશો. આ ત્રણ ચીજોને એવણ ચુંટી કાઢે છે અને તેઓને શીખવે છે કે પછી બીજું બધું ભેદો તોરનું આપોઆપ સમજી શકાય.-આપોઆપ એટલે મીનોઇ ચશ્મની શકિતથી સમજી શકાય. આ ત્રણ બાબદો છે;-

**૧—સ્તઑતાચા અહુરાઇ**

**૨—યેસન્યાચા વંઘ્રહેઉશ મનંઘ્રહો.**

**૩—હુમાંજદ્રા અષા.**

આ ત્રણ બાબદો "**વીદુષે**"=જાણીતા થયલા માટે એટલે વીદવાન આથ્રવન માટે છે માટે તેઓને તે બધું બતાવે છે, એટલે તદ્દન ગાવડી માણસને

આ શીખવી શકાય નહિ, તે શીખેલો હોવો જોઇએ કે પછી તે કુદરતના ભેદમાં આગળ વધે. આવા શીખેલા અસ્તે–કુસ્તીઆન દીન ચાશીદારને તેવણુ "સ્તઑતાચ્યા અહુરાઇ"=અહુરા માટેના સ્તોતનો વિષય શીખવે છે. યથા અહૂ વઇર્યોમાં અહૂની વઇર્ય છે તેમાં સૃષ્ટી એમ એમ થઇને પાર પડશેજ તે બધું છે. આ પ્રમાણે અહુરાએ સૃષ્ટી–રચનાનો મન્તા=પ્લાન દોરયો, તે આખા પ્લાનને સ્તોતોની જબાનમાં લખ્યો. અહુનવઇર્યમાં તે મન્તા હતો જે સ્તોનોમાં લખાયો હતો, માટે સ્તોતોનો વિષય જાણવો જોઇએ. સ્તોતોના વિષયમાં આતશ–આબ–ક્ષરવાન–ઉરૂના વિષયો બધું આવે. એ બધું શીખવીને પછી તેવણુ યસ્ન પ્રયોગો જેથી સૃષ્ટી રચાઇ તે શીખવશે, એટલે સ્તોતો કઇ રીતે મલીને સૃષ્ટી કરે છે તે શીખવશે. અહુરમજદે સ્તોતોની અંદર પ્લાન દોરયો પછી અહુરમજદની તેવીષી ઇચ્છાનો રાખનાર હોકમનો માનનાર વોહુમને તે સ્તોતોની ઉપર પ્રયોગો–યસ્ન કરીને સૃષ્ટી ચણુવા માંડી, માટે યસ્નની સાથે ઇચ્છાના સાહેબ વોહુમન આવે છે. એ બધું બતાવીને પછી એવણુ યસ્ન શીખવશે.

આ યસ્નના પ્રયોગથી વોહુમન સૃષ્ટીને ઉભી કરે છે. સૃષ્ટીને ઉભી કરવા પાયો જોઇએ અને પાયાની ઉપર અમલો ચણવા માલમસાલો જોઇએ, કે જેઓને તે પ્રયોગોમાં વાપરે. સૃષ્ટીનો પાયો અષનો છે એટલે હમેશગી આપવાની શકિતનો છે. ઉસુલથીજ આ અષ હતી જેમાં 'અમેશી'=અમર્ગી છે. આ અષના પાયાની ઉપર યસ્ન ચાલશે. આ અષની શકિતનો રાખનાર અષવહિશ્ત છે જે વોહુમનનો જોડયો છે. અષવહિશ્ત અષમાંથી માંથ્રનો સામાન કરીને માંથ્રનો સામાન વોહુમનને આપે છે. પછી તેઓ અષના પાયાની ઉપર તે માંથ્રના સામાનને યસ્નની તોરે ચણીને સૃષ્ટી કરે છે માટે અષ અને અષને લગતા માંથ્રો જે અષ વહિશ્તને ઇલાકે છે તે બધું પછીથી શીખવશે.

ચોકસ તરીકતથી બઓદની અકકલ મેળવી તે બઓદ મારફતે આવા બધા સ્તોતોનો ઇલ્મ ગ્રહણ કરી દુન્યાની ચીજોની માહેતી મેલવશે જે પછીથી અહુરમજદની સૃષ્ટી–રચના કરવાની મકસુદ સમજ પડશે અને પોતે ભલી મનશ્નીનો પરદુખભંજની અને નમાનો આરમઇતી જેવો થશે. યસ્નના ઇલ્મથી તે સૃષ્ટીના ભેદમાં વધુ ઉંડા જવાશે એટલે સૃષ્ટી ભલાઇ માટે થઇ છે તેની સમજ પડશે, માટે તે શીખવનાર પોતે વધુ ભલી તેવીષીવાળો થઇને ભલી નેમ રાખશે. પછી અષ–માંથ્રનો ઇલ્મ જાણશે જ્યારે પોતામાંની બુરાઇને જાણીને તેને તોડીને પછી માંથ્રનો સામાન

પોતે વાપરીને પોતામાં અષ ઉભી કરશે, ટુંકમાં પુણું તરીકતો પાળશે. ચોકકસ રીતે તરીકતો પાલી કુદરતનું જ્ઞાન લેશે. પછી ભલા મીશ્ર ભલી ઇચ્છાનો પ્રયોગ કરીને પછી ખાસ તરીકત ઉપર જશે અને માંથ્રને લઇને પોતાની બુરાઇ તોડીને પોતામાં અષનો પાયો મુકશે. પછીથી તે ઇનસાન રોશન થશે, **રઍાચેબીશ**=રથવાલો થઇને **ઉર્વાજા**=ઉશ્તા પ્રાપ્ત કરશે, એમ રોશન ઝમીરનો થશે. એટલા માટે કહે છે કે પહેલે **સ્તઍાતાચા અહુરાઈ,** પછી **યેસ્ન્યાચા વંઘ્રહેઉશ મનંઘ્રહો,** અને છેલ્લે **હુમાંજદ્રા અષાના** વિષય શીખવીને તેમાં તમુંને લાહેર કરીને અમલદાર કરીશ, કે પછી **વચનો ભેદ**-કુદરતનો ભેદ તમો જાણુશો. માટે કહે છે કે **વક્ષ્યા**=પુર્ણ ભેદ હું શીખવીશ. એમ છે માટે તમો આ ત્રણ વિષયો સમજો. આમ માંથ્ર સમજી અમલ કરી અષનો પોતામાં પાયો કીધા પછી એટલે અષવન થયા પછી આ હાના બીજા ફકરામાં કહે કે અએ ઇર્ષન્તો=દીન ચાશીદારો, તમો હવે અષવન થયા છો, ગેઉ-ષાઇશ **વહિશ્તા** ઘણા કાનો રાખનારા થયા છો, એટલે અહીં એકલા દેખીતા બે કાનની વાત નથી પણ કેહપના ઘણાં કાનોની હકીકત છે દેખીતા બે કાનથી કેહપના ઘણા કાનો ખોલવાની હકીકત છે; કેહપની સુક્ષ્મતા કે જેને કાનોની ઉપમા આપી છે જેથી કુદરતનો ભેદ-કુદરતની રતોત ચરનનો વહેવાર સમજી શકાય છે તેની હકીકત અહિંયાં કહેવા ધારેલી છે. એટલે કહે છે તમો તેવા ઘણા કાનોવાલા થયા છો, અષની શકિતવાલા થયા છો, આવા ઘણા ખુલેલા કાનોને **વહિશ્તા**ના ભેદના કહયા છે. **વહિશ્તા**=ભલા=બહમનની ગતીના કુદરતનો ભેદ જાણુનારા માટે ભલા શકિતવાલા **ગેઉશાઇશ**=ઘણાં કાનોવાલા તમે થયા છો એટલે હવે તમારામાં **સુચા મનંઘ્રહા** છે ચલકતી મનશકિત છે એટલે બધુ જાણકાર મનશકિત છે યઝત જેવી મનશકિત છે એટલે ઘણા રોશન કાનોથી તમારી અંદર કુદરતની બઓઇ વસે છે; અષની શકિત આવી માટે તમારી મનશકિત એટલે **બઓદાંગ**ની ગતી **સુચા**=ચલકતી થઇ છે, જેથી તમુંને કુદરતનો વહેવાર સમજ પડશે. આમ બીજા ફકરામાં પહેલા ફકરાનો સંબંધ છે એટલે બીજા ફકરામાં **ગેઉષાઇશ વહિશ્તા સુચા મનંઘહા**ના ભેદો છે, જેઓ પહેલા ફકરાના ત્રણ વિષયોના જાણકાર માહિતગાર થવાનો નતીજો દેખાડે છે, એટલે પહેલા ફકરામાં કહેલા ત્રણ વિષયો જાણીને લાહેર થયાથી તેઓમાં ઘણા કાનો=કેહપની ખીલવણી અને **સુચા મનંઘહા**=કુદરતની બઓદની ગતીની બુદ્ધિનો વસવાટ થયા છે.

## ગેહસારણા વખતે થતી ગુજરનાર રૂવાન ઉપર અસર:-

આ ફકરાના ભણાતા સ્તોતોથી રૂવાનની રય જે ગુજરતી વખતના થયલા ગેરબંદોબસ્તથી ગુંચવાતી હોય છે તે ખુલી જાય છે એટલે તેની બંદદરોશ ઉંચકાતી જાય છે જેથી તેની રયની જેટ જોર પકડે છે અને અનુશેહી શું છે તે હવે મલશે-મોડી કે વહેલી મલશેજ-એમ પુર્ણ એતેકાદ ઉપર તે રૂવાન તુરતજ સાબેત કદમ થાય છે. ગુજરનાર રૂવાનનાં તનની આસપાસ તેના મરતી વખતના છેલ્લા દુન્યવી વીચારોનું કોટલું જે હવે ધીમે ધીમે પીગલતું જાય છે, તે કોટલાંનાં બંધનથી હવે તે રૂવાન ઘણુંજ મુકત થતું જાય છે, અને પોતાનાં ભાંગી ગયલાં ઘરની ઉપર ધ્યાન નહિ આપતાં તેના કાટનો બંદોબસ્ત કરીને આગળ વધવાનાં ખરાં જ્ઞાનની પ્રાપ્તી કરતું જાય છે. આ ફકરામાંની તાવીલની અંદર જીરમો ઉભી થઇને સૃષ્ટી પાર પડશે અને છેલ્લે પાર પડવા આવા ત્રણ વિષયોને હાંસલ કરવાજ પડશે, તે બધી **જીરમની તહેદરયાતનો** ભરમ છે, એટલે જીરમની દાદરની તએ જે **સનીની** અસરના પ્રભાવથી થાય છે તે પ્રભાવને કઇ રીતે ટેકવવો તેનો ભેદ છે.

## ગાથા હા ૩૦-૧ ને માટે સુદકર નસ્કની સમજ:—

(વાંચો સુદકર નસ્ક પાને ૧ થી ૩).

અહિંયાં પહેલી લીટીમાં કહે છે કે 'ઇપેન્તો'=જ્ઞાની થયલા ખાહેશમંદોને માટે આ હું કહી રહું છું. તેઓ જ્ઞાની થયલા છે અને પછી આગળ વધવાની ખાહેશ રાખે છે માટે તેઓને હું હવે ત્રણ મુળ ચીજો શીખવીશઃ નામે '**સ્તઓતાચા અહુરાઇ**'=અહુરાને પુગવા મારેની સ્વોતોની બંદગી, '**યેસન્યાચા વંઘહેઉશ મનંઘહો**'=બહમન વસેલાં ભલાં મનથી કાપેલી યઝતોની યસ્ન, અને '**હુમાંજદ્ર અષા**'=અષોઈ **આટેના માંથ્રો.** એ સીવાયની બીજી ચીજોબી છે કે જેથી ઉરવાન છેક **અનગ્ર રઓચ** લગી સંબંધ કરી રહે છે એટલે ઉરવાન ખુપ થાય છે-ખુપે રવાનવાળું થાય છે, ઉરૂને ઉષીની હાલતનું થઇને તેને હમેશની ઉસ્તા મળી રહે છે.

ત્યારે અહિંયાં સુદકર નસ્કમાં જ્ઞાની થયલો નર કેવો હોય કે જે નર પછી ઉપર કહેલી ત્રણ મુળ ચીજો અને બીજી ચીજોને શીખવાની લાયકાતવાળો બણાય-તેવા નરનો ચીતાર આપે છેઃ

કહે છે કે તે માણુસે (૧) '**પાહ્લુમીહ્ પંન્જ આવાહીહ્**'=

પાંચ જાતની ઉત્તમ બક્ષેશો મેળવેલી હોવી જોઇએ. તેણે સચ્ચાઇ અને સચ્ચાઇથી આવતી આઝાદગી-હવસને બાંધવાની હાલતને અષોઇ ઉપર જવાની હાલત મેળવેલી હોવી જોઇએ. ઉત્તમ ફરઝંદો, બાપ કરતાં સવાયા ફરઝંદો મેળવેલા હેવા જોઇએ. (૩) તેણે ફળદ્રુપ જમીન મેળવેલી હોવી જોઇએ. (૪) 'રમગ-ઇ-મેશાન્'=ગોરપંદોનાં ટોળાઓનો ધણી હોવો જોઇએ-પોતે ગોરપંદ હોઇ ગોરપંદી વરતી રાખતો હોવો જોઇએ. (૫) 'ફ્રશખ્તીહ્ પવન્ ખેશકારીહ્'=પોતાના કામમાં તે નર કુશળ હોવો જોઇએ. આવી પાંચ જાતની ઉત્તમ બક્ષેશ મેળવેલા માણુસમાં આટલું જ્ઞાન અને તેના વિચારો તેનાં હૈડાંમાં રમતા હોવા જોઇએ અને તે પ્રમાણે તે ચાલતો હોવો જોઇએ. તે જ્ઞાનનાં મરકઝો-મુળ મુદ્દા આ છે: કે 'મદમ્ ખલ્ કુનીશન્ ઇ વલ્ તુખ્શાકાન્ ગદ્દ વલ્ અશગેહાનાન્ શકુનાઇહ્'=કારીગીરી કરનારાઓને (એટલે પોતાનું કીમીયું કરનારા તરીકત પાળનારાઓ) 'ગદ્દ' એટલે અઇપિની સ્વચ્છ હાલત મળે અને આળસુઓ -તેમ નહી કરનારાઓને ગરીબાઇ મળે એટલે 'અઇપિ'ની અંદર કંઇબી નેઆમત નહી હોય-અઇપિમાં ગરીબ હોય. એમ ત્યારે તે માણુસ તરીકત કરનારો અને ઉપર કહેલા મિથ્રોમાં લીન્ન હોય અને તે મિથ્ર પ્રમાણેજ ચાલી કામ કરનારો હોય. તેને જ્ઞાન હોય કે 'યતીબુનાન્'=બેસી રહેનારને 'ગદ્દ'=અઇપિની સુક્ષ્મતા એવ્ગાનગ્=એકગણી મળે; 'સગીતુનાન્' =ચાલનારને બેગણી મળે; તકાન્=દોડનારને ત્રણુગણી મળે; 'રાતૂનાનિક્' =ઝડપીને તે ગવ ચારગણુ મળે; ઘોડા ઉપર બેસનારને પાંચગણું મળે; રથમાં બેસનારને છગણું મળે; કાયદાઓ જાણીને શીખીને બીજાને શીખવનારને સાતગણું મળે; દોલતની શુભ નેક રાદી છાયામાં રહેનારને આઠગણું મળે; જમીનને ખેડવામાં કુશળ થયલાને નવ-ગણું મળે; માંથ્ર-સ્પેન્ત શીખવનારને દસગણું મળે. અહિંયાં બેસી રહેનાર, ચાલનાર, દોડનાર, ઝડપી એમ ચાર વર્ગો આપેલા છે કે જેઓને અહડ ઉતર ભલાઇ મળે એમ કહે છે. આ ચાર વર્ગો તરીકતને પાલના-રની હાલત બતાવે છે, જે કોઇ ખાલી તરીકત ઉપરજ ધ્યાન આપે અને દુન્યાની ફરજો તરફ બેદરકાર રહે તેને બેસી રહેનાર કહયો છે, તેને ઉતરતો દરજ્જો આપેલો છે. પણુ બીજા ત્રણુ કે જેઓ તરીકતને ચીવટાઇથી પાળતા રહીનેબી દુન્યાની ફરજો તરફ ચીવટાઇ રાખે છે તેઓને ચઢી-આતા ગણેલા છે. આવા ત્રણુ વર્ગોમાંના 'રાતુનાન્'=ઝડપી ચાલવાળાને ઉત્તમ ગણેલો છે. ઝડપી ચાલમાં તે શખ્સ આવે, કે જે પોતાનો દુન્યાનો કેળાશ ઝડપીથી પુરો કરવા પહેલે પરણે અને મા-બાપ તેમ ભાઇ

બાંકુઓ-શહેર-દેશની બધાની સેવા કરે-ફરજ કરે, તેમ પોતાની તરીકત ઉપર સબુત હોય. પછીનો દરજ્જો 'તકાન'નો છે. આવો શખ્સબી બયરી છોકરાં કુટુંબ કબીલાનો હોય પણુ તે સમાજનાં કામ તરફ બેદરકાર હોય. પોતે કરી શકે તેવી હાલતમાં છતાંબી તે કામ નહી કરે-પણુ તરીકત ઉપર ઉસ્તવાર તો હોય છે; આવો શખ્સ જરા ઉતરતો હોય. પણુ 'સગીતુન'=ચાલનાર માણુસ પોતે પરણેલી જીંદગીનો નહી હોય જો કે કામ ધંધો કરે-આવો માણુસ અનાસરની ભુખ જે પરણેતરની જીંદગીથી પુરી થાય છે તે પુરી નહી કરવે હવસની ભુખમાં રહે છે જેથી તેની તરીકત ઉસ્તવાર રહી શકતી નથી. તે જેમ બચ્ચું ચાલતાં શીખે તેમ તરીકતના રસ્તા ઉપર ચાલવા જાય છે પણુ પડયા કરે છે. આવી રીતના આ બધા વર્ગો છે.

જે માણુસ તરીકત ઉપર હોય અને ઘોડેસવારી કરે તેની અષ્પિ વધુ સ્વચ્છ થાય છે. **ખાલી ઘોડેસવાર થયો તેમાં કંઈ વળે નહી, પણ સાથે તરીકત ઉપર તે પાબંદ હોવો જોઇએ.** તરીકતમાં મહેર પતેતની જુફ્ત હોવીજ જોઇએ.

જે કોઇ રથમાં બેસનાર હોય એટલે કોઇ સંસ્થાનો વડો હોય જેની આણુ નીચે ઘણુાઓ રહે અને તે તરીકત ઉપર હોવે ઇનસાફી અને હાથ નીચેનાની દાદનો લેનારો હોય, તો તેની અષ્પિ વધુ સુક્ષ્મ હોય, કેમકે તેના મીજાજમાં **અમીરી** હોય. તેના રૂવાનમાં વધુ અંશો ખેંચાયલા હોવે તેને આવો ઉંચ દરજ્જો મળેલો છે.

પણુ જે કોઇ દોલતની શુભ છાયામાં હોય, મોટો જરદાર હોવે તરીકત ઉપર પાબંદ હોવે રાદી ગતીવાળો હોય, તે હજારોને સંકટમાંથી બચાવવાનું કામજ કરે, જે રાદની ગતીને જગતમાં કોમમાં દેશમાં ચલાવી શકે-ઘણુાઓના આશીશો મેળવી શકે માટે તેની અષ્પિ વધુ સુક્ષ્મ હોય છે.

પણુ જે કોઇ જમીનની શુભ ખેતી કરે તેમ તરીકત ઉપર હોવે પોતાના તનની જમીનની તેવી શુભ ખેતી કરે એમ વાસ્ત્રીઓશ હોય, જેથી જમીનમાંની આરમઇતી ખુશ હોય, આરમઇતી સાથના બીજા મીનો ખુશ હોય, તેમ પોતાનાં તનની ગતીનેબી સુક્ષ્મ કરે, તે માણુસ વધુ ઉત્તમ છે કેમકે તે કુદરતનો હમકાર થઇ રહે છે. ખાકની અંદરની કુદરતનો તે હમકાર થઇ રહે છે.

પણુ તેના કરતાં જે કોઇ આબ=આવ-આતશમાંની કુદરતનો હમકાર થાય એટલે પોતે તરીકત ઉપર પાબંદ હોઇને નેક હોય અને પોતાના

તનના કેહુપની ખાકને, આબને બાદને આતશી કરે અને પછી જગત-માંની તેની હાલતની કુદરતનો હમકાર બને, તે ઉપર કરતાં વધુ નેક હોય. માથ્ર-સ્પેન્તનો ભેદ જાણી વર્તીને બીજાને શીખવનાર આ બે નર હોય છે. આવો નર આથ્રવનની ગતી લગી જઇ શકેલો રહે તે અતી ઉત્તમ હોય. આવું બધું ગ્નાન તેને હોય અને તે પ્રમાણે તે ચાલવા આતુર હોય.

વળી તેમાં એવી ગ્નાની હોય કે તે અધુરોજ છે તેણે જુવાની બરબાદ કીધી છે અને તેના બુઢ્ઢાપણામાં તે નેકી કરે તેટલો વખત મેળવી શકશે નહી એમ અપુર્ણતાનો ખ્યાલ તેને હોય.

ત્યારે ગાથાના આ ફકરામાં કહે છે કે ગ્નાની થયલા જેઓ આગળ વધવા માંગે તેઓને હું આ મુળ ત્રણ ચીજો બતાવું છું-તે ગ્નાની થયલો કેવો હોય તેનો આવો સુંદર ચિતાર સુદકર નસ્ક આપે છે. પછી તેવા માણસોની આગળ મુળ ત્રણ ચીજોનો ભેદ ખોલશે જેઓને (૧) અહુરાને પુગવાને માટેની બંદગીઓ (૨) યઝતો સાથે વહેવાર રાખવાની યશ્ન અને (૩) અષોઇ ઉભી કરવાના માંથ્રો કે જેથી બીજાઓની તેમ કુદરતની સેવા કરી શકાય-આમ ત્રણ બાબદો કહી છે. અહિંયાં સુદકર નસ્કમાં કહે છે કે ઉપર કહેલી વીગતના વીદવાનો જેઓ જુવાનીમાં તેવી વીદવતાએ પુગ્યા હોય તેઓને ચાર ચીજો મળે છે, જેથી તેઓનો બુઢાપો સુખી જશે. ચાર ચીજોમાં પહેલી ચીજ **દીની ઇલ્મ** કહયો છે. ત્યારે દીની ઇલ્મમાં ગાથાના ફકરામાં ઉપર કહેલી ત્રણ બાબદો આવી જાય. પણ તે ગાથાના ફકરામાં કહે છે કે આવી ત્રણ બાબદો જાણનાર **ર્‌ઑચેબીશ**વાળો થઈ એટલે પોતાના રૂવાનને દાદારના વર સાથે મેળવનાર થઇને તેને ઉસ્તા મળશે-હમેશગી મળશે. આ **ર્‌ઑચેબીશ**વાળો કઇ રીતે થાય તેને માટે સુદકર નસ્ક કહે છે કે જુવાનીમાં ઇલ્મ લીધેલાને ગાથાની કહેલી ત્રણ બાબદો શીખવશે તેમ બીજી બાબદો શીખવશે એટલે દીની ઇલ્મ શીખવશે. જેવો તે દીની ઇલ્મ તેને મલ્યો કે તે ઇલ્મની સાથે તેને તે બીજી ત્રણ જે તેની સાથેજ જોડાયલી છે તે ચીજો મળશે,-નામે ફાયદો આપતી રૂવાન-દરોસ્તીને માટે કરવાની સખત તરીકતો માટે જોઇતી પુંજી-દોલત, પાક દામનબારી, અને ઘરબારનું સુખ અને અમરગીનું સુખ. આમ દીની ઇલ્મની સાથે આ ચીજો હોવીજ જોઇએ. જો એ ચીજો હોય નહિ તો તેને દીની ઇલ્મ પુર બહારમાં મલી શકેજ નહિ.

ત્યારે દીની ઇલ્મને લઇને ઉસ્તાનું સુખ મેળવવાને માટે વચમાં પાકદામન બઇરી, પુરતી દોલત સગવડ અને સુખી સંસાર ઘરબાર આવવાંજ જોઇએ, કે જે પછીથી નર શાંત થઇને પોતે દાદારના ૭૨ વરોને મળીને રચ્ઑચેબીશ્ત્વાળો થાય. જયારે તે માણસને દીની ઇલ્મ સાથે બઇરી, જોઇતી પુંજી અને સુખી સંસારનું ઘર મળેલું હોય ત્યારે તેને તેવી આબાદ હાલતમાં પાંચ જાતનાં સુખો, પાંચ જાતની દોલતો મળી આવે. પહેલું સુખ દોલત તે 'ખીશકાર'ના ભેદનું છે એટલે તે નર પોતે મીનોઇનું તેમ દુન્યાને લગતું કામ બરાબર કરીને પાર ઉતારે તેવી શકિત જે દોલત-સુખ સમાન છે તે રાખતો હોય; બીજું સુખ 'તૂખ્શાગીહ્'ના ભેદનું છે એટલે તે નર દુન્યાના હુન્નરમાંના કોઇમાંબી કામગાર હોય. એવી તેની શકિત એક જાતનાં સુખ અને દોલત સમાન છે ત્રીજું સુખ ખુર્સન્દીહ્ના ભેદનું છે એટલે તે નરને સંતોષ અને શાદી હોય; તે દરેક જાતના ગમને ખાઇને ખુશહાલ કુશાદે દીલ, દીલ આઝાદ રહેતો હોય, જે એક મોટી શકિત છે જે ત્યારે દોલત અને સુખ સમાન છે. ચોથું સુખ 'નીરખ્ત્ હુશીહ્'ના ભેદનું છે એટલે તે નર સાચ્ચો હોશ=દુરગીની Clear understanding of matters વાળો હોય એટલે દીન-દુન્યા-ઓકબા ત્રણેને પુગનારો હોશ હોય, જે એક મોટી સુખી દોલતજ છે. પાંચમું સુખ 'ચારગ ગારીહ્'ના ભેદનું છે એટલે તે નરને દરેક જાતના ચારા-દરમાનની ખબર હોય resourcefulness હોય-દરેક આફતની રાસ્ત ઉકેલ કરવાની શકિત રાખે. આવો નર કંઇબી છાકટ હાલત ઉપર આવોજ નહી અને છાકટ લોકો વચ્ચે તે બેસેબી નહિ. માનવની હોશ જયારે પતમાન ઉપર હોય ત્યારે તેનું મન છાકટ નહી હોય, તેમ તેનું શરાબનું પીણુંબી પતમાન ઉપર હોય, તેનો કોઇ દુશમન કે દોસ્ત હોય નહિ. તે બધાંનો ભાર બરદાર ધમખાર હોય-બધાનો ભાર બરદાર હોય. જેમ યઝતો વધારાનો ભાર ખમે તેવો તે હોય એટલે તે માણસ યઝતોની મરજી મુજબજ દારૂ પીએ જેથી તેની મનશ્ની પતમાન ઉપર શાદમાન રહે અને બીજાઓને મદદગાર થાય. વળી તેનો ખોરાક તેમ ખાવાની રીત બધું તરીકત મુજબનુંજ હોય. તે ગમે ત્યાંબી ઢોરની માફક ચગર ચગર કરે નહી. તે એકજ જગા ઉપર રીતસર બેસીને ખાય. તેનો ખોરાક વોહુન-દરોસ્ત હોય તેમ ગવથી છલાછલ હોય જેથી તેની મનશ્ની કે તબીયત બગડેજ નહી, પણ તે ખુશહાલ રહે અને અનુશેહીની હાલત ભોગવે. પોતે એકલો ખાયજ નહિ. પહેલે દરવીશોને ખવડાવે, તેઓની આંતરડીને ઠર પાડે કે જેથી તેઓની દુઆ તેને મળે. આવો

ચીતાર એક ગ્નાની થયલા અને વધુ જાણવા આતુર મર્દનો તેમ તે વધુ ગ્નાન જે ત્રણ મુળ રીતનું છે તે મેળવનારનો છે, જેને હમેશની ઉસ્તાજ મળી રહે છે, જેનો સ્તર ઉપર આસ્માન ઉપર જાહેર થઇને ચલકી રહીને તેને તુરમંદ ખોરેહમંદ બનાવી રહે છે, જેથી તે માનવ ગેતીના અંધકારમાં ફ્રશો-ગર્દ થવાનું ઝઝકળું પાડી રહે છે. ત્યારે સુદકર નસ્કની આવી ઉકેલ હા ૩૦-૧ માટે કેવી અર્થસુચક છે તેનો ખ્યાલ આવશે. સુદકર નસ્કમાં કંઇ અવસ્તાનાં અગ્રડા શબ્દોના અર્થો કહયા નથી, પણ તેમાં તો તે અવસ્તાની અંદરના ભેદોની ઉકેલ છે.

## ગાથા હા ૩૦-૧ માટે વસ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો વસ્ત માન્સર નસ્ક પાને ૩ થી ૬).

ઉપર જોઇ ગયા કે હા ૩૦-૧ માં જરથુસ્ત્ર કહે છે કે જેઓ વીદવાન હોઇને વધુ ગ્નાનની તલબ કરશે તેવાને હું અહુરાને પુગવાના સ્તોતો, યઝતોને મળવાની યસ્ન અને અષોઇને મેળવી અપાવનાર માંથ્રો શીખવીશ. એ વતરોગે બીજી ચીજો શીખવીશ, કે જેથી તેનું રવાન તેનાં તનમાં જાગૃત થઇ દાદારના વરોને મળી રઓચેબીશ અમર ગતીના ચલકાટે પુગેલું થઇને અમર સુખ નામે ઉસ્તાને મેળવીને જગતમાં ફ્રશો-ગર્દ કુલ્યાતી મુકિત લાવવા યઝતોને મદદ કરશે. ઉપરની મુળ ત્રણ ચીજોને અહિંયાં દએન તરીકે ઓળખે છે અને કહે છે કે દએનમાં 'માંથ્રો' હોય, દાદારના આશીશો આપતા મંત્રો હોય, તેમ દએનમાં 'આયઝીશ્ન આઓમંદી'=દાદાર સાથે યઝતો સાથે મેલાપ કરવાના સાધનો અને નીયાચીશ્ન-આઓમંદ=ન્યાએશ કરવા માટેના માંથ્રો હોય. અહિંયાં હા ૩૦-૧ ના સ્તઓતાચા અહુરાઇને માટે માંસર મઇનોગ: ગુપ્ત માંથ્રો બતાવેલા છે; યેસ-યાચા વંઘહેઉશ માટે આયઝીશ્ને આઓમંદી બતાવેલી છે અને 'હુમાંજદ્રા અષા'ને માટે 'નીયાચીશ્ન આઓમંદી' કહી છે, જે બધાને દએન તરીકે કહી છે. આ બધું શીખનાર નરની યજશ્ને કેવી હોય તે વીષે કહે છે કે તેવી મુળ ત્રણ ચીજો શીખેલો નર યજશ્નેનું કેહપ એવું ઉભું કરે છે કે ખુરશેદનાં અમર કેહપને મળીને તે ખુરશેદનાં આ જગતને ગેતીને ટેકવવાનાં કામમાં ઉપયોગી થઇ શકે છે જેથી યઝતો અમશાસ્પંદોની ખુશાળી જે ફ્રશો-ગર્દ થવા માટેની છે તે વધે છે. અહિંયાં ત્યારે સુદકર નસ્કમાં કહેલી વીગતોનો શીખેલો માણુસ જ્યારે ખાહેશમંદ થઇને મુળ ત્રણ

બાઅદો શીખે છે, ત્યારે તે શીખેલાને ભલાઇમાં વાપરે છે-કુદરતને મદદ કરતા થાય છે તેનો ચીતાર આપે છે. હા ૩૦-૧ માં કહે છે કે શીખેલા અને વધુ જાણવાને મોટે આતુર બનેલાને હું 'મઝદાથા'=ઉંચાઇએ પુગનારી મોટાઈ પામીને બીજાને આપનારી તે ત્રણ ચીજો કહીશ 'મઝદાથા'વાળી તે ત્રણ ચીજોને જે માણસ ગ્રહણ કરે છે તેથી તેનામાં તે 'મઝ'=મોટાઇ કઇ રીતની પ્રદર્શીત થઇ રહે છે તેનો ખ્યાલ તે વરશ્ત માન્સર નસ્કના બીજા, ત્રીજા, અગીઆર, બાર, તેર, તેમ ચૌદ, પંદર અને સોળમાં ફકરાઓમાં આપેલો છે. વાંચો તેઓને (૩-૫-૬ મે). ટુંકમાં તે મોટાઇ માણસોની મરજી-રોશન ફેલમાં પ્રદર્શીત થાય છે, હવસોને બાંધવામાં નેકી કરવામાં તે જાહેર થાય છે; તેમ 'ગાસ' મીનોઇ મેહમારની સંસ્થાઓના, દએનની પાવીકતના ટેકાવ કરવામાં પ્રદર્શી થઇ રહે છે પોતાનો ફ્રશોગર્દ કરીને પછી ગેતીમાં ફ્રશો-ગર્દ લાવવાની ખીશ્કારીમાં પ્રદર્શીત થઇ રહે છે; સ્તોતોની બંદગીઓથી પોતા ઉપર અને જગત ઉપર આશીશો ઉતરવામાં પ્રદર્શીત થઇ રહે છે; તન પસીન કરાવવાની યઝતોની ખીશ્કારીમાં મદદ અપાવવામાં તે પ્રદર્શીત થઇ રહે છે. તે મોટાઇથી તેઓ પોતાના ઝમાનના રાએનીદારો સાથે પેવંદમાં આવીને તે જમાનને આગળ ચલાવવાનું તે જમાનની તીરેહગીને તોડવાનું કામ કરવા લાયક થઇ રહેશે એટલે તેઓ આઝાદ શરીરના ખોરેહમંદ થઇ રહીને અથેરનાન, રથેશ્તાર વાસ્ત્રીઓશના મદદગાર થઇ રહેશે. એમ તે મોટાઇ તેઓ પ્રદર્શીત કરશે. તેઓ પોતાના જમાનના રાસ્ત દાવરો દસ્તુરોના હુતોખ્શ થઇ રહેવામાં દીનની તે ત્રણ ચીજોની મોટાઇ જાહેર કરશે. તેઓ દીનની ત્રણ ચીજો જાણીને તે દીનની મોટાઇને ત્રણ મુળ સિદ્ધાંતોથી જાહેર કરશે; તે મુળ ત્રણ સિધ્ધાંતો આ છે (૧) દીનની ઇચ્છા પ્રમાણેજ ચાલવું-તરીકત ઉપર મહેર પતેત અને પરમાર્થ ઉપરજ ઉસ્તવાર રહેવું (૨) પેદાએશનો ઇશરાફ કરવો નહી, દુજ પરહેજ કરીને દુજના અભડાટથી પેદાએશને બચાવવું-મારફાડ જુલ્મથી દુર રહેવું (૩) કુલ માનવ જાતના ફ્રશો-ગર્દ થવા માટેજ મથ્યા રહેવું અને તેને માટે દરેક ભોગ આપવા.

આમ ત્યારે '**અત્ તા વખ્ખ્યા ઇર્ષેન્તો યા મઝદાથા**'=તે શીખેલા વધુ ઇન્તેજાર થયલાને મોટાઇ આપનાર તે જ્ઞાન જે '**સ્તઓતાચ્યા અહુરાઇ**'નું '**યેસન્યાચા વંઘહેઉશ મનંહો**'નું '**હુમાંજદ્રા અષા**'નું છે તે શીખવીશ, એમ ગાથા હા ૩૦-૧ માં કહે છે તે મોટા-

ઇનો કંઇક ભાશ વસ્શ્ત માન્સર નસ્કમાં આપેલો છે તે જોયો. એમ વસ્શ્ત માન્સર નસ્ક હા ૩૦-૧ ની ઉકેલ કરે છે.

## ગાથા હા ૩૦-૧ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે).

અહિંયાં ગાથા હા ૩૦-૧ માં કહે છે કે ગ્નાની થયલા અને વધુ ગ્નાન લેવા ઇન્તેજાર થયલાને હું દીન શીખવીશ એટલે દીનની ત્રણુ મુળ બાબદો શીખવીશ અને 'ચેચા'=જેઓ કંઇબી, એટલે બીજી રૂવાન દરોરતી માટે અને ફ્રશો-ગર્દ માટે જોઇતી ચીજ શીખવીશ. ત્યારે આ 'ચેચા'=બીજી જોઇતી ચીજ જે પોતાના રૂવાનની બહેતરી માટે ફ્રશો-ગર્દ જુઝવાવી તેમ કુલ્યાતી માટે કેવી હોઇ શકે તેનો ભાશ બગ નસ્કના પહેલા ફકરામાં આપે છે, તેમ પાંચમા, છઠઠા, સાતમા, આઠમા, નવમા વીગેરેમાં આપે છે, જેઓને માટે વાંચો (પાને ૬-૭-૮) આ બીજી ચીજોનું ટુંકમાં બ્યાન એમ છે કે માણુસે દીનની સંસ્થાઓને ટેકવવી માટે આથ્રવનોનો ટેકાવ તેમ તેઓની મકતબોનો ટેકાવ કરવો અને વળી તેવી બીજી વીદયાઓનો ટેકાવ કરવો અને તેઓને માટે ભોગો આપવા. પોતે કેરફેવાળો નેકીનો કરનારો હોવે ગેતીના લોકો આગળ પોતાનું વરતન ધરીને સુભ દાખલો બેસાડી બતાવે છે અને પોતે ભલાઇ રાખનાર ઇનસાફી તોરનો આકા સાહેબ થઇ રહે છે અને તંગીમાં આવેલાઓનો બચાવ થઇ રહે છે કે જેથી અહુરમજદ અને જરથુસ્ત્રની ખુશાળી થઇ રહે છે. પોતે જો કંઇ સંસ્થાનો વડો થાય તો પોતામાં ઇનસાફ પેદા કરી શકે છે અને કબી જો ખોટું બોહતાન પોતા ઉપર આવે તો 'નીરંગવર કરદન'ના ભેદથી એટલે આતશ જેવામાંથી પસાર થઇને પોતાનું નીરદોશપણું જાહેર કરી શકે.

વળી ગાથા હા ૩૦-૧ માં દીનના મુળ ત્રણુ સીધાંતો ગ્નાની ઉમેદવારોને શીખવીશ એમ કહયું છે તે મુળ ત્રણુ સીધાન્તોની બલીહારી કેવી છે તેનો ખ્યાલ આ બગ નસ્કના બીજા, ત્રીજા, ચોથા, સાતમા, દસમાં, વતરોગેમાં બતાવી છે જે માટે વાંચો તે ફકરાઓ (૭-૮-૯) તે બલીહારીનો ટુંક સાર આમ છે કે તે શીખેલા માણુસના સિધાંતો રસમો, આઇનો પાક માટે રામીશ્નીવાળા હોય છે જે એક જાતની 'સ્તઑતાચા અહુરાઇ'ની ગતી થઇ. વળી 'સ્તઑતાચા અહુરાઇ'= અહુરાને મળવાની સ્તુતી કરવી તેમાં જબાનની સચ્ચાઇ, માંથ્રોનું ભણુતર

વીગેરે આવે, જેથી તેનું દીલ બહમન વસેલું હોવે તે '**પેસન્યાચા વોહૂ મનંધહો**'=બહમનની યઝશ્ને કરી રહે છે. એવાઓ જ્યારે ખરેખરની યઝતોની યજશ્ને કરે ત્યારે યઝતો તેને આવી મળે છે. તે **નીયાઝગાન** તંગીમાં આવેલાની જરૂર પુરી કરે છે. તંગી જાતજાતની હોય. કોઇને મનની વ્યાધીઓ હોય તો તેઓને તે નર પોતાના '**હુમાંજદ્રા અષા**'ના પાવરથી અષોઇથી ઉભી કીધેલી માંથ્રોનો અમલ આપવાની શકિતથી તેઓને '**માંથ્રા**' **ઇસમો નીરંગો** આપીને તેઓની તે તંગી દુર કરી શકે છે. આવા તે નરની ઉપર જરથુસ્ત્રનું રૂવાન દુઆ ઉતારે છે જાણે તેણે જરથુસ્ત્રની તંગી દુર કીધી હોય. આવાઓને '**યઝદાન સુદ**' એટલે યઝતોનો ફાયદો મળે છે, તે '**હુદાનાક**'=આખેરીની બાબદોનો દાનાવ જ્ઞાનવાળો થઇ રહે છે અને યઝતોની મરજી જે ફ્રશો-ગર્દ કરવાની છે તે ચલાવી રહે છે. આમ **બગ નસ્ક**માં દીનના તે મુળ ત્રણ સિધાંતોની બલીહારી પ્રભાવ વર્ણવે છે કે જેથી આમ લોકો તે બધાથી માહીતગાર થઇને પોતેબી તેની નકલ કરે. આમ ત્યારે **બગ નસ્ક**માં **હા ૩૦-૧** ના ઉંડા ભેદોની ઉકેલ આપી છે. દીની ઇલ્મદાર માનવ કેવો પરમાર્થ કરી શકે તેની કંઇક સમજ આપી છે; જરથુસ્ત્રના શીક્ષણોની કેવી ઉંડી અસર છે એટલે '**અત્ તા વખ્ષ્યા**'=હું તમુને તે શીખવું છું તેની કેવી બલીહારી છે તેનો ખ્યાલ આપેલો છે.



## હા ૩૦-૨.

સ્રઑતા[૨૧] ગેઉષાઇશ[૨૨] વહિશ્તા,[૨૩] અવએનતા[૨૪] સૂચા[૨૫]
મનંઘ્રહા,[૨૬]

આવરૅનાઓ[૨૭] વીચિથહા[૨૮] નરૅમ નરૅમ[૨૯] ખ્ખ્યાઇ[૩૦]
તનુયે,[૩૧]

પરા[૩૨] મજે[૩૩] યાઓંઘ્રહો[૩૪] અહ્માઇ[૩૫] ને[૩૬] સજ્દ્યાઇ[૩૭]
બઑઇન્તો[૩૮] પઇતી.[૩૯]

ઘણા કાનોની સાથે જોડાયલા બે કાનોથી[૨૨] (કેહપંનાં શુદ્ધ થયલાં ચખ્રાની હકીકતથી સાંભળતા બે કાનોથી) ‖ ઉત્તમના[૨૩] (બહમનનો નાદ જે ઉત્તમમાં ઉત્તમ છે તે) ‖ સાંભળો.[૨૧] ‖ ચળકતાં-પુણ્ં રોશની પામેલા[૨૫] ‖ મનથી[૨૬] (રોશન ઝમીર જે કુદરતના ભેદી પરદામાંથી જોઇ શકે છે તેથી) ‖ જોઇ લેઓ[૨૪] (ત્રીજી લહીઆનની આંખ જે શુદ્ધ ચખ્રાની આંખ છે તેથી જુઓ, કે જે ખરૂં ખોટું જોઇ આપે છે તેથી જુઓ). ‖ દરેક નરને[૨૯] ‖ પોતપોતાના[૩૦] ‖ તનુને માટે[૩૧] (તનનો ભુલાવો-હવસો સુધારવા માટે) ‖ પસંદગીનો-પોતપોતાના નીર્ણયથી અખત્યાર કીધેલો-પસંદ કરી આપેલો[૨૮] ‖ એતેકાદ-તરીકતનો જમીલો[૨૭] ‖ (તે દરેકને રૂચતો પસંદ કરી આપેલો છે તેવો તે) ‖ પસંદ કીધેલા અખત્યાર કીધેલા[૨૮] ‖ એતેકાદને[૨૭] (તેના અર્થસુચકપણાંને ખરાંપણાંને રોશન ઝમીરથી જોઇ લેઓ). ‖ ભુતના ભુતકાળથી તે ભવિષ્યના ભવિષ્યથીબી દુરના ગાયબાનના કાળ લગીના[૩૨] ‖ મોટા[૩૩] ‖ બનાવો[૩૪] (જેમાં તન પસીનનો બનાવ મુળ મખ્ય છે તે) ‖ હમારેથી[૩૬] ‖ જાણવા માટે[૩૭] ‖ તેને[૩૫] ‖ બઓદવાળા થવાનો-યઝત જેવા અંતર જ્ઞાન ખીલવવાનો[૩૮] ‖ બદલો-પાદશ્રાહ[૩૯] ‖ (પ્રાપ્ત થશે અથવા) ‖ બઓદ પામેલાં ઇશ્વરી જ્ઞાન પામેલો જાણીતો થયલો[૩૮] ‖ (તે જ્ઞાનનો) સાહેબ ખાં[૩૯] expert ‖ (તે થશે-ઇશ્વરી જ્ઞાનનો તે સાહેબ થશે). ‖ (તેવા) તેને માટે[૩૫] (તે સાહેબ થયલાને માટે) ‖ ભુતના ભુતકાળથા તે ભવિષ્યના ભવીષ્યથીબી દુરના ગાયબાનના કાળ લગીના[૩૨] ‖ મોટા[૩૩] ‖ બનાવો[૩૪] (જેમાં તન પસીનનો બનાવ છે તે બધું) ‖ હમારેથી[૩૬] ‖ જાણવાને માટે[૩૭] ‖ (તે ભાગ્યશાળી થશે, હકદાર થશે).

## હવે આપણે મીલ્સના ગાથાના પોથામાંથી પહેલવી તરજુમો જોઇએ.

**સ્રઓતા ગેઉશાઇચ વહિશ્તા**=ઉત્તમ ઘણા કાનોથી ઉત્તમ ચીજ સમજો-એને માટે પહેલવીમાં આમ લખે છે કેઃ-

'**ગોશાનો સૂદ**'=કાનોથી સાંભળેલું તેને '**નીયોખ્શિશનીહ**'=બરાબર રીતે સાંભળવાનું કરો (**અઇઘશ ગોશ બરા વશમૂન્દ**' એટલે એવી રીતે કાનોએ તેને સાંભળ્યું '**શાદ વજ્લૂન્દ**'=તેથી શાદ ખુશ રીતના થયા '**બરા કરીતુન્દ**'=અને દુઆ કરવા લાગ્યા) '**વહિશ્તા**'=ઉત્તમમાં ઉત્તમ ( '**વખ્શીનિશ્નીહ**'=વૃદ્ધી થાય તેવું '**અઇઘશ અઇરૂપતિસ્તાનો કૂનિશ્નો**' એટલે એરવદ માટેનું બધું શીખીને પાળવાનું); એટલે અહિંયાં કહે છે કે કાનોથી સાંભળો તેને બરાબર સાંભળવું, એવી રીતે કે જે સાંભળ્યું તે બરાબર સમજવે ખુશાળી ઉત્પન થઇ અને તે પ્રમાણે પછી ચાલીને પરસ્તશ કરી દુઆ કરવાનું જેમ આવ્યું-એમ ઉત્તમમાં ઉત્તમ સમજવું કે જેથી વૃધ્ધી થાય એટલે એવું સમજવાનું કે તે એરવદને લગતું એટલે દીની જ્ઞાન હોય. આવાં લખાણ ઉપરથી કોઇબી જોઇ શકશે કે અહિંયાંબી કહે છે કે તમો જે કંઇ બે કાનથી સમજો તેને બરાબર સમજવું એટલે તરીકત પાલી કેહપને દરોસ્ત કરી-ભલું કરીને ભલી ચીજ સમજીને તેમ ચાલવું. ત્યારે અહિંયાંબી સીરફ બે કાન એકલા નહી પણ કેહપના કાનોથી સમજવું અને તેને માટે કોશેશ કરવી એટલે તરીકતો પાળવી એવો ભાવાર્થ છે.

'**અવએનતા સુચા મનંઘહા**'=રોશન બળતાં મનથી જોઇ લેવો. એને માટે પહેલવીમાં કહે છે કેઃ-'**મૂનશ એવીનાપદાક્ ઝક્ઇ રોશનો પવન મીનિશ્નો**': '**મુનશ**'=જે કંઇ '**એવીના પદાક્**'= આંખો આગળ પેદા થાય '**ઝક્ઇ રોશનો પવન્ મીનિશ્નો**'=તે મનમાં રોશ થાય. પછી કાઉંસમાં કહે છે કે '**અઇઘ્ ઝક્ઇ અઇરૂપતાનો રોશનો અવો તારીક્**'=**હેરબદાની રોશની અંધકારમાં થાય એટલે જે કંઇ સાધારણ માણસને અંધકાર હોય તે તો હેરબદો સમજે.** આવાં લખાણમાંથી હમોએ જે સમજ આપી છે તે વગર બીજી કંઇ નીકળે એમ દેખાતું નથી. અહિંયાં કહે છે કે જે કંઇ આંખ આગળ પેદા થાય તે મનમાં રોશન થાય-એટલે કાઉંસમાં કહે છે કે આંખ આગળનું જોયલું બીજાને અંધકાર જેવું હોય જે પેલા જોનાર હેરબદની આગળ રોશનીજ હોય; અહિંયાં સેઝદાની વાત છે. જે કંઇ ચીજ સમ-

રણુ અકકલથી નહિ સમજાય તે 'સુચા મનંઘહા'થી એટલે રોશન ઝમીરથી દેખાય એટલે કુદરતનો સેઝદો તે પોતાની ત્રીજી મનની આંખે જોઇ શકે.

**હવે ગાથાની બીજી લીટી લઇએ. 'નર્રેમ નર્રેમ'**=દરેક માણસ માટે **'ખ્ખ્યાઇ તનુયે'**=તેનાં પોતાનાં તન પ્રમાણેની-તનમાંની હવસી ગતીઓ પ્રમાણેની, **'વિચિથહ્યા'**=નેમેલી, નેમી આપેલી, ઠરી આપેલી **'આવૅરનાઓ'**=ફરમાનો-તરીકતો જેઓને એતેકાદ ઉપર લેવાના છે તે-તે દરેક માટેનો ખાસ રસ્તો-ખાસ તરીકત (આપેલી છે તે પાળવે ઉપર કહેલી ગેઉષાઇશ વહિશ્તા અને સુચા મનંઘહા થશે).

આને માટે પહેલવીમાં કહે છે કે: **'કામક્ લન્મન્ બરા વીચીનિશ્નો, મૂન્ ગબરા વ નેશમન્ હોમનેમ અવો ઝક્ ઇ નફ્શમન્ તનો'**=આપણુ મર્દ કે બાઇઓ છીએ તેઓએ પોતાનાં તન માટે, પોતપોતેજ કામક=જરૂરી ઇચ્છા એટલે જરૂરી રસ્તો (તરીકત) શોધી લેવાના-પસંદ કરવાના છે.

પછી કાઉંસમાં કહે છે કે **અઇધુમાન્ મિનહ્વમ્ ઇ ફ્રારૂનો મિન્ ઝક્ ઇ અવારૂનો બરા વિચીશ્નો, અફમાનો ઝક્ ઇ ફ્રારૂનો ઘલ્ કૂનિશ્નો** એટલે કે પોતપોતા માટે પોતે સારો રસ્તો બુરા રસ્તામાંથી શોધી કાઢીને તે પ્રમાણેની પસંદગી કરવાની, પોતા માટે પોતે જે કંઇ સાચ્ચું હોય-દરોબસ્ત હોય-દરોબસ્ત રીતે પેશ આવે તે કરવાનું.

અહિંયાં આવા તરજુમા ઉપરથી કોઇબી જોઇ શકશે કે ઉપર જે હમોએ તરીકતોની પસંદગી શરીરના હવસો પ્રમાણેની હોય તેમ કરવું એટલે **દરેક માટેની તરીકતો દરેકના શરીરના હવસો અને સંજોગો પ્રમાણેની હોય તેમ કરવું**, એમ જે કહયું છે તેવોજ અર્થ નીકળે છે.

### ત્રીજી લીટી માટે કહે છે કે:

**બઑદન્તો**=બઓદવાળો થઇ એટલે ઉપરથી દાદાર તરફથી બોદ મેળવી પોતે અંતરનો જાણીતો થઇ-બઓદ એટલે ચઝતી ખબરદારી મેળવી **'પર્ઇતી'** એમ પુર્ણતાવાળો થઇ **'અહુમાઇ'**=નેને માટે તેણે કે જેણે **'વિચીથહ્યા આવેરેનાઓ'**=પસંદગીની તરીકતો માની લીધી છે અને પાળી છે તે **'પરા મઝે યાઓંઘહો'**=સાત કાળના મોટા બનાવો

'ને સજહાઇ'=હમારેથી જાણવાની લાયકાત મેળવી શકશે. એટલે તેવાઓ મારેથી કુદરતનો સેઝદો જોઇને સાત કાળની માહેતી મેળવશે.

આને માટે પહેલવીમાં કહે છે કેઃ-'અઇઇ બરા પવન્ જક્ મસ કારૂ'=એ પ્રમાણે (થવાથી) તે મોટાં કામ માટે (તે કામ કયું છે માટે કાઉંસમાં કહે છે કે 'પવન્ પસાખ્તો ઇ પવત્ તનુયે પસીનો'=તન પસીનની હાલત ઉભી કરીને મેળવવાનાં કામ માટે) 'અવો જક્ ઇ આમૂખ્તિશ્નો ઇ લનમન નીકેઝેન્દ્ પાદ્દહિશ્નો'=તે માટેનાં બધાં શીક્ષણો હમારી તરફથી પ્રાપ્ત કરવાથી તે મોટો બદલો જે તન પસીનનો છે તે ધ્યાનમાં રાખવામાં આવશે એટલે કાઉંસમાં સમજાવે છે કે 'અઇઇ માનો શ્નિનૂદવમ્ ઇ કારૂનો આમૂખ્તનો રાઇ પાદ્દહિશ્નો વાદૂનાન્દ્'=તેવી સાચ્ચી દીની ચીજો શીખવવાને માટેનો બદલો હમુને (બેઉને શીખનાર તેમ શીખવનારને મળશે) એટલે તન પસીનનો બદલો મળશે. આવાં લખાણનો આ અર્થ છે કે જે કોઇ વિચીથણુયા આવૅરનાઓ=પોતાને માટે નેમેલી તરીકતો કે જે જે નરૅમ્ નરૅમ્ ખખ્યાઈ તનુયે=તે દરેકનાં તનની ગતી પ્રમાણે હોય છે તેઓને 'ગેઉષાઇશ વહિશ્તા'ના ભેદથી પાળીને ફાયદો મેળવે, તો 'સુચા મનંઘહા' થઇ રોશન ઝમીર થઇને તેને જે બધા ફાયદાઓ સાત કાળનાં જ્ઞાનના તે મળશેજ, અને તેમાંનો 'તનપસીન'નો ફાયદો જે ભવિષ્યનો છે તેબી મળશે, અને તેને માટેનાં શીક્ષણો જે પરા મઝે યાઓંઘહો'મ'=મોટા બનાવોનાં શીક્ષણોમાં આવી જાય તેબી મળશે, અને આવો મોટો ફાયદો પાદ્દહેશ્નેનો મળવે તે મુકિતએ પુગશે. આવાં પહેલવીનાં લખાણોનો તાત્પર્ય હમોએ આપેલી તાવીલથીજ સમજાય એમ કોઇબી જોઇ શકશે.

## શબ્દ અર્થો.

'ગેઉષાઇશ'=ઘણા કાનોથી; અહિંયાં સાધારણ સમજવાના કાનો માટેનો દવી વચન નથી પણ બહુવચન છે જેથી એમ કહેવા માંગે છે કે બે સાંભળવાના કાનો તેમ કેહર્પના ચખ્રોની સંભળાવવાની શકિત એટલે કાનો તે બધા સમટા મળેલા છે તે કાનોથી સમજો. સાધારણ રીતે બે કાનોથી સમજે છે ત્યારે કેહર્પનાં ચખ્રોની શકિતઓ તે સાંભળવામાં સામેલ થતી નથી. પણ જો કેહર્પનાં ચખ્રો ખીલેલાં હોય, તે ઇંદ્રીઓનો ભોગવટો તે ખીલેલા ચખ્રોની હકીકતે થાય એમ સાંભળનાર બે કાનોબી કેહર્પની સંભળાવનારી શકિતથી દોરવાય. આવી કેહર્પની સંભળાવનારી શકિતબી કાનજ છે. એમ ઘણા કાનોથી જ્યારે સમજાય ત્યારે તે સમ-

જેવું ઉત્તમજ હોય એટલે જે ચીજ સાધારણ એ કાન નહિ સાંભળે તેથી તેઓ સાંભળે.

'વહિશ્તા'=ઉત્તમતા એટલે બહમન જે દાદારનું અંતકરણ છે તેનું એટલે અહુનવરના નાદનું.

'ગેઉષાઇશ'ની સાથે 'વહિશ્તા' લઇએ કે 'વહિશ્તા'ને જુદું લઇએ તે બધું એકનું એકજ છે, કેમકે બહુવચનના કાનો હમેશાં કેહ-પની સુક્ષ્મ શકિતવાળા હોવે 'વહિશ્તા'જ હોય જે તેવું ઉત્તમ અને ઉંડુજ સમજે. 'ગેઉષાઇશિ વહિશ્તા'નો ભેદ ત્યારે અષવનોને લાગે; સાધારણ દુન્યવી માણુસ ગમે તેવો હોશીઆર હોય તેને લાગે નહિ.

'સુચા મનંઘહા': 'સુચા' એટલે પ્રકાશનું. આવું મન રોશન ઝમીરીનું હોય જે કુદરતના ભેદના પરદામાંથી જોઇ શકે, માટે 'સુચા મનંઘહા'ની સાથે 'અવએનતા'=જોવાનો ક્રીયાપદ આપેલો છે. કેહપનાં ચખ્રો ઉત્તમ સુક્ષ્મ થાય, ત્યારે જેમ ઇંદ્રીઓની ઉપર તેઓનો કાબુ આવે તેમ મન ઉપરથી તેઓનો કાબુ આવે અને મનને જોવાની આંખ મળે જેને ત્રીજી હરબરેઝની આંખ કહે છે. મન સાધારણ માણુસના કેસમાં વિચાર કરે પણ 'મન' સુક્ષ્મ કેહપવાલાના બાબમાં તો ત્રીજી ખીલવેલી આંખથી જોઇ શકે,—કુદરતનો સેઝદો સીનોમેટોગ્રાફને જોઇ શકે,—કુદરતના ભેદી પરદાને તે જોઇ શકે.

આમ ત્યારે 'સુચા મનંઘહા' તે રોશન ઝમીર છે અને તે ઝમીર વિચારની પુર્વેની શકિત જે જોવાની છે તે શકિતથી જોઇ શકે છે માટે અહિંયાં 'અવએનતા' એટલે જોવાનો શબ્દ ક્રીયાપદ આપેલો છે.

આ 'સુચા મનંઘહા' અષવનોને હોય. સાધારણ માણુસ ગમે તેવો હોશીઆર હોય પણ જો તેનાં કેહપનાં ચખ્રો ખાકી હોય-સુક્ષ્મ નહિ હોય તો તેને 'સુચા મનંઘહા' હોય નહિ એટલે તેને ત્રીજી આંખ હરબરેઝ ઉપર ખુલેલી હોય નહિ. અહિંયાં ત્યારે તરીકતના નતીજાની વાત છે.

આવરેનાઓ=એતેકાદ એટલે તરીકતો જેઓને એતેકાદથી માનીને પાલવાની છે તેવી તરીકતો. જે કાંઇ કહેવામાં આવે તેને એતે-કાદથી લેવું તે.

'વિચિથહયા': 'વિચીથ'=પસંદગીનું—જે કંઇ મળે તેને પસંદ કરીને અખત્યાર કીધેલું. જે કંઇ મળે તેને પાળવાનો નીર્ણય પામેલું.

**આવરેનાઓ વિચિથહયા**=તેમી આપેલી અને તેણે પસંદ કરીને પાળવાનો નિર્ણય કીધેલી તરીકત. સાધારણ રીતે creed of discrimination એટલે ખરાં ખોટાંનો તફાવત જાણવાનો ચુકાદા સાથનો એતેકાદ એમ અર્થ કરે છે. પણ એતેકાદ તો માની લીધેલો હોય જેની ઉપર ખરાં ખોટાંનો ચુકાદો શું હોય! તે તો અંતકરણની પસંદગીની વાત હોય માટે એવો અર્થ બરાબર નથી. પણ અંતકરણની પસંદગીનો અર્થ **વિચીથહયામાં** છે. પણ કહે છે કે જે કંઇ માની લીધેલું છે તેનું ખરાંપણું જે સાધારણ અકકલથી મપાય નહિ તેવું ખરાંપણું જાણવાની અકકલથી **સુચા મનંઘ્રહાથી** આવશે માટે '**વિચિથહયા**' એટલે અંતકરણ પસંદનું, જે ત્યારે '**આવરેનાઓ**'=એતેકાદને માટેજ હોય.

**ખ્પ્યાઇ**=પોતાનાં.

**તનુયે**=તનને માટે-તનમાં હવસો હોય તે હવસોને સુધારવા માટે; તનનો ઇલાકો કેહર્પના સુક્ષ્મ કીધેલા ચખ્રોને આપવા માટે-ઉપર જે **ગેઉષાઇશ વહિશ્તા** અને **સુચા મનંઘ્રહાનો** ભેદ કહયો છે, કે જેથી **વહિશ્તા**=બહમન જેમ સાંભળે તેમ સંભળાય અને બહમન જેમ જોય તેમ જોવાય, તેવી હાલતને પુગવા માટે જે નડતર છે તે '**તનુયે**'=તન માટેની છે, જેને દુર કરવાની છે; માટે કહે છે દરેકનાં તનને માટે જે નડતર છે તે એકસરખી નથી, જેને દુર કરવી, કે જેથી **ગેઉષાઇશ વહિશ્તા** અને **સુચા મનંઘ્રહાએ** પુગાય એમ દરેકની **આવરેનાઓ**= તરીકત જે **વિચીથહયા**=પસંદ કરી અપાય છે તે જુદી રહે છે.

**પરા મઝે યાઓંઘહો:** આ લોધતીક શબ્દ છે. આખી સૃષ્ટી તે અહુમાંથી નીકળીને અહુમાં પાછી મળે છે તેને તેમ થવા જે કાળ જોઇએ છે તેને '**યવએચ યવએતાએતે**' કહે છે. આ '**યવએચ**'માં સાત ઝરવાને અકરનેના સાત કાળ હોય છે: ભુતના ભુતકાળને '**પરા**' કહે છે અને ભવિષ્યના ભવિષ્યનીબી પેલી મેરના ગાયબાનના કાળને '**અપરેતેમો**' કહે છે. આ સાત કાળોની વીગત માટે જુઓ પાને ૬૩-ત થી ૬૩-દ ગાથા સીરીઝ પહેલી હા ૨૮ ની. **મઝે**=મોટા **યાઓંઘહો**=બનાવો. મોટા બનાવો દરેક કાળમાં બને છે. પણ **પરાના** ભુતના ભુતકાળ જે ગાયબાનને આખરે મળશે તેવા તે કાળમાં જે બનાવો બને છે તેઓમાં અહુ પોતે વસીને તેઓને તે અહુ પોતાનો સ્થાન બનાવે છે, જેથી તે અહુને અહુરા મઝદા કહે છે-માટે **પરાના** કાળના બનાવો અપુર્વમાં અપુર્વ છે જેઓને જે જાણે તે બીજા બધા છ કાળોને સહેલાઇથી જાણે. **પરાના**

કાળમાંનો પહેલો બનાવ તે અહૂના સુન્યના દરયાવમાંથી '**હુદાઓંઘહ**'= મહા ડહાપણનાં ભાનનો બેટ જાહેર થાય છે, જેના વિસ્તારને '**ખાઓ અક્રજયમ્ન**' કહે છે, જેમાં **યવએચ**નો કાળ એટલે સાત ઝરવાને અકરનેનો કાળ–તેમ આતશે શેદાનનો **આથ્ર** એટલે મુળ ગતી અને **નીરૂ ખદાત**ની કુદરત બધાં મળેલાં છે. એમ મળેલા વખત અને વીસ્તારનો આતશી કુદરતનો વિસ્તારનો બનાવ બને છે જેને સુન્યમાંથી થતી બેદારીનો બનાવ કહે છે, જેને અવસ્તામાં **હુદાઓંઘહ** કહે છે. આ મહા ડહાપણ ગુંચવાય છે ત્યારે તે અહૂ આ સુન્યમાંથી માંથ્ર–સ્પેન્તના આશીશો નાખે છે જેથી તેની ગુચવણ દુર થઇને તેને ગ્નાન પ્રાપ્ત થાય છે, જેને **ઉક્ષ્યબામીક**નો બનાવ કહે છે, જેને **હુદાસ્તેમા** કહે છે. આવા **ખાઓ અક્રજયમ્ન**ના અખુટ વિસ્તાર કે જેમાં સાત ઝરવાને અકરનેનો વિસ્તાર છે તેમાં આ સુન્યની ગતી અહૂ તરીકે ઉતરીને પોતાનો હોકમ વઇર્ય જાહેર કરે છે જેથી ત્યાં અહુનવઇર્ય ફ્રવષિ સ્તઓત યસ્ન થઇ રહે છે. ત્યારે **ખાઓ અક્રજયમ્ન** કે જેમાં ત્રગડી વણાયલી મળેલી છે એટલે જેમાં **યવએચ+આથ્ર+નીરૂ** છે તે પોતે વણાયલી હાલત અહૂનો શ્યાવ થાય છે. અને આ વણાયલી ત્રગડી ઉપર પછી બીજા ફ્રવષિ+અહુનવઇર્ય–સ્તોત યસ્નના બનાવો થાય છે જેઓ ત્રણે તે વણાયલાની ઉપર આવી મલીને અહૂનું બહારનું વસ્ત્ર બનાવે છે. આમ બે મુળ જાતની ત્રગડીના મહાન બનાવો બને છે જેઓને ટુંકમાં અહૂનું વસ્ત્ર કહે છે જેમાં **યવએચ, નીરૂ ખદાત** અને **આથ્ર** કુદરત તરીકે અને ફ્રવષિ–અહુનવર–સ્તોત યસ્ન નવ, ૨૭, ૭૨૯ વર તરીકે ટુંકમાં અમશાસ્પંદો મીનો–દય–યઝત વાગેરે વીગેરે તરીકે થઇ રહે છે–જેઓની ઉપર અગણીત સ્તરો થઇ રહે છે જેઓ હસ્તી નીસ્તીની અગણીત વ્યક્તીઓનું મુળ છે. એમ **ખાઓ અક્રજયમ્ન**નો બનાવ અને તેની ઉપર થતા ફ્રવષિ–અહુનવર–સ્તોત યસ્નના બનાવો જે બધાને મીનોઇ આસ્માનના બનાવો કહે છે. **આવા મીનોઇના બનાવોની બરાબરના જ્યારે તે ગાયબાનના બનાવો થઇ રહે છે ત્યારે તે સાત ઝરવાને અકરનેમાંનો ૧ લો અને છેલ્લો કાળ મળીને તે અહૂમાં મળી જાય છે. આ બે કાળોની વચમાંની હાલત તે તન પસીનની હાલત છે. આમ પરા મઝે યાઓંઘહામાં સાતે સાત કાળના બનાવો એટલે સૃષ્ટીના ભેદનો અર્થ છે, જેને જાણવા માટે 'તન પસીન'ની હાલત જોઇએ છે માટે 'પરા મઝે'ને માટે પહેલવી સાહેબો 'તન પસીન'નો ઇશારો કરે છે.**

'અહુમાઇ'=તેને માટે, તે કે જેણે 'ગઉશાઇશ વહિસ્તા' સુચા મનંઘહુ કીધો છે, જેણે આવરેનાઓ વિચિથહુયા=નેમેલી તરીકતો પાળી છે તેને માટે.

'બઓદન્તો': 'બુદ'=ધાતુ ઉપરથી વર્તમાન કૃદંત છે. બઓદની અક્કલ તે યઝતની અક્કલ છે. માનવની અક્કલને બઓદ કહે નહિ. ત્યારે બઓદન્તો એટલે યઝતી અક્કલ મેળવેલો અને 'બઓદ' એટલે યઝતી પ્રતાપ પામતો રહેલો.

'પઇતી'નો અર્થ અહિંયાં બદલો-પાદેફરાહનો છે. એમ બદલો મેળવીને પતી master સાહેબ દીલ થવાનોબી અર્થ બતાવે છે.

## સરળ તરજુમો અને સાર.

જાહેર કાનો જેઓ કેહર્પનાં રોશન થયલાં ચશ્માની ખુબીથી તેઝ થયલા છે તેઓથી ઉત્તમતા જે બહમન અમશાસ્પંદનો નાદ બતાવે છે તેને સાંભળો. આ નાદ સાધારણ કાનોથી સંભળાય નહિ, માટે કેહર્પની સુક્ષ્મતાની અસર હેઠળના કાનો થવા જોઇએ. વળી એવીજ રીતે રોશન ઝમીરનાં મનની એટલે હવસોને બાંધીને ખાઇ જાય-હદ અને ઇનસાફના કાનુનોને નહિ ચુકે-કુદરતના ભેદી પરદામાં જઇ શકે તેવાં રોશન થયલાં-મનની ખીલેલી ત્રીજી આંખ કે જેને હુરબરેઝની આંખ કહે છે તેથી કુદરતનો ભરમ જે કંઇ હું તમુને સેઝદામાં કુદરતના સીનેમેટોગ્રાફમાં દેખાડું તેને જોઈ લેઓ. કુદરતનો બધોજ ભેદ જબાનથી કહી શકાતો નથી; કેટલોક ભેદ ઉપર કહેલા કાનથી સાંભળીને સમજી શકાય છે. કેટલોક ભેદ ઉપર કહેલી આંખથી જોઇને જાણી શકાય છે. પણ તેમ સાંભળવા અને જોવાના કાનો અને મન અને તેની આંખ ખાસ રીતનાં થવાં જોઇએ. આવું ખાસ રીતનું થવાની વચમાં માનવનાં તનની હવસી ગતીનો અંધકાર વચમાં આવે છે માટે હું દરેક જણ કે જેઓ 'વિદુષ'=વીદવાન છે તેઓને તેઓનાં તનના હવસોને પેશ પડે તેવી 'આવરેનાઓ'=અકવાલ ઉપર માની લઇને વાપરવાની તરીકતો આપું છું. આવી તરીકતો કે જેઓને એતેકાદ ઉપર પસંદ કરવાની છે તેઓ પ્રમાણે ચાલવે ઉપર કહેલા કાનો-આંખો અને મન થઇ શકશે.

જો સાધારણ માનવનું મન તેવું હોય તોપણી દુન્યામાં પેગમ્બરોની જરૂર પડેજ નહિ પણ દરેકે દરેકમાં તેવી ગતી નથી માટે તો તરીકતો આપું છું જેને પસંદ કરવાની છે. જ્યારે ઉપર કહેલા કાનો, આંખ

અને મન થશે ત્યારે તે તરીકતો કાંય તેવી આપી તેની સમજ આપોઆપ થઇ શકશે.

આવા રોશન ઝમીર અને રોશન કાન અને રોશન આંખવાળો માનવ પછી બઓદની યઝતી ગતી પામી બઓદનો બદલો લઇ તે બઓદના ધણી થઇને **'પરા'**ના (ભુતના ભુતના) કાળથી છેક **'અપરોતેમો'** ના (ગાયબાનના) કાળ લગીમાં જે જે બનાવો બનશે, કે જેમાંનો **તન પસીનનો** બનાવ મુળ છે તે બધું હમારેથી જાણી શકશે. હમો તેને તે જણાવવા બંધાયલા છીએ.

અહિંયાં ત્યારે **'ગેઉશપાઇશ'** કહયા છે કે જે **વહિશ્તાને**-બહમનના નાદને પકડે; અને **સુચા મનંધહા** કહયું છે કે જે કુદરતને નરી આંખે જોય. તે બાબદ કંઇ આપણા ગુનાહગાર અપુર્ણ માણસનાં મન આંખ કાનને લાગે નહિ. કેમકે એમ જો હોય તોપછી દુન્યામાં દરેક પોતાને દોરવી શકે અને પછી પેગામ્બરોની જરૂર પડે નહિ અને તેઓ સાત કાળોનું જાણી શકે. પણ આપણે જાણીએ છીએ કે ગમે તેટલો વીચાર કરીએ છીએ તોબી હાલી હાલના બનાવોનો છેડો શું આવશે તેની સમજ પડતી નથી, તોપછી સાત કાળની માહેતી તેથી આવેજ કેમ? એમ ત્યારે અહિંયાં તરીકતથી આગળ વધવાની તેહકીક છે. આવો **'સુચા મનંધહા'** અને **ગેઉશાઇશ વહિશ્તા'**વાળો નરજ ખરો **આવરેનાઓ**=એતેકાદ કાંય મુકવો તેની **'વીચીથ'**=પસંદગીને અકકલથી સમજી શકે. આવી અકકલ બઓદનીજ હોઇ શકે.

## શરેહ.

ત્યારે પહેલા ફ્કરામાં જોયું હતું કે જરથુશ્ત્રે ત્રણ વિષયો શીખવીને તેને રોશન ઝમીરનો અને સુક્ષ્મ કેહપના ઘણા કાનો રાખતો અને **વહિશ્તા**= ભલો અહુનવરનો નાદ સમજતો કીધો હતો, એટલે તે નર **રઓચેબીશ દરેંસતા ઉર્વાજા**વાલો થયલો, તે નર હવે રોશન ઝમીરથી અને સુક્ષ્મ ગતીનાં કેહપથી અહુનવરનો નાદ સમજી શકે છે અને સાધારણ ઇલ્મની બહારની સુક્ષ્મ બાબદોબી જાણી શકે છે અને ભવિષ્યમાં શું થશે તેમ ભુતના ભુતમાં શું હતું તે બધું તે જાણી શકે છે.

ત્યારે તરીકત ઉપર રહી પોતામાં અશોઇ ઉભી કરી પોતે **રઓચેબીશ**=રયનાં ગ્નાનના ચલકાટનો અથવન થઇને પછી તે આખા ઇલ્મને છેક અત્યંત ગાયબાન ભવિષ્યનાં ભવિષ્ય **અપરોતેમો** લગી જોઇ શકે છે.

જે સાહેબો સાદી સમજથી બધું સમજવા માગે છે તેઓના ભુલાવાને આ ફકરામાંથી રાહનુમાઇ મલશે. આજે કેટલાકો એમ કહે છે કે—આ ફકરામાં જરથુસ્ત્ર કહે છે કે, દરેક જણે પોતાની મરજીમાં આવે તેમ કરવું અને દરેક જણે dogma કે doctrine થી બંધાવું નહિ, માટે જરથુસ્ત્રી ધર્મના dogma doctrine કાંઇ જરથુસ્ત્રના નથી. આ સાહેબો તદનજ ભુલેલા છે. તેઓનો તરજુમો ખાલી વ્યાકરણ નહી પણ સાદી અકકલ-મન્તકથીબી ખોટો છે; કેમકે 'ઘણા કાનો' એમ લખે છે જેમાં બે કાનની એકલી મુરાદ નથી. પણ બે કાનોની સાથે કેહર્પના સુક્ષ્મ ચશ્મોની શકિતની એટલે કેહર્પની સુક્ષ્મતાનો અર્થ છે. વળી **વહિશ્તાને** સમજવું એટલે કુદરતી નાદને સમજવાનો અર્થ રાખે છે, જે અશોઇની ગતી દેખાડે છે. વળી **સુચા મનંઘહામાં** રોશન ઝમીર એટલે આગાહ થતી મનશકિત જે અષવનોની છે તે કહી છે; એટલે આપણ કે જેઓ આગાહ નથી તેવાઓની અહીંયાં વાત નથી. રોશન ઝમીરનો અર્થ common sense કરવાનો નથી એતો કોઇબી કહી શકશે. વળી કહે છે કે રોશન ઝમીરથી તમો જોઇ લેઓ, એટલે કુદરતને જોઇ લેઓ. કુદરતની બાતેનીમાં ઉતરે તેવી સમજશકત કંઇ common sense સાદી અક્કલની નથી. આ ઉપરથી ત્યારે સાફ માલમ પડશે કે **સુચા મનંઘહા**=ઘણી ઉંચી હાલત છે જે **અષોઇની** છે જે ખીલવવી પડે છે, જેને માટે પહેલા ફકરામાંબી ઇશારો છે. ત્યાં **રઑચેબીશ દરૅસતા** ઉર્વાજાનું વાકય છે એટલે રપ=ઇઝતી ગતીના ચલકાતનું ગ્નાન ઇઝત જેવું ગ્નાન થશે જે ત્રણ વિષયોના માહિતગાર થયાથી તે ત્રણના master પતી થયાથી થશે એમ કહયું છે અને પછી બીજા ફકરામાં કહે છે કે એવા રોશન ઝમીર થયલાઓ કુદરતને બાતેનીમાં જોઇ શકે છે.

વળી અહિંયાં ભવિષ્યના ભવિષ્ય લગીનાં ગ્નાનની બાબદ આપી છે એટલે છેક **બઓદન્તો પઇતી**=બઓદની સત્ય ગતીવાળા શરીર થવાનો બદલો મલશે ત્યાં લગીની વાત છે, જે તને-પસીનથીબી દુરની-ભવિષ્યની વાત છે; આ બધાંની સમજ common sense સાદી અક્કલમાં કેમ આવે ? ઉપર **સ્તઑતાચા અહુરાઇમાં** તરીકતોની વાત છે. ત્યાં કહે છે કે આ તરીકતો કોણને મલે? વીદવાન જે દુન્યાના ઇલ્મનો જાણકાર છે તેને મલે. એમ ત્યારે પહેલેથી જે વીદવાન છે પણ મીનોઇનું જાણતો નથી તેને પહેલે **સ્તઑતાચા અહુરાઇની** તરીકતો આપી, પછી તેને **યસ્નાચા વંઘહેઉશ મનંઘહા** ઉપર લઇ જઇ એટલે ભલી તેવીષીથી યસ્ન થઇ શકે તેવી હાલત ઉપર લઇ જઇ, છેલ્લે **હુમાંજદ્રા અષા** ઉપર લઇ જાય છે એટલે અષની

ખીલવણીથી માંથ્રને પોતે અસલ નસ્કોમાંથી ઉભા કરીને બીજાને તેઓના તન-મન-રૂવાનને ફાયદાઓ પુગાડવા માટે કાઢી આપે એવી અતી મીનોઇ વીદવ-તાની શકિતની ઉપર લઇ જાય છે, જ્યારે તે રઓચેબીશ=ચલકતાં પઝતી રયનાં ગ્નાનથી ચલકાતવાલો થઇ તેવા ચલકાટથી ઉર્વાજા=અનંત ખુશા-લીને પ્રાપ્ત કરશે. આવો તે ઇનસાન સુચા મનંઘહાનો થશે, અને ગેઉશા-ઇશા=કેહપનાં ખીલેલાં ચશ્મોનો થશે, જે સ્રઓતા=કુદરતના નાદને સમજ્યા કરે છે, તે કુદરતને બીજા બીજા રીતે અંદર વેરથી અવઓનતા=આંખે ત્રીજી ખીલેલી આંખે જોઇ શકે છે. આવો ઇનસાન પોતાનાં તનની દ્રુજને ગવમાં ફેરવી તન-પસીનનો થઇને પછી છેક ભવિષ્યના ભવિષ્યમાં બઓદની હાલતે પુગશે-આ બધું ગ્નાન તે સુચા મનંઘહાનાં ઇનસાનને થશે.

ત્યારે આવા તરજુમા ઉપરથી સાફ માલમ પડશે કે અહીંયાં મનની ગતીમાં જેમ આવે તેમ કરવાનો હોકમ નથી. દરેક જણનાં ભેજાંમાં જે વાત આવે તે તેનો ધર્મ છે એમ અહીંયાં સુચવ્યું નથી. અહીંયાં તો તરીકત-મારેફત-હકીકત અને મીગ્રે-બરીન=છેડાની વાત છે અને દ્રુજને તોડવાની તાબે કરવાની માટે કવાએદ=તરીકા પ્રમાણે ચાલ-વાની વાત છે. ગમે તેવા છુટા વીચારો કે જેમાં વજુદી જેવું હોય નહિ તેને તો તોડવાની અહીંયાં સલાહ છે. **જો દરેકને દરેકના ફાંટા પ્રમાણે ચાલવાની સલાહ અશો જરથુશ્ત્ર આપતા હોય તોપછી તેવણનાં જાહેર થવામાં અર્થજ શું છે, અને તેવણની વાએ-જીની જરૂરજ શું છે?** જો દરેક માણસમાં કુદરતના રાઝ સમજવાની ગતી હોય તો પેગામ્બરને ઉતરવાનું કારણજ શું છે. તેઓ જો પેગામ્બ-રનાં શીક્ષણની ઉપર ન્યાયાધીશ થવાના હોય અને ગમે તો માને એવા હોય, તો પછી તેઓ પેગામ્બર કરતાંબી વધુ સમજદાર હોઇ શકે અને પેગામ્બર કરતાં વધુ સમજદાર તેઓ હોય તો પછી પેગામ્બરની પેગા-મ્બરીમાં અર્થ શું રહયો. આવા આવા તકલીદી ખામ વીચારોની જગા અહીંયાં નથી. અહીં તો સુચા મનંઘહા થવાની અને તેમ થવા તરીકત મુજબ ચાલીને ખરૂં જોઇ લેવાની સલાહ છે.

## ગાથા હા ૩૦-૨ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

**ગાથા હા ૩૦-૧** ના પહેલા ફકરામાં વાંચી ગયા છીએ કે જેઓ ગ્નાની છે અને વધુ ગ્નાનના તલબગાર છે તેઓને માટે હું આ મુળ ત્રણ બાબદો અને તેની સાથની બીજી કેટલીક કહું છું કે જેથી રૂવાન

ખુશ્નુદ થઇને રયોમંદ થઇને ઉશ્તા અનંત સુખ મેળવશે. પછી **હા ૩૦** ના આ બીજા ફકરામાં તેવા તે વીદવાનોને તેઓનાં શરીરની ખામી અનુસારની ચોક્સ '**આવર્નાઓ વીચિથહુયા**' એટલે તે ખામી અનુસારની તરીકતો પસંદ કરીને પાળવા કહે છે, કે જેથી તેઓમાં ઉત્તમતા આવશે. તેઓના સાંભળવાના બે કાનો-ઘણા કાનો સાથે એટલે કુદરતનો ભેદ રાખતા કેહપં સાથે જોડાઇને કુદરતની અંદરની વાતો તે હકીકતો જોઇ શકશે, તેમ તેઓનું ભેજું-મનશકિત કુદરતને નરી આંખે જુએ તેવા થશે. પછી તેઓ બઓદ=ચઝતી અકકલવાલા થઇને સાત ઝરવાને અકરને કે જેમાં જગત પેદા પડી અને લય થશે તે બધુંજ જાણી શકશે. ત્યારે મુળ મુદ્દો શું કહયો? કે શરીરની ખામીઓ અનુસારની '**આવર્નાઓ**'=માની લેવાની તરીકતો **વીચીથહુયા**=તેઓએ પોતપોતાની ખામી અનુસારની પસંદ કરવાની છે. ત્યારે સપ્પર પહેલાં દરેક જાતજાતનાં તનની ખામી શું હોય અને તે ખામીને દુર કરવાની તરીકતો શું હોય તે બતાવ્યું છે, કે જેમાંથી દરેકે પોતપોતાનો તરીકતનો ફાળો પસંદ કરવાનો છે. ત્યારે તે બધું તનની ખામી વીષે અને તરીકતો વીષેનું ગુમ થયલું કંઇક બ્યાન અહિંયાં આ '**સુદકર નસ્ક**'માં બતાવેલું છે. મુળ પાંચ જાતની આબાદીહ-ફરમ બક્ષેશો કઇ છે તે બતાવ્યું છે અને '**તુખ્શકાન**'=તરીકત પાળનારનો બદલો શું-નહિ પાળનારનો બદલો શું તે બતાવ્યું છે અને તરીકતો પુર્ણ-અપુર્ણ દસ રીતે પાળી શકાય તેની નોંધ આપી છે અને તરીકતને વહેલી મોડી શરૂ કરવે મનની હાલત બુઢાપણામાં શું થશે તે કંઇક કહે છે અને જેણે જુવાનીમાં પોતાની ખામી મુજબની તરીકતોથી તનની શુભ ખેતી કરી તેને શું મળે છે કે જેથી તેનો બુઢાપો સુખી જાય છે તેની કંઇક નોંધ છે. પછી આબાદ હાલત કે જેમાં તન-મન-રૂવાન બધુંજ આબાદ થાય એટલે ઉશ્તા મળે તેવું થાય તે શું છે અને તેમાં ભોગવવાની રીત-કાયદા શું છે તેનો કંઇક ઇશારો આપેલો છે, જે બધાંને માટે વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

## ગાથા હા ૩૦-૨ માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬ ઠે).

**ગાથા હા ૩૦-૨** માં કહે છે કે ઘણા કાનો સાથે જોડાયલા એટલે કેહપં કે જેમાં કુદરતનો વાસો છે તેના ચશ્મા સાથે જોડાયલા બે કાનોથી કુદરતની વાતચીત સમજાય છે. તેવા કાનથી કુદરતના ભેદની

ઘણી ઉંડી તેહકીકાતો જ્યાં ચાલી રહેતી હોય તે હું તમુને સંભળાવું. અને એવીજ રીતે રોશન થયલાં મનશકિતવાલાં ભેજાંની આંખથી કુદરતની ચળવળોને દેખાડું. પણ આવા કાનો અને ભેજું પેદા કરવા દરેકે પોતપોતાનાં શરીરોની '**નસ**'ની હાલત કે જેને જીવતા શરીરનો નસો કહે છે તેવી હાલતમાંથી ઉભી થતી નબળાઇઓને દુર કરવા જોઇએ માટે તે તનની નબળાઇઓ અને તેને દુર કરવાની તરીકતોના સંગ્રહ જે બતાવેલો છે તે બધામાંથી દરેકે પોતપોતાની અત્યાર અગાઉથી જાણી લીધેલી નબળાઇઓ પ્રમાણેની તરીકતો પસંદ કરીને પાળવી કે જેથી ઉપર કહેલા કાનો અને ભેજું ઉભા થાય. અહિંયાં ત્યારે **ઇષેન્તો** એટલે ખાહેશમંદો કહયા છે તેઓ આત્માજ્ઞાનીઓ છે જેઓ પોતપોતાની નબળાઇઓથી માહીતગાર છે. આવાઓનેજ માટે આ બીજો ફકરો બોલી રહે છે. ત્યારે આવો નર જ્યારે **વીચીથહુયા** ખામીઅનુસાર પસંદ કીધેલી **આવરેનાઓ**=એતેકાદ ઉપર લીધેલી તરીકતો પાળશે ત્યારેજ ઘણા કાનો સાથે જોડાયલા બે કાનો અને ચલકતી મનશકિતને પેદા કરશે કે જેઓની મદદથી તે નર કુદરતને જોઇ લેશે કે જેથી પછી તેનાં દીલમાં કંઇબી વસવસો રહેશે નહિ. ત્યારે આવો નર જે ઉત્તમતાને સમજે-કુદરતના ભેદને અહુનવરના નાદને સમજે તેવા કાનો ધરાવે અને આવો નર જે કુદરતની રચનાને નરી આંખે જોઇ શકે તેની ઉત્તમ ગતીની ત્રીજી આંખ જે **સુચા મનંઘહુ**ની છે-અને જે ત્રીજી આંખ ઉત્તમતાવાલાં ભેજાંમાં રહે છે, જેને જોવાની આંખ સાથે સંબંધ થાય છે તેવી આંખ ધરાવે, તે નર કેવો હોય, તે દરરોજ શું કરતો હોય તેનો કંઇક ઝાંખો ખ્યાલ આ **વરશ્ત માન્સર નસ્ક**ના પહેલા ફકરામાં છે (વાંચો પાને ૩ જે) જેમાં કહે છે કે તે માનવ દીનની બધી ગુહય બાબદો સમજી શકે છે અને યઝતોની યસ્ન બરાબર કરીને યઝતો સાથે સંબંધ કરી શકે છે. એવી બધી વીગતો આ નસ્કમાંના પહેલા ફકરામાં આપી છે. આવો કુદરતને પુગેલો માણસ કુદરતને કયાં આગળથી મળેલો છે તેનો ઇશારો ત્રીજા ફકરામાં આપેલો છે. ત્યાં ગાસ એટલે અદૃષ્ય ભુવન ઉપરની કુદરતનું મકાન અને તેવી તે ગાસના સંબંધની ગેતી ઉપરની ગાસ એટલે પાવ મહેલનો ઇશારો આપેલો છે, કે જે ગાસ મારફતેજ તે કુદરતને પામી શકાય છે એમ સુચવેલું છે. આવા રોશન કીધેલા ઘણા કાનો અને રોશન કીધેલાં ભેજાંથી કુદરતને પુગેલાં માણસના વિચારો-મીથ્રો કઇ રીતે ચાલે તેની કંઇક નોંધ આ નસ્કના બીજા ફકરામાં આપે છે. આવા રોશન કીધેલા કાનોવાળો એટલે કુદરતના કાનો સાથે જોડેલા કાનોવાળો અને

કુદરતનાં ભેજાં સાથે જોડેલા ભેજાંવાળો માનવી યઝતોની અકકલ મેળવીને સાત કાળનું જાણી શકે છે તે માણસ પોતાના વખતની બુરાઇને તોડવા જે મોટા રાએનીદારો આવે તેને કઇ રીતે મદદ કરી શકે છે અને એમ કુલ જગતનો મોક્ષ ફ્રશો-ગર્દ લાવવા પોતાનો ફાળો આપે છે તેનો ખ્યાલ આ નસ્કના દસમાં ફકરામાં આપેલો છે. તેઓ પોતાની જીંદગીમાં શું શું મહાન કામો કરી શકે અને કેવા ભલા સબકો સાધારણ માનવીને આપી શકે તેનો ખ્યાલ ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬ મા ફકરાઓમાં આપેલો છે. ત્યારે **વરશ્ત માન્સર નસ્ક**માં તરીકત ઉપર ઉશ્તવાર થયલા માનવની ગતી જે **હા ૩૦-૨** ના ભેદમાં હોય તે ખોલી બતાવે છે.

## ગાથા હા ૩૦-૨ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે.)

**ગાથા હા ૩૦** ના ફકરા બેમાં કુદરતે પુગેલા નર કઇ રીતે થઇ શકે છે અને જ્યારે થાય ત્યારે તેની મકદુર શું શું? સાત કાળને જાણવાની તેની મકદુર છે તે બધું જોયું. તેવો તે નર, તેવા ઈસમની તે વ્યકિત ખુદ નાનો ખોદા હોય, ખુદ નાનો 'બગ' હોય એમ થાય છે. તેનું રૂવાન દાદારના અખંડ રૂવાનના નાના ભાગ તરીકે થઇ શકે, જેને માટે **હા ૩૦-૧** માં **રઑચેબીશ** શબ્દ વાપરેલો છે. અનંત રોશની-અનગ્ર રઓચ કે જે દાદારના રૂવાનનો ચલકાટ છે તેમાંના ચલકાટના કીરણ જેવો તે રૂવાન થાય. આમ બગ નાનો ભાગ પણ તે અનંત દરયાવને મળેલો ભાગ થાય. આવા 'બગ'ની 'કમ'-કેફ-ઈઝાફેહ શું હોય એટલે આવા બગની જાત, કેફીઅત અને કામ કરવાની મકદુર શું હોય તેનું બ્યાન આ આખા બગ નસ્કમાંનાં ૧ થી ૮ ફકરાઓમાં છે. નવમા ફકરામાં તે માણસ જે **બગ થયો** છે જેનું રૂવાન **રઑચેબીશ**ના ભેદનું છે તેની આઇન-વજે-મીલ્ક શું છે એટલે તેના તનનું બંધારણ અને સરશોક અને ગતી શું છે તે બતાવે છે. તે માણસ **વરકરદન**ના ભેદનો છે એટલે કુદરતના કશામાં જઇ કુદરતનો અનુયાયી થઇ જઇ કુદરત જેવી શકિત બતાવી શકે તેવો રહે છે; જે નર પોતાની ઉપરનું આળ ખોટું છે તે આતશની અંદરથી ચાલી જઇને યા બીજી કોઇ એવી અદભુત રીતે સીદ્ધ કરી શકે છે.

આવા **બગ થવાના** ભેદે પુગેલા નરનો, એટલે પોતાના ખોદાને મલેલા નરનો નતીજો શું હોય, તેની આકેબત શું હોય, તેનો ફેલ-

ઇનફાલ, ઓકાદ, નેઝાદ શું હોય? એટલે તેનું પરાક્રમ-તે પરાક્રમનો શુભ નતીજો-તેવું કરવા માટેની તેના બાપદાદાની બુન્યાદ-તેવી બુન્યાદમાંથી ઉભી થતી તેની આલે જાત શું હોય? યઝતોની બરાબરીનું અને જગતનાં દુખ દરદોને તોડવાનું-જગતને સફાઇ આપવાનું અને ફ્રશો-ગર્દ નઝદીક લાવવાની ગણત્રીને છાજતુંજ તે બધું હોય તે બધું ૧૦ મા ફકરાથી છેક ૧૭ મા ફકરા લગીમાં ઉપર ઉપરથી બતાવેલું છે. આમ 'ગેઉશાઇશ વહિશ્તા'ના ભેદનો અને **સુચા મનંધહ્રાના** ભેદનો અને **પરા મઝે યાઓંઘહ્રો**ના કાળ લગીના '**બઓદન્તો પઇતી**'=પુરો વીદવાન યઝતી ગતીએ પુગેલો નર ખુદ '**બગ**' છે,-રઍાચેબીશના ભેદે પુગેલો છે, દાદારનાં રૂવાનની અનગ્ર રઓચની અનંત રોશનીનું એક કીરણ છે, માટે '**દેરેસ્તા ઉરૂવાજા**'=અનંત સુખ ઉશ્તા જોઇ રહે છે, તેની વીગત માટે **બગ નસ્ક**ના બધા ફકરાઓ થયા છે, જેઓને ધીમેથી વાંચવા કે જેથી એવા તે નરની 'કમ, કેફ, ઇજાફ, અઇન, વજે, મીલ્ક, મતા, ફેલ, ઇનફાલ ગોહર, ઓકાદ, નેઝાદ' શું હોય તે માલમ પડી આવશે. કમ-કેફ-ઇજાફેને માકુલાતે તેહસે અને માકુલાતે અસરાદ તરીકે ઓળખે છે જેઓ મઝદયસ્નીની જમાનની મંનતક છે જે પાછળથી વટલેલ પારસીઓએ અરબ સાહિત્યમાં કંઇક આણી છે, જે વિષેનું કંઇક બ્યાન **નીરીગ્રોમાં છે.**

'કમ'માં તે વ્યકતિની હકીકત આવે.

'કેફ'માં તે વ્યકતિની કેફીઅત-અંદરની મતી-બાતેન મીશ્ર આવે;

ઇજાફેમાં તેનું કર્મ ગેતી માટે-પોતા માટે-પોતાનાને માટે કુલ માનવ નહિ પણ ત્રણે હેઠળી દુન્યામાં શું હોય, તેના ભોગો શું હોય તેનું બ્યાન આવે.

'અઇન'માં તે વ્યકતિના ઉંચ આદર્શ પોતાનો મુળ ટેકો વીગેરે આવે.

વજેમાં તે વ્યકતિની જાતની સુક્ષ્મતા મનસ્ની ગવસ્ની કુનસ્ની વીર હોશ ખેરદની ખીશ્કારીનો ભેદ આવે.

મીલ્કમાં તેનો સરશોક-પ્રભાવ, તેનામાં થયલા ભલી શકિતઓના શાદ પદવંદોનું ભાન આવે.

'મતા'માં તેનો વખત, તેની જમીન એટલે તેની ઉપરની શુભ અસરો-આશીશો, તેનાં ભલાં મનનું ધારેલું થવાની કેફીઅત આવે.

ફ્રેલમાં તેના પુરૂષાર્થ ભોગો આવે.

ઈનફ્રાલમાં ફ્રશો-ગર્દની વીગત, પારકાંનાં દુખના ભાંગવાની વીગત વીગેરે સમાય.

ઓફ્રાદ-નેઝાદ-ગોહર વીગેરેમાં તેની ભલી નસલ કયાંથી છે અને તે નસલ વધુ ભલી ઉંચી કઇ રીતે થઇ બહાર પડશે તે વીષેના ભેદો આવે. ત્યારે હા ૩૦-૧ અને ૩૦-૨ માં પેગામ્બર સાહેબનાં શીક્ષણોના શુભ નતીજાઓનો ખ્યાલ છે, જેની વીગત દીનકર્દના આ 'બગ' નસ્કમાંથી કંઈક દેખાડી શકાશે.






અત[૪૦] તા[૪૧] મઇન્યૂ[૪૨] પઓઉરુયે[૪૩] યા[૪૪] યેમા[૪૫] ખ્ફેના[૪૬] અસ્રવાતૅમ;[૪૭]

મનહિચા[૪૮] વચહિચા[૪૯] શ્યઓથનોઇ[૫૦] હી[૫૧] વહ્યો[૫૨] અકૅમચા;[૫૩]

આઓસ્ચા[૫૪] હુદાઓંઘ્હો[૫૫] ઍરશ[૫૬] વીશ્યાતા,[૫૭] નોઇત[૫૮] દુજ્રદાઓંઘ્હો.[૫૯]

હવે ત્યારે[૪૦] ‖ તે બે[૪૧] ‖ સર્પર પહેલી વારની[૪૩] ‖ મીનોઓ-અબુદીક શકિતઓ[૪૨] (હતી) ‖ જેઓ[૪૪] ‖ નહી જુદા થઇ શકે તેવી જોડ[૪૫] (હતી તેઓએ) ‖ પોતપોતાનો પ્રભાવ-જાતી સ્વભાવ[૪૬] ‖ વિચારમાં[૪૮] ‖ બોલમાં[૪૯] ‖ કામ માટે[૫૦] (શું શું છે તે બધું) ‖ એક બીજાને સંભળાવ્યું.[૪૭] ‖ તેઓ બેઉ[૫૧] (માંનો એક) ‖ [પોતાના માવતર કરતાં અનહુમા કરતાં] વધારે ભલો[૫૨] ‖ (બીજો) બુરો[૫૩] (હતો), ‖ જે બેઉમાંના[૫૪] ‖ ભલા ડહાપણવાળા પોતાની નાકસીનું જ્ઞાન રાખનારે[૫૫] ‖ સત્ય પ્રમાણેનો[૫૬] (અહૂ સાથે રાદ પેવંદ રાખવાનો માટે અહૂની તાબેદારી કરવાનો, પોતાને નાકસ ગણી તેને સાહેબ ગણવાનો) ‖ નીશ્ચય અખત્યાર કીધો.[૫૭] ‖ બુરા ઉલટા વિચારવાળાએ[૫૯] ‖ તેમ કીધું નહી.[૫૮] ‖

**હવે મીલ્સના પોથામાંની પહેલવી સમજ આપણે જોઇએ:**

**હા ૩૦-૩ ની પહેલી લીટી માટે કહે છે કે:-**

**'અઇતૂનો ઝક્ ઈ કોલા દુ મીનાવદ્દ (અઊહુર્મજ્દ્દ વ ગનાક્) અશાનો ક્તૂમ્ ઝક્ ઇ યોમાઇ બન્ફ્રશમન્ સુદ્દ'**= એમ ત્યારે બે મીનો શકિતઓ (અહુર્મજ્દ્દ=અહૂનું જ્ઞાન રાખનાર અને 'ગનાક્'=દુખ-વાયોગ-અહૂની નાતાબેદારી કરનાર) પોતે પહેલી જોડ તરીકે જાહેર થઇ પોતપોતાને સંભલાવ્યા એટલે કાઉંસમાં કહે છે કે **'અઇધ્શાનો વીનાસ્ વ કિરૂફ્ક્ બેન્ફ્રશમન્ બરા યમ્લેલૂન્દ્દ'**=તેઓએ પોતાને પુરી રીતે ગુનાહ અને કેરફે તરીકે જાહેર કીધા.

### હા ૩૦-૩ ની વચલી બીજી લીટી માટે કહે છે કે:-

**'મીનિશ્નો વ ગોબીશ્નો વ કુનિશ્નો ઝક્ ઈ કોલા દો મૂનશપીર્ વ મૂનિચ્ સરીતર્':** તે એની મનશ્ની-ગવશ્ની-કુનશ્નીમાં એક ભલો બીજો હલકો ઉતરતો છે. પછી કાઉંસમાં કહે છે કે **"ખદૂક્ ઝક્ ઇ શપીર્ મીનીદ્ વ ગોફ્ત્ વ કર્દો ખદૂક્ ઝક્ ઇ સરીતર્'**=એક જે છે તેણે ભલો વિચાર-બોલી-કરણી જાહેર કીધી; બીજો છે તેણે બુરો વિચાર-બોલ-કરણી જાહેર કીધી.

### હા ૩૦-૩ ની પછીની છેલ્લી ત્રીજી લીટી માટે કહે છે કે:-

**'મિન્ વલ્મન્શાન્ વલ્મન્ ઈ હૂદાનાક્ (અઉહરૂમજ્દ) રાસ્તો બરાવિચીદ્, લા ઝક્ ઇ દુશ્ દાનાક્ (ગન્નાક્ મીનવદ્)** =આ બેમાંનો જે ભલા ડહાપણનો (અહુરમજદ) છે તેણે રાસ્તી પસંદ કીધી; જે બીજો બુરી દાનાઇનો (ગનાગીન) છે તેણે નહિ.

અહિંયાં સૃષ્ટી થવાની અગાઉના સામસામી શક્તિઓ અને તેઓના વીચારોનેબી તેજ નામે ઓળખેલા છે કે જે નામો તે વિચારો પ્રમાણેની થયલી સૃષ્ટીમાંની અને તેમાં કામ કરતી સામસામી શક્તિઓને આપેલા હોય, જે વીષે નીચે સમજ આપી છે.

### હા ૩૦-૩ ના શબ્દ અર્થ :

**'પઑઉરૂયે'**=સપ્પર પહેલી વારની

**'પઑઉર્વ'** શબ્દ **'પર,' 'પરા'** ભુતકાળ ઉપરથી છે. એનો અર્થ **પ્રથમ** તરીકે ક્રીયાવિશેષણ અવ્યયનો છે. એ શબ્દ વિભક્તિરૂપમાં આવીને નામ તરીકે થઇ જાય છે.

**'પઑઉરૂયેહ્યા'** શબ્દ જે છઠ્ઠી એકવચનનો છે તેનાં ટુંકાં કીધેલાં રૂપ તરીકે આ **'પઑઉરૂયે'** શબ્દને હમો ગણીએ છીએ, જેનો અર્થ સપ્પર પહેલી વારનો એમ થાય. આ શબ્દ હકીકતી બાબદને સમજાવનાર છે. સપ્પર પહેલી વારની આવી સામસામી પણ એકએકથી છુટી નહિ પડે તેવી જોડ થઇ એમ કહે છે તેમાં એ અર્થ છે કે આ જોડ જે દુઇની જુઝની છે તેની અગાઉ જુફ્તની દુઈ હતી-નામે **'રતઓત યસ્ન,'** કે જેમાં જયારે 'જુઝ' તરી આવ્યું ત્યારે તે **'અનહુમા'** તરીકે થઇ. ત્યારે કહે છે કે આ જોડ થઇ તેની અગાઉ

કબીબી જુઝ થયલીજ નહિ; બધું જુફતમાં હતું. સપ્પર પહેલાં **ખાઓ અક્રજયમ્ન** જે **યવએચ**ના વખત લગીનો વિસ્તાર રાખે છે, જેમાં સાત ઝરવાને અકરને લગી ચાલે તેવા આથ્ર અને કુદરત નીરૂ ખદાત છે, જે **હુદાઓંઘહુ**=પુરભાન સાથનો છે, જે જુફતીમાં છે, તે હમગીમાં એટલે **યવએચ**નો વખત, આતશ અને નીરૂની કુદરતની એક એક સાથે હામો થયલી મળેલી હાલતમાં **અહૂ**ના **અસુના**ના સુન્યના દરયાવથી થયો. પછી **અહૂ**એ તે હમગીવાલા ખાઓની ઉપર પોતાનો **વર્ઇર્યં** કાઢીને **પઓઉર્ત્ર ફ્રવષિ** અને **બગ અહુનવઇર્ય** કીધા જે બેઉના મનનથી સ્તોત યસ્ન થયું. આ બધું જુફતીમાંજ હતું. પણ આવા જુફતીમાંથી જે જુઝની જોડ થઇ તે **પોઉરૂયે** પહેલવહેલીજ હતી તેની અગાઉ થયલીજ નહિ. આમ અર્થ લેવાનો છે.

**મઇન્યૂ**=મીનો શકિતઓ, અદ્રષ્ય રીતે રહેતી ગતીઓ.

**યેમા**=નહિ છુટી પડે તેવી જોડ-હમેશ સાથેજ પેદા પડે તેવી જોડ (સંસ્કૃત '**યમ**'=સાથે રહેવું, જોડાઇ રહેવું ઉપરથી) (કાવસજી કાંગા).

'**ખ્ફ્રેના**'=પોતપોતાનો પ્રભાવ-પહેલવીમાં '**બન્‌ફ્રશમન્**' એટલે પોતે, પોતાને એટલે પોતાવતપણાને. જાતને, જાતે એવા અર્થ છે જે પોતાવતપણું બતાવે છે એટલે આ પહેલવી અર્થમાંથીબી પોતાનો પ્રભાવ તરીકેનોજ અર્થ થાય છે. એ શબ્દ '**હ્વ**'=પોતે એક લંબાયલો આકાર છે (પુનેગર).

'**અસ્રવાતૅમ**': '**સ્રુ**'=સંભળાવું ઉપરથી (અનીયમીત કાળ (root aorist) પરસમૈ ૩ જો પુરૂષ દવીવચન) એકબીજાને સંભળાવવું.

'**ધ્યઍાથનોઇ**': સાતમીમાં તેમ ચોથીમાં બેઉમાં આવે. અહિંયાં ચોથી લીધી છે. (**ધ્યઍાથ્ન** શબ્દને '**અ**' base નો લઇ તેની ઉપર સાતમીનો '**ઇ**' લગાડે, તો '**અઇ**' થાય, જે '**અએ**'માં બદલાય, જે પછી '**ઓઇ**'માં બદલાય એમ સાતમીબી આવે).

'**હી**': ('**ત**'=ઉપરથી તૃતીય પુરૂષ સર્વનામ દવીવચન પહેલી યા બીજી વિભકિત,) 'તેઓ બેઉ.'

**વહુયો**=વધારે ભલો (એટલે પોતાનાં માવતર કરતાંબી ભલો-તાવીલ જુઓ).

**અકૅમ્ચા**=બુરો.

'**આઓસ્ચા**': '**તાઓસ્ચા**' '**યાઓસ્ચા**'=એ શબ્દોને મલતો

એ આકાર છે પણ કંઇક ફરક રાખે છે. એ શબ્દ સંબંધી સર્વનામ (relative pronoun) તરીકેનો દ્વીવચનનો છે. એ શબ્દ બીજી દ્વી વચન તેમ છઠ્ઠી દ્વીવચન બેઉ રીતે લાગુ પાડી શકાય છે.

'**એરેશ**'=રાદ પેવંદવાળો. નામ તરીકે લેવાય યા adverb ક્રીયા-વિશેષણ અવ્યય તરીકેબી લેવાય.

**વીષ્યાંતા:** અપુર્ણ ભુત આત્માને ૩/૧ '**વી+સો**': '**સો**' એટલે કાપવું એમાં નીર્ણય કરવો એવો અર્થ છે.

**હુદાઓંઘહો:** '**હુ**' અને '**દા**' બે આકારો છે. '**હુ**' ઉત્તમતા જે અહૂનો ભેદ બતાવે છે તે; '**દા**' શબ્દ જાણવું-વિચારવું એટલે તે જ્ઞાન કે જે વિચારે છે કે હું કંઇજ નથી. એમ ત્યારે '**હુદાઓંઘહો**' મહા ડહાપણ કે જે દાદારની ગતી બતાવે છે તે. આ શબ્દ લોધ્રતીક છે. અસુનાની હાલતમાંથી સપ્પર પહેલું ભાન જે જન્મે છે તે; તે કે જે પોતાને તે અહૂની આગળ તુચ્છ ગણવાનું ભાન રાખે છે તે.

## ગાથા હા ૩૦-૩ ની શરેહ:

અહિંયાં પહેલે '**પૉઉરૂયે**' શબ્દ વાપરે છે જે સપ્પર પહેલી વારની બનેલી બાબદ છે એમ ભેદ ખોલે છે. કહે છે કે એક જોડ એક એકથી કદીબી નહિ છુટે તેવી અને વળી સામસામે હોય તેવી સપ્પર પહેલી વારજ જાહેર થઇ. કહે છે કે એવા મામલાની અગાઉ ઘણું જાહેર થયલું. આખો '**પરા**'નો કાળ જાહેર થયલો પણ તેમાં આવી જુઓ સામસામેની શક્તિ થયલીજ નહિ. આ સામસામેની શક્તિઓ પોતપોતાની જાત શું કેવી છે તેબી જાહેર કરે છે. મનમાં બોલમાં અને કર્મમાં તે બેઉ એકએકની સામે છે. તે બેમાંની એકતો '**વહુયો**' છે એટલે જેમાંથી તે નીકલી તેના કરતાંબી સરસ છે; જ્યારે તે બેમાંની બીજી નરસ છે. અહિંયાં ત્યારે જેમ પૉઉરૂયે શબ્દ ભેદ ખોલે છે તેમ '**વહુયો**' શબ્દબી ભેદ ખોલે છે.

પૉઉરૂયે શબ્દ પહેલવહેલી વારનોજ તે બનાવ છે એમ કહે છે, જેથી માલમ પડે છે કે અગાઉ તેથી જુદાજ બનાવો બનેલા હોવાજ જોઇએ. વળી '**વહુયો**' શબ્દ જે અધિકાર્થક બનાવ બતાવે છે તેથી માલમ પડે છે કે તે ચીજ તેનાં પેદા કરનાર કરતાંબી ભલી હશે. જે અકુ છે તેના કરતાં તે સારી હોય તો ત્યાં Comparative sense

અધીકાર્થક અર્થ મુકવાની જરૂર હતી નહિ. ત્યારે ચીજ જે વહુયો છે તેનું માવતર છે એમ થયું, તો પછી તે માવતરના બનાવને બનવાનો સમય અને મોકા હોવાજ જોઇએ એમ સહેજે જાહેર થઇ શકે.

સપ્પર પહેલાં તો અહૂ હતો-છે અને રહેશેજ. આ અહૂને અના-માંશ્વાઓ=સમજની પેલી મેરનો અને અક્રજયન્ત=નહિ માપી શકાએ તેવો 'અસુના'=સુન્યની ગતીનો કહયો છે. આ અહૂમાં યવએનાએતેનો મુળ અખંડ કાળ જે સાત ઝરવાને અકરનેનો બનેલો છે તેવા અગણીતના અગણીત યવએચો સુન્યની હાલતમાં-ગતી વગરની હાલતમાં રહયા છે. આ યવએચના કાળ સાથે આથ્રની અને નીરૂની ગતીઓ રહેલી છે જેઓબી સુન્યમાંજ છે. આવા અહૂને માટે કંઇબી નામ નીશાન હોયજ નહિ. તે કોઇ છે એમ બનાવનારો 'અહુ' શબ્દજ તેને માટે લાગે. અહૂ શબ્દ તેવો છે. બીજો શબ્દ શેદાનશેદ છે. શેદમાં અંધકારનો અર્થ છે. તે અંધકારનો અંધકાર છે. અહિંયાં અંધકારનો અર્થ સમજ શકિતની અજ્ઞાનતા-માપવાની અકૂળતા બતાવે છે. દુન્યાનો અંધકાર જે અહિરીમનને લાગે છે તે અંધકાર તેને માટે લાગતો નથી. આવા અહૂના અસુનાના દરયાવમાંના બીશુમાર અનંત યવએચોના મંદ મર્જ કાળોમાંથી એક યવએચનો કાળ તે મંદ મર્જ હાલતમાંથી જાગૃત થઇને એટલે ગતીવાળો થઇને ગોયા એક બેટ તરીકે તરી આવ્યો કે જેને ખાઓ અક્રજ-યન્ન કહે છે. આ 'ખાઓ'નો વીસ્તાર જણાવવા વખતનું માપ આપેલું છે. કહે છે કે યવએચના વખત લગીનો તે ખાઓનો વિસ્તાર છે. તે ખાઓમાં આતશનો ચેરાઘ છે તેબી યવએચ લગી સલગી રહે તેટલો છે અને તે ખાઓમાં તે આતશને યવએચ લગી બળતો રાખનાર તેલ-ગતી છે-નીરૂ ખદાત છે તેબી યવએચ લગી ચાલે તેટલું છે. આ 'ખાઓ' આવો છે તે 'હુદાઓંઘહુ'વાળો છે એટલે 'હુ'=ભલો ઉત્તમ છે અને પોતાની નાકસીનો ખ્યાલ રાખીને તે અસુનાના અખંડ દરયાવ આગળ કંઇજ નથી એમ એકરાર કરે છે. પણ મને ભાન વગરની હાલતમાંથી ભાનવાળી હાલતમાં કાંય કાઢયો હશે તે વીષે તે ગુંચવાય છે. ભાનવાળી તેને મળેલી હાલત ભાન વગરની મર્જની હાલત કરતાં તેને ઉતરતી લાગે છે. માટે માંથ-સ્પેન્તના આશીશો તેને મળે છે જેથી તેની 'હુદા-ઓંઘહુ'ને વીચાર કરવાનું જોમ મળે છે. તે ઉતયુઇતી બતાવે છે. પોતાનો સાહેબ તે અહૂ છે જેની તરફ તે ખાઓ ઝઝંદાઇતી બતાવે છે એટલે પછી કાંય તેને કાઢયો તે ઉપર સવાલજ હોયજ નહિ. એમ તે ખાઓ ફીદાગીરી બતાવે છે અને કહે છે કે કંઇક કામ અર્થેજ મને કાઢેલો છે

જે જાણવાને આ મોકો નથી માટે હું તે જાણવા માંગતો નથી. તેની મરજી થાઓ એમ '**અહૂન**'નો નાદ કાઢે છે; આ વખતે તેને '**હુદાસ્તેમા**' કહે છે.

પછીના બીજા બનાવો આ 'ખાઓ'ને લગતા છે જે ભાનરૂપના છે. સુન્યમાંથી ભાન નીકળવું **એમ બનાવ બન્યો.** આ બનાવની સાથેસાથજ બીજો એક બનાવ બને છે. તે એ છે કે તે સુન્યના મર્જ ગતીના અનંત દરયાવમાંથી એક ટીપું બંધાય છે. આ ટીપું તે દરયાવથી ગતીમાં જુદું પડે છે છતાં તે દરયાવને સમજે તેવું રહે છે. આ ટીપાંમાં **શીદ**નો અંધકાર નથી યઝતી ગતીને લગતી સમજશકિતને લાગતો અંધકાર-તેને સમજવાની અશકયતા નથી પણ ત્યાં **ક્ષએત** સમજશકિતને ભાશનો ચલકાટ છે. એટલે તે ટીપાંમાં મિથ્રની ગતી ઝરવાન ચલીત થઇને રોશનીને જન્મ આપે છે. આવાં તે ટીપાંમાંથી માંથ્ર-સ્પેન્તના આશીશો અને અહુનવઇર્યનો નાદ હોકમ મન્તા બહાર પડીને તે **ખાઓ હુદાસ્તેમા** ઉપર પડયાજ કરે છે. આ ટીપું જો કે **ક્ષએત**વાળું છે ગતીવાળું છે છતાં તે અનંત દરયાવને સમજી શકે છે. આખરને વખતે રોશન રોઝના વખત પછીથી જ્યારે બધા રૂવાનો દાદારમાં એક થઇ જશે ત્યારે તે ટીપાંનો કંઇક ખ્યાલ આવી શકશે. આવા બીજા છતાં પહેલાનાં સાથેસાથના થયલા બનાવ પછી બીજું એમ બને છે કે તે સુન્યના દરયાવનું ઉપર કહેલું ટીપું તે **ખાઓ**માં કરાર પકડવા છુટું થાય છે. પણ તે છુટાં થયલાં ટીપાંના તેઝને તે ખાઓ ખમી શકતો નથી. પછી તે ટીપાંનો ૧/૧૦ ભાગ છુટો થાય છે તેનોબી તેઝ તે **ખાઓ** સમજી શકતો નથી. **તેઝ એટલે ગોયા તેના મિથ્ર-તેનું કેહણ. પછી તે** ૧/૧૦ નો ૧/૧૦ ભાગ એટલે તે અસલનાં એક ટીપાંનો ૧/૧૦૦ ભાગ નોખો થઇને તેમાં આવવા માંગે છે છતાંબી તે ૧/૧૦૦ નો તેઝ તે ખાઓ (હુદાસ્તેમા) ખમી શકતો નથી. એમ આઠ મરતબેના ૧/૧૦ ભાગનાં તે ટીપાંનેબી તે **ખાઓ** સમજે એમ નથી. પણ જ્યારે નવમી વખતનો ૧/૧૦ થાય છે ત્યારે તે **ખાઓ** તે ટીપાંને-તે અહૂને સમજી શકે એમ થાય છે.

અહૂના સુન્યના ભેદના તે બિકયાસ અનંત દરયાવના એક ટીપાંને તે ખાઓ હૃદાસ્તેમા સમજી શકયો નહિ=૧ મુળ ભાગ

તે એક ટીપાંનો દસમો ભાગ એટલે તે એકના ૧/૧૦ ભાગને તે ખાઓ હૃદાસ્તેમા સમજી શકયો નહિ=દસમો ભાગ

તે બીજાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦ ભાગને ,, ,, =સોમો ભાગ

તે ત્રીજાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦ ભાગને ,, ,, =હઝારમો ભાગ

તે ચોથાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦ ભાગને ,, ,, =દસ હઝારમો ભાગ

તે પાંચમાંનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦૦ ભાગને ,, ,, =સો હઝારમો લાખમો ભાગ

તે છઠ્ઠાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦૦૦ ભાગને ,, ,, =દસ લાખમો ભાગ

તે સાતમાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦૦૦૦ ભાગને ,, ,, =સો લાખ કરોડમો ભાગ

તે આઠમાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦૦૦૦૦ ભાગને ,, ,, =દસ કરોડમો ભાગ

તે નવમાનો દસમો એટલે તે અસલ એક ટીપાંના ૧/૧૦૦૦૦૦૦૦૦૦ ભાગને ,, ,, =સો કરોડ યાને અબજમો ભાગ

એમ ત્યારે તે અખુટ દરયાવનાં ટીપાંના અબજ ભાગનો તેઝ તે ખાઓ સમજીને સમાવી શકયો. તેઝનો અર્થ મીથ્ર વીચાર ગતી તરીકે લીધો છે. આપણે જોયું કે તે બીકયાસ અસુનાના દરયાવમાં સુન્ય છે એટલે ત્યાં ગતી જેવું કંઇજ નથી, ત્યાં ભાન મિથ્ર રહે-ટકે તેવું કંઇજ નથી. પણ જ્યારે તે દરયાવમાં ગતી-ભાન શરૂ થાય છે ત્યારે તે ભાન-તે ગતી તે દરયાવના ટીપાં જેટલામાં થયલી કહે છે. પણ તે દરયાવ અના માંથ્વાઓનો છે-સમજ શકિતની બહારનો છે-દાત કાયદાની પુર્વનો છે માટે ટીપું અને દરયાવ બેઉનો સંબંધ મેકદાર quantity ઉપરથી લેવાનો નથી. બેઉ એક એકમાં સમાઇ શકે એમ સીરફ માની લેવાનું છે. ટીપાંની ગતી કંઇ તે દરયાવથી અંજાણુ નથી પણ તેમાં તે સામેલ નથી એમ અર્થ સમજાવે છે. આવાં ટીપાંને ગતી એટલે ઝરવાન એટલે મીથ્રવાળું તેઝ કહયું છે એટલે ગતીવાળું તે ટીપું થયું છે. તે દરયાવ તો ગતી વગરનો, ભાન મિથ્ર વગરનો માટે તે દરયાવને ગ્રહણ કરવાની શકિત હતી નહિ માટે તેને **શીહ**= અંધકારનો કહયો. હવે તેનાં ટીપાંમાં ગતી તેઝ આવ્યું એટલે ત્યાં રોશની પ્રગટી. પણ તે રોશની તે ખાઓને આંધળી કરી નાંખે તેવી છે માટે જ્યારે તેનો અબજમો ભાગ થયો ત્યારે તે ખાઓ તે અહૂના તેઝને એટલે મીથ્રને એટલે વહ્યને સમજે તેવો થયો. ત્યારે અહૂનું એમ એક અબજમો ભાગ થઇને ત્યાં ખાઓમાં આવવું એ એક બનાવ થયો.

આ ત્યારે **ત્રીજો બનાવ** છે. આ અહૂ ત્યાં વહ્યં કાઢે છે જે **ચોથો બનાવ** છે. આ વહ્યંથી ત્યાં બગ અહૂનવહ્યં થાય છે તે **પાંચમો બનાવ** છે. આ બગ અહૂનવહ્યંની સાથે પઓઉર્વ ફ્રવષિ થાય છે તે **છઠ્ઠો બનાવ** છે. આ બેઉ બગો પેલા **ખાઓના** અનંત ગતીના તે **યવએચના** મુળ કાળના આતશે શેદાનના ચેરાધને અને તેની શકિત કુદરત નામે **નીરૂ** ખદાતને મળીને તે એક **યવએચના** ચેરાધના રાખનાર થયા તે **સાતમો બનાવ** છે. આ બેઉ બગો તે ચેરાધની સાથે રહે છે એટલે ખાઓમાંનો યવએચનો કાળ અને તે કાળ સાથનો આતરે શેદાન અને તેની કુદરત નીરૂ ખદાત પેલા બગ અહુનવહ્યં અને પઓઉર્વ ફ્રવષિની સાથે રહીને તે અહૂના મિથ્ર-હોકમ તે અહૂન-વહ્યંનું મનન કરે છે તે **આઠમો બનાવ** છે. તેઓનાં મનનનો ગર્ભ થાય છે તે **નવમો બનાવ** છે, આ ગર્ભને **સ્તઓત યસ્ન** કહે છે. આ સ્તઓત યસ્ન પછી પોતે પોતાના માવતર રૂપના પેલા બગાનો નામે બગ અહુનવહ્યં અને પઓઉર્વ ફ્રવષિ અને તે બેઉ બગોની સાથે મળેલા **યવએચના** મુળ કાળ અને તે **યવએચની** ગતીના ચેરાધ અને તે ચેરાધની મુળ કુદરત શકિત **નીરૂ** ખદાતને મળીને તેઓ બધા એક થઇને અહૂનું વસ્ત્ર બને છે તે **દસમો બનાવ** છે.

આમ અહૂ અને તેનું વસ્ત્ર થયું. હવે અહૂ પોતે સૃષ્ટી થવા માટેનો વધ્ધર્ય હોકમ કાઢે છે. પેલા સ્તઓત યસ્નને સૃષ્ટી થવા માટેનો ગર્ભ રાખવાનો હોકમ કરે છે. સૃષ્ટીમાં દુઇ સામસામી ગતી હોય કે જે અહૂની સાથે મલે નહિ. આવો ગર્ભ રાખનાર સ્તોત યસ્ન ત્યારે તે અસલ વસ્ત્ર થયલાં સ્તોત યસ્નથી ઉતરતોજ હોય. આવા સૃષ્ટી કાઢવા માટે જરા ઉતરતી ગતીના થઇ રહેતા સ્તઓત યસ્નને **અનહૂમા** કહે છે. આ **અનહૂમા**માંથી હવે જે જોડ નીકળે છે તે ત્યારે સામસામીની છે. **આવો બનાવ** આ પહેલવહેલોજ બન્યો માટે ત્યાં લખે છે કે **પોઉરૂયે**=સપ્પર પહેલીવાર '**અત**'=હવેથી '**તા**'=તે જોડના '**મઇન્યુ**'= બે મીનો '**યેમા**'=એકએક સાથના-નહિ છુટા પડે તેવા **થયા** છે.

'**યેમા**'માં સાથે રહેલી એકએકથી જુદી થાય પણ છુટી નહિ પડે તેવી જોડનો અર્થ છે. આવી જોડ '**યેમા**' **પૅાઉરૂયે**=પહેલી વારજ-થઇ. અગાઉ તેવી કબીબી થયલીજ નહિ, અહિંયાં '**અત**' **શબ્દ** આગળના બધા બનાવો પછી થયું એમ **અર્થ** બતાવે છે. અગાઉ જે બધું જોયું તે જોકે દુઇનું હતું પણ તે દુઇ એક એકનાજ મળતા સ્વભાવની હોવે એકયતાવાળી હતી-'**અદુઇ**'ની હતી,-**અદવનેમ**=એકજ રસ્તા ઉપરની હતી. પણ હવે જે **યેમા**ની જોડ ઉભી થઇને બહાર પડી તેઓમાં ત્યારે જુદો જુદો રંગ હતો, જે જુદા જુદા રંગ-**સરશો**કને સારૂ **ખફેના**=જુદી જુદી જાત એવો શબ્દ વપરાયો છે. આ બેઉ જે બહાર પડયા તેઓને "**વહયો**" અને "**અક**" એવે નામે ઓળખેલા છે. **વહયો** એટલે વધુ ભલો. ત્યારે **અહીંયાં** અધીયારથક ભેદ comparision બતાવે છે કે કોઇ એક કરતાં બીજો વધુ ભલો. ખરેજ પેલા "**અક**"ની સાથે **સરખામણી** કરી શકાય નહિ કેમકે તેને તો '**વહુ**' નહિ પણ '**અકુ**' ઉલટો કહયો છે માટે ઉલટાની સાથે સરખા-મણી નહિ હોય. ત્યારે આ "**વહયો**"=**વધુ ભલો જનમેલો** કોઇના કરતાં વધુ ભલો છે. તે કોઇ એક કોણ હશે? અનહુમામાંથી જેમ તે **વહયો** નીકલ્યો તેમ **અકઓ** નીકલ્યો, માટે **અક** જેટલી કચાસ અનહુમામાં હતી માટે તે **અનહુમા બાપ** ઉતરતો થયો કેમકે તે **વહયો**ના જોડનું ફરઝંદ પોતે પોતામાંથી જે કંઇ કાઢે છે તે **અૅરશ**=પોતા જેવુંજ સાચ્ચું **ભલું** કાઢે છે, તે ફરઝંદ કંઇ **વહયો** અને **અક** કાઢતું નથી. માટે કહે છે કે તે બેમાંનો એક જે **વહયો** છે તેની ગતીમાંથી "**હુદાઓંઘહો**"=ભલી ગતીની ભલાઇ આપતી બીજી ચીજો નીકલે છે જે **અૅરશ**=સાચ્ચા તેમાં મળે તેવી માટે **વહુનીજ** છે. આમ ત્યારે આ "**વહયો**"નું ચીથ જે

"હુ" એટલે "અહુ"=તુંજ છે-તે અહૂજ છે એમ ડહાપણનો બીજ રાખે છે, તેવો "મત" વીચાર બોલ રાખે છે, કે જેને "હુમત"બી કહે છે તે વહુયોનું ચીથ ઍરૅશ સચ્ચાઇ રાહનો સીલસીલો પદવન્દ રાખે છે-જ્યારે પેલી અક તો દુઝદા=ઉલટી પેદા કરેલી ચીજ છે જેમાં બધું ઉલટું છે.

ત્યારે કહે છે કે સૃષ્ટીની શરૂઆતના વખતથી જે ઉસુલ ચીથ થયું તેમાંજ આમ બે ઉલટી સામસામેની ચીજો હતી, જે વહુયો=ભલી એવી ભલી કે તે અહૂનેજ મલતી માટે પોતામાંથી બુરૂં કાઢનીજ નહિ તેવી અને બીજી અક તદનજ ઉલટી હતી. આમ ત્યારે મુસ્તસલાએ-અવ્વલ=બુનદહેશ્નનું બયાન આ ફકરામાં શરૂ થાય છે.

આ બાબદ ઘણી ઉસુલની છે એટલે સૃષ્ટીની શરૂઆતની અગાઉની છે. સૃષ્ટી તો હજુર થઇ નથી પણ સૃષ્ટી થવી જોઇએ એમ વીચાર ચાલે છે. એવા વીચારોની આવી સામસામી જુફ્ત પહેલવહેલા "ચીથ અનહુમા"ના પેટમાં જાહેર થાય છે, કેમકે કહે છે કે તે વીચારોની જુફ્ત એક "વહુયો="હુમત," બીજો "અક"="હુવીઅત" (અહૂ તેજ છે એમ "વી"=નહિ વીચારી બોલનાર) મનહિચા=વીચાર કરે છે અને વચહિચા=વીચારને જાહેર કરે છે, અસ્રવત કરે છે, કે બ્યઑથનોઇ=કામ જે થવાનું છે, સૃષ્ટી જે થવાની છે, તે માટે આ હમારો જુદો જુદો વીચાર છે તે જાહેર કરીએ છીએ એટલે તેઓ સામસામા વીચાર જાહેર કરે છે. એક જાહેર કરે છે કે સૃષ્ટીનું કામ જે થશે તેને માટે હું ઍરૅશ=રાહ વાપરીશ, જ્યારે બીજો અક વીચાર જાહેર કરે છે કે હું તે કામને માટે એવા મતનો નથી એટલે સૃષ્ટી જે થવાની છે તેને જુદી રીતે કાઢવા માંગું છું. આ ઉપરથી સાફ દેખાઇ આવે છે કે અહિંયાં સૃષ્ટીની શરૂઆત કે રચનાનું કામ થયું નથી પણ તેનો વીચાર ચાલે છે, તે વખતે સ્પેનામીન અને ઘનામીન કે જેઓ સૃષ્ટીની જાહેરાતના વખત પછીથી કામ કરતા થયલા તેઓ હતા નહિ માટે તેઓને આ 'વહુયો' અને 'અક' લાગુ પડે નહિ. તેઓની ઉસુલમાં આ વહુયો અને અક છે એ વાત ખરી છે. વહુયોની ગતીમાં અકની ગતીને સુબ્ધ કરીને જ્યારે જેટલી જોડી શકાય તેટલી એટલે જેટલી શુબ્ધ થઇ હોય તેટલી જોડે છે-વણે છે (માટે સૃષ્ટીના પેદા કરનારને વણકર "વફુશ બ્યાનયા" હા ૨૯-૬ માં કહ્યા છે) ત્યારે અમર્ગ શક્તિ ઉભી થાય છે એટલે અમશાસ્પંદો, ગીનો, દએ, ફ્રોખ, યઝતો, ગાથાઓ અને નબાનજદીશ્ત ફ્રવાનો ઉભા થાય છે. ત્યારે આ બધું વફુશ વણકર વણીને કરે છે એટલે બ્યઑથ્ન કરે છે એટલે તે સૃષ્ટી થઇ એમ થયું. આ અમર્ગ અમેશી શક્તિઓનો

સરદાર **સ્પેનામીન** છે અને આ સ્પેનામીન પછી પોતામાંથી બીજી મીનો શકિત ઉભી કરે છે, જે પેલી 'અક' જ્યાં હોય ત્યાં જઇ અકને પોતામાં રાખીને અકને સુધારશે. અકમાં 'અન્ગ્ર' છે, દુખ વિલાપ છે, 'દુઝદા' છે, ત્યારે તે અન્ગ્રને ચલાવીને સુધારનાર મીનોને **અન્ગ્રમીન** કહે છે. આમ ત્યારે આ બે મીનો સ્પેના અને અન્ગ્રમીનો તો સૃષ્ટી થઇ તે બતાવે છે જે તો હવે પછીના ચોથા ફકરાની વીગત છે, પણ અહિંયાં ત્રીજા ફકરામાં તો સૃષ્ટી થવાના વીચારોનાં ચીથોની વાત છે. પહેલવી તરજુમામાં અકને માટે વીનાસ ગુનાહ તરીકે લખે છે જેને પછી ગનરાક મીનવદ તરીકે ગણે છે, અને વહુયોને કીરફે સવાબ તરીકે ગણે છે જેને પછી અહુરમજદ તરીકે ગણે છે. અહિંયાં ત્યારે સૃષ્ટી શરૂઆતમાં થતા વિચારોને માટે તેમ તે વિચાર પ્રમાણે સૃષ્ટી થઇ તે ખલકત માટેની સામસામી ગતીઓને માટે એકસરખાં નામો આપેલાં છે એટલે પહેલવીમાં સૃષ્ટી થવા અગાઉ જે બે મીનોના વિચારો ચાલે છે જેઓ સવાબ અને ગુનાહના છે તે બેઉ મીનોના વિચારોને માટે તેમ તે બેઉ મીનોને માટેઓ તેજ શબ્દો આપે છે કે જે શબ્દો તે વિચારો પ્રમાણે સવાબ અને ગુનાહની દુન્યાઓ થઇ તે માટે અપાયા હોય. અહિંયાં મુળ મુદ્દો તે એકસરખા નામનો નથી પણ મુળ મુદ્દો સૃષ્ટી થવાના વિચારનો અને પછી તે પ્રમાણેની થયલી સૃષ્ટીનો એમ બેનો ફરકનો છે. અહિંયાં જે તેહકીક છે તે સૃષ્ટી થવાના વિચાર માટેની છે જેને સૃષ્ટી જે પછીથી થઇ તે માંહેલી શકિતઓ સાથે ભેળવી નહિ.

ઉપર જોયું કે **વકુશ**=વણકર પોતે અક જે **વહુયો**માં વણી શકાય એવી હતી તેટલીને તેમ વણી અને તેમાં પોતે '**વ્યાના**' પસરી જાય છે, એમ **વકુશ** પોતે પોતાની યઝતી ગતીમાં **વી** છે-'**વ્યાના**' છે-પસરે છે જેને માટે ટુંકમાં કહે છે કે તે યઝતી શકિતઓની ફ્રવષી સાથે છે જેને '**અષાઉનાંમ ફ્રવષી**' કહે છે. ત્યારે સ્પેનામીનમાં **વકુશ**=તે વણકર **વ્યાના**=મલેલો છે. તે વણકર અહુનવઇર્યની મુનાદી જે કંઇ કાઢે છે તેને પછી તે યઝતોમાં પાંથરી ચલાવી રહે છે કે જે પ્રમાણે તેઓ કામ કરી શકે. **અંગ્ર**ની ગતી જે અકની છે તેને કાઢવાની ઉભાવવાની મુનાદી જે મીનોમાં તે સાહેબ મુકે છે તે યઝતને અંગ્રમીન કહે છે. આ અંગ્રમીન પછી ધનામીનને પોતામાંથી કાઢીને તે કામ કરાવશે. આ વીગત સૃષ્ટી રચનાની છે જે હવે પછીના ચોથા ફકરાની છે.

આમ ત્યારે આ ફકરો ક્ષ્નૂમની મુસ્તસલાની ચીથની શરૂઆતી હકીકતનો ભેદ ખોલી રહયો છે. હવે પછીનો ફકરો '**વ્યઑથ્નાઇ**'=કામ

કરવા માટેનો છે એટલે વહુયોની અંદર અક જેટલી મલી શકે તેટલી મેળવી હામો કરાવીને સપ્પર પહેલી સૃષ્ટી-અમેષી-યઝતી ગતી કાઢે છે, જે અમેશીઓ પછી હસ્તી કરી-તે હસ્તીમાંથી નીસ્તી કરીને તે નીસ્તીને પાછી હસ્ત કરીને ખએત્વ=એહઝાદી-નીરવાણ લાવશે તે હવે પછીના ફકરામાં બતાવેલું છે. ત્યારે હવે પછીનો ફકરો સ્પેનામીન અને અંગ્રમીનની યઝતી શકિતઓ અને તેઓ હસ્તી-નીસ્તી કરીને આખરે ફ્રશો-કેરેતી કરશે તે બાબદ ઉપર છે એટલે યઝતી ગતી જે સપ્પર પહેલી સૃષ્ટી છે તેઓની ઉસુલ તેઓને ઉભા કરવા માટેની મેલવણી અને તેઓની ખીશ્કારી અને તેઓની તે ખીશ્કારીની મતલબ સારૂ છે.

## ગાથા હા ૩૦-૩ માટે સુદકર નસ્કની વીગત.

(વાંચો સુદકર નસ્ક પાને ૧ થી ૩).

અહિંયાં ત્રીજા ફકરામાં સૃષ્ટી જે અમર હસ્તીની કે નીસ્તીની છે તેનું મુળ કારણ શું હતું તેનો ભેદ કહયો છે. હસ્તી-નીસ્તીની સૃષ્ટી કે જેમાં ગુણો છે યા અવગુણો હોય, કે જેનાં નામો હોય-વિષેશણો હોય તેઓના પેદા કરનાર હોય. પણ આવી સૃષ્ટી કયા ગર્ભમાંથી થઇ, કયા મુળમાંથી-ઇંડાંમાંથી થઇ અને તે ગર્ભ-ઇંડાંમાં શું વજે હતી તેનું બ્યાન અહિંયાં છે.

પણ તે ઇંડાંનું મુર્ધ કોણ હતું, તે મુર્ધનો નર કોણ હતો, તે બેઉ નર માદા મુર્ધનો પેદા કરનાર કોણ હતો, તે બધાને માટે ઘણા ભેદમાં આ હાના ત્રીજા ફકરાની છેલ્લી લીટીમાં 'ઍરૅશ' શબ્દ આપેલો છે, જે સત્યતાનું મુળ અહૂની ઉપર લઇ જાય છે. ત્યારે મઇન્યુ પોઉરૂયે= સપ્પર પહેલીવારના મીનો શકિતની જોડના નર માદાના મુળ પેદા કરનાર ઍરૅશ=સત્યવાન અહૂ છે તે બધા ભેદને તદ્દન ગુહયતામાં આ ફકરામાં રાખેલો છે. અહિંયાં સીરફ તે જોડ બતાવી છે તે જોડનાં મુળ ઇંડાંનેબી ગુપ્ત રાખેલું છે તેમ તે ઇંડાંના નર માદાને તેમ તે નર માદાના પેદા કરનારનેબી ગુપ્ત રાખેલો છે. અહિંયાં તો તે મુળ ઇંડાંમાંની સામસામી નહિ છુટે તેવી જોડ કહી છે, સૃષ્ટી થવાની ઉસુલ કહી છે. હજુર તો સૃષ્ટી થઇ નથી, પણ તે સૃષ્ટી ઉભી કરનાર જોડ હતી, જોડ તે મુળ ઇંડાંમાં હતી-તે જોડની શી જાત હતી તેનું બ્યાન કરે છે અને કહે છે કે તેમાં સામસામી જાત હતી. આમ સપ્પર પહેલાં ઉસુલ ઇંડાં નામે અનહુમાને માટે 'પોઉરૂયે' શબ્દ વાપરેલો છે, કે સપ્પર પહેલીવાર આ અનહુમા દેખાયો, કે જેની અગાઉ તેજ 'અનહુમા' પોતે સ્તોત

યસ્ન તરીકે હતો કે જેમાં આવી સામસામી ગતી હતી નહિ. આનું કંઈક બ્યાન ઉપર લેખમાં આપેલું છે. આવી સામસામી ગતીઓ જે તે મુળ ઇંડાંમાંથી નીકલી, અનહુમામાંથી નીકલી, તેઓની વણાતમાંથી હસ્તીનું જગત તેમ નીસ્તીનું જગત થયું. હસ્તી તો ફ્રશો–ગર્દ પુગી ગઇ પણ નીસ્તીમાં હજુર ફ્રશો–ગર્દ થયો નથી માટે સામસામેપણું છે, માટે કહે છે કે તે નહિ છુટી પડે તેવી અને સાથે જન્મેલી જોડમાંનો દરેક વીચારમાં–બોલમાં–કામમાં સામસામેનો હતો. તે મુળમાંની જોડમાંની એક તો તે મુળ ઇંડાં અનહુમા કરતાંબી વધુ ભલી હતી–બીજી સીરફ બુરો હતો. ભલાઇએ દાદારનો પેવંદ રાખવાનું અખત્યાર કરવાનો વીચાર કીધો–બુરાઇએ તેથી ઉલટો વીચાર કીધો. આવી જોડને વણીને તે વકુશે યાને અહુરાએ જગત રચ્યું જેના બે પ્રકારો થયા જેઓને હસ્તી–નીસ્તી તરીકે ઓળખે છે હસ્તીની જગતના પ્રકારમાં બેઉ વણાઇને તારોપુદ થયા. પણ નીસ્તીમાંની વણાત તેવી થઇ નથી–થતી નથી. નીસ્તીમાંની દરેક વ્યકિતમાં તે વાણાતાણાનાં એકજ કપડામાં બેઉ સામસામા જુસ્સાઓ તરીકે દેખાય છે. આ સામસામા જુસ્સાઓની કેફીઅત અને તેઓને એકયતામાં લાવવાની દવા સુદકર નસ્ક રજુ કરે છે. સામસામા જુસ્સાઓથી આબાદી–બરબાદી થઇ રહે છે તરીકત પાળવાનો ઉમંગ કે આળસાઇ થઇ રહે છે; ઉમંગમાં દસ રીતે વધાય તેમ આળસાઇમાં વધુ બુરા અને બુરા થવાય અને જુવાની બરબાદ જાય બુઢાપો તુટેલો ભાંગેલો દુખી સરગરદાન થાય. એમ તેવી તે વ્યકિતની જુવાની–બુઢાં-પણાંનાં ભેદો ઉભા થાય છે, સુખ દુખની હાંસલ અને તે બધાના નતીજા ઉભા થાય છે. આવો કંઇક ભેદ આ ફકરામાંની વીગતોમાંની એક વીગત માટેનો છે. આ ત્રીજા ફકરાની છેલ્લી લીટી તે રજુ કરે છે:

'આઓસ્ચા હુદાઓંઘહો અ઼ૅરશ વીષ્યાતા, નોઇત્ દુજ્દા-ઓંઘહો'=જે બેમાંના ભલા ડહાપણુવાલાએ–પોતાની નાકસીનું ભાન રાખનારે સત્ય પ્રમાણે દાદારની મરજી પ્રમાણે ચાલવાનો નીશ્ચય કર્યો,–બીજા બુરા ઉલટાએ તેમ નહિ કીધું. આ ભેદવાળાં લખાણુની સમજ માટે સુદકર નસ્ક ઉપર કહેલી વીગત રજુ કરે છે.

## ગાથા હા ૩૦–૩ માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો વરશ્ત માન્સર નસ્ક પાને ૩ થી ૬).

આ ફકરામાં ઉપર કહયું છે તેમ સ્રષ્ટી થવાનાં મુળ ઇંડાંની કેફી-અત બતાવી છે. તે મુળમાંજ બે સામસામી ગતી હતી, જે વિષે ઉપરના

લેખમાં બ્યાન છે. આ સામસામી ગતીઓને માટે આ **વરશ્ત માન્સર નસ્ક**ના ચોથા અને પાંચમા ફકરામાં કંઇક તાવીલ છે જે તાવીલ ખુદ પોતેની ઉખ્યાના રૂપમાંજ લખેલી છે. કહે છે કે એકજ શેકમમાં ઇંડાંમાં બે ભાઇઓ '**અમુશ્પંદ**' હતા. તેઓને અમુશ્પંદ કહે છે કેમકે તેઓ સ્તોત યસ્નના અમર પણુ બદલાયલારૂપ અનહુમામાંથી જન્મેલા, જે અનહુમા પોતે અમર છે. તે બેઉ જોડાયલા સાથે જન્મેલા પણ સામસામા છે માટેબી તેઓ બેઉને અમુશ્પંદ કહયા છે. એટલે અહુન-વઇર્યના '**મન્તા**'=ધ્યાનમાં તેમ થવાનો મોકો હતો. અહુનવઇર્યનું થવું અમુશ્પંદનું અમર ગતીનું છે. માટે તે બેઉને માટે અમુશ્પંદ શબ્દ છે જે બતાવે છે કે સામેની ગતી એક રૂઝ અમર જેવી ખોદાપરસ્ત થશે. આમ તે એક શબ્દ અમુસ્પંદમાં મોટો મઅની છે. તે શેદાન=બુરાએ-અહૂથી દુર જનાર હુવીઅતે બુરૂ કરવાનો વિચાર કાઢયો; દાદારની મરજી પ્રમાણે નહિ ચાલવાનો વિચાર જાહેર કીધો. દાદારનો હોકમ એવો હતો કે દરેકે પોતે સુધરીને બીજાને સુધારવા ભોગ આપવો, પોતાની ગવની ગતી તેઓએ બીજા તંગીવાલાઓને આપવી-પણ '**અપાખતરીગાન**'=ને બુરાઇને લગતાઓએ તે ગવની ગતી બીજાઓને આપવા ના કહયું, પણ ગવની ગતીના ગોસ્પંદને પોતાને માટેજ કાપી ખાધું. એમ '**અપાખત-રીગાન**' એટલે રોશનીથી દુર જનારાઓ હવસી-સ્વાર્થીઓ દાદારનો પેવંદ નહિ રાખનારાઓ-દાદારના હોકમ કે બીજાને ગોસ્પંદ આપવું-પોતાની ગવની ગતી બીજાને માટે વાપરવી-પરોપકાર કરવો-નીશકામી થવું તેથી ઉલટા જનારાઓ-તે ગોસ્પંદને પોતાને માટેજ રાખ્યું એટલે સ્વાર્થ શીખવ્યો, ફ્રશો-ગર્દથી ઉલટી વાત કીધી. આવો ભેદ '**વીશ્યાતા નોઇત દુજ્દાઓંઘહો**' (બુરા ઉલટાઓએ ઉલટુંજ કરવાનું-દાદારના હોકમથી દુર જવાનું એટલે પરોપકારી નહિ થવાનું જાહેર કીધું), તેમાં આવે છે. આ **નસ્ક**ના પાંચમા ફકરામાં સામસામી સિફ્તોને ટુંકમાં બતાવી છે તે વિગત **ગાથાના આ ત્રીજા ફકરા**ની છેલ્લી લીટી માટે છે. અને ગાથાના તે ત્રીજા ફકરાની પહેલી લીટીનો ભેદ આ નસ્કના ચોથા ફકરામાં શરૂઆતથી આપેલો છે. અહિંયાં નોંધવું કે આ નસ્કના ચોથા અને પાંચમાં ફકરાઓજ ગાથાના આ ત્રીજા ફકરાને માટે છે, ગાથાના ત્રીજા ફકરામાં **મઇન્યુ પોઉરૂયે**=સર્વર પહેલીવારની મીનો શકિતઓ કહી છે, કે જેને માટે આ **વરશ્ત માન્સર નસ્ક**ના ચોથા ફકરામાં '**અનહુમા**' અને '**અહરમન**' એમ શબ્દો વાપરેલા છે; અને તેઓને **દો અખ**=બે ભાઇઓ કહયા છે અને તેઓને '**અઇવગ અશકોમ**'=

એકજ ગર્ભમાં પાકેલા કહયા છે. આ એક ગર્ભને સ્તોત યસ્નનું ઉતરતું રૂપ નામે **અનહુમા** તરીકે ઇલ્મીઅતમાં ઓળખે છે; અને તે અનહુમામાંની જુઝની શક્તિઓ કે જેઓમાંની એકને ઇલ્મયતમાં તેની શુભ વિચાર શક્તિને લીધે '**હુમત**' તરીકે અને તેની ઉંચી અકકલને લીધે **અઓહંઘહુ** તરીકે અને તેની ખુદ શનાશીને લીધે **તાકુલે-ખુદી** તરીકે ઓળખે છે એટલે ખુદ કોઇજ નથી એમ ભાન રાખનાર તરીકે ઓળખે છે તેને અહિંયાં **અનહુમા** તરીકે લખે છે, જેને આજે '**અઊહુરૂમજદ્દ**' તરીકે વાંચે છે. બીજાને ઇલ્મ્યતમાં '**હુવીઅત**' તરીકે કહે છે એટલે 'હુ'=તે મોટા સાહેબથી 'વી'=દુર જનાર દરવંદ કહે છે જેને માટે અહિયાં **અહુરમન** એટલે '**અહી**'નો ઉલટો જતો દુર જતાં મનનો કહયો છે. આ અહુરમજદ અને અહીરીમનને દાદાર અહુરમજદની સાથે પાછળથી ક્ષ્નૂમનાં જ્ઞાનની ગેરહાજરીમાં ભેલી નાંખવે દીન સામે ગમે તેવા આરોપો આજે મુકાય છે. પણ ખરો-ખુલાસો ઉપર પાને ૫૬ થી ૬૦ ઉપર આપેલો છે જેમાંથી માલમ પડશે કે અહૂ અસુનામાંથી સુન્ય-ભાન વગરની મર્જની હાલત જે અનામાંથ્વાઓ છે સમજની પેલી મેરની છે તેમાંથી એટલે નાચીજમાંથી પહેલી ચીજ જે નીકળી તેને **હુદાઓંઘહો**=ભાન કહે છે કે જેની ઉપર તે અહૂના આશીશ માંથ્ર-સ્પેન્ત પડવે તે '**હુદાસ્તૅમા**'=મહા જ્ઞાની થઈ, જેમાં ત્રગડીઓ છે જે બધું **અદ્દવન**ની હાલતમાં મળેલી દુઇ તરીકે છે, જેનો છેલ્લો આકાર સ્તોત યસ્ન છે, જેના માવતરો ફ્રવષિ માદર અને અહુનવઇર્ય પેદર છે. આ બધું અહૂને મળેલું છે માટે તેને માટે **અઊહુરૂમજદ્દનો અનહુમા**નો આકાર લખે છે. તેમાં '**અન**'=બેશુમાર ગતીઓ છે, જે '**હૂ**'=તે દાદાર સાહેબની છે, જે પછી '**મા**'=થશે-બહાર પડશે. પણ બહાર પડવા લાગી ત્યારે દાદારના હોકમથી તેઓ તે શેકમમાં સામસામી ગતીની થઇને બહાર પડી છે. આવી ઉંડી ફીલસુફીનો ભેદ આ **નસ્ક**ના ચોથા ફ્રકરામાં છે, જે ગાથાના આ ત્રીજા ફ્રકરાના **મઇન્યુ પોઉરૂયે** માટે છે.

પછીથી આ **નસ્ક**ના છઠ્ઠા ફ્રકરામાં ધના-સ્પેનાની વાત છે તે ગાથાના આ ત્રીજા ફ્રકરાને લગતી નથી પણ ગાથાના ચોથા ફ્રકરાને માટે છે તે નોંધવું. આમ ત્યારે સૃષ્ટી થવાનાં મુળ ઇંડાં-મુળ શેકમની જુઝવાળી વીગત-**મઇન્યુ પોઉરૂયે**ની વીગત-ક્રમ-કેફ-ઇઝાફે જે ગાથાના ત્રીજા ફ્રકરામાં છે

તેની ભેદી સમજ દીનકર્દના વરસ્ત માન્સર નસ્કના ચોથા અને પાંચમાં ફ્રકરામાં છે.

## ગાથા હા ૩૦–૩ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે).

**ગાથાના આ ત્રીજા ફ્રકરામાં** ઉપર જોયું તેમ **'મઇન્યુ'**=બે મીનો **'પોઉરૂયે'**=સપ્પર પહેલીવારના **'યેમા'**=જોડમાં નહિ છુટે તેવા સામસામેના જાહેર થયા. તેઓ તે એક મુળમાંથી જાહેર થયા, કે જે મુળ ખુદ તે પરમ સત્ય અહૂની તરફજ વિચારમાં હતું. આવો તે મુળ અનહુમા બગ એટલે તે પરમ સત્યનો પણ તેનાથી દુર ગયલો એક ભાગ હતો કે જેમાંથી તે સામસામી જોડ સપ્પર પહેલી જાહેર થઇ હતી. આવા તે મુળ બગ ભાગની ભેદી વીગત **બગ નસ્કના** અગીઆરમાં ફ્રકરામાં આપેલી છે. આ વીગત ખુદ ભેદમાં છે. ત્યાં **'મેન દવમ–ઇ અઊહરૂમજદ્દ અથવા અનહુમા'** કહેલી છે તેમાં મોટાં ધ્યાનો આવી જાય છે, જેમાંનું એક ધ્યાન આવી રીતે સામસામી જોડ કાઢીને સૃષ્ટી ઉભી કરવાનું છે; કે જેને માટે ગાથાનો આ ત્રીજો ફ્રકરો થયો છે. ત્યાં **હુમાયીગીહ્ ઇ અઊહરૂમજદ્દ** અથવા **અનહુમા** કહી છે તેમાં **સ્તોત યસ્ન, બગ અહુનવઇર્ય, પઓઉર્વ ફ્રવષિ, ખાઓ અફ્રજયમ્ન** વીગેરે કે જેમાંથી આવી સામસામી ગતી નીકળે છે તે બધાનો ભેદ સમાવે છે. આવા બધા ઉંડા ભેદોની ઉપર વિચાર કરીને તે એક અસંત સત્યતાના ઝરા ઉપર બીગુમાન થયા કરીએ તો ઘણી ઉંડી સેતાયસ્ન થઇ શકે છે અને આ ત્રીજા ફ્રકરાના ભેદમાં કંઇક જઇ શકીએ છીએ.

**બગ નસ્ક બીજા, પાંચમા, છઠઠા, દસમા, બારમા, તેરમા, ચૌદમા પંદરમા** ફ્રકરાઓ ગાથાના આ ત્રીજા હાની છેલ્લી લીટીના, પહેલા અરધા ભાગની વીગત બતાવે છે. આ પહેલો અરધો ભાગ તે **'આઓસ્ચા હુદાઓંઘહો એરેશ'**નો છે, જેમાં કહે છે કે તે જોડમાંના તે ભલા ભાગ જે **'હુદાઓંઘહો'**વાળો છે,–પોતાને તે પરમ સત્યતાના **અહૂ** આગળ કુચ બીસાદનો ગણે છે તેણે તે પરમ સત્યતા=**એરેશ**ના હોકમસર ચાલવાનો નીશ્ચય કીધો. આવા નીશ્ચયવાલા ચલણની શું શું વિગતો આવે તે બધાનો કંઇક ખ્યાલ ઉપરના **બગ નસ્કના** આ

ફકરાઓમાંથી મલી શકે, કે જેમાંના બારમા ફકરામાં **ગાથા હા ૩૦-૩** ની છેલ્લી લીટીના છેલ્લા અરધા ભાગવાળા **દુજ્દાઓંઘ્રહોને**=સામી બુરી દાદારને નહિ માનનાર શકિતનાં પરીણામોને **'શેદા'**=બુરાઇઓ તરીકે કહીને તે બુરાઇઓની **'અપાદખ્શાયીનીદન્'**=ગેરબંદેબસ્તીને, ઝુલ્મને અને તેઓથી થતા **'વીમારીનીતન્'**=દુખદરદોને કાપી નાખવા કહી છે. ગાથાના આ ત્રીજા ફકરાની છેલ્લી લીટીના પહેલા ભાગના **'દુદાઓં-ઘ્રહો'**વાલાની મખલુકાત કે જે ખુરશેદથી ચાલી રહે છે તે મખલુકાતને પેલી બુરી જોડથી થયલી બીમારીઓ વળગે છે હેરાન કરે છે આઝુરદે કરે છે માટે ખુરશેદ તે બીમારીઓને તોડયા કરે છે. અને જે કોઇ માણસબી તે બીમારીને પોતાની મકદુર મુજબ તોડે તે માણુસ ખુદ તે ખુરશેદને ખુશહાલ કરે છે—ના, તે ખુરની રોશનીને ભરપુર કરે છે એમ કહેલું છે. આમ તે બેઉ મીનોમાંના ભલા મીનો અને બુરા મીનોના વિચારો જે થયલા તેઓનો વિસ્તીર્ણ ખ્યાલ **બગ નસ્કમાં** આપેલો છે.






અતચા[૬૦] હ્યત[૬૧] તા[૬૨] હેમ[૬૩] મઇન્યૂ[૬૪] જસએતૅમ[૬૫] પઓ-
ઉરૂવીમ,[૬૬] દજદે[૬૭]

ગએમ્યા[૬૮] અજ્યાઇતીમ્યા[૬૯] યથચા[૭૦] અંઘ્હત[૭૧] અપૅમૅમ[૭૨]
અંહુશ;[૭૩]

અચિશ્તો[૭૪] દ્રૅગ્વતાંમ[૭૫] અત[૭૬] અષાઉને[૭૭] વહિશ્તૅમ[૭૮]
મનો.[૭૯]

જ્યારે[૬૧] || તે પ્રમાણે[૬૦] (અહુનવઇર્યની ધારણા પ્રમાણે) || તે બે[૬૨] || મીનોઓ[૬૪] (વહુયો અને અક) || સાથે[૬૩] || મળી શકાય તેટલા મળ્યા,[૬૫] || (ત્યારે) || સર્પપર પહેલી ઉસુલ[૬૬] (બેપણાંની સૃષ્ટીનું મુળ થયું; હાડમંદ સૃષ્ટીનું મુળ જે બેપણાં ઉપર છે તે મુળ થયું). || (તેઓ તે બે મીનો જેઓ મળેલા છે અને ૩૩ અહુ અને રતુ થયા છે તે બે મીનો સ્પેનામીન અને અગ્રમીનના ભેદમાં રજુ થયા. સ્પેનાએ યઝતોને ભલી શકિત તરીકે ચલાવ્યા; અન્ગ્રમાને ધનામીનને બુરી શકિત તરીકે કાઢયો; જે બે સ્પેના અને ધનાએ) || જીવતી હાલત[૬૮] (તનોમંદ દેખીતી હાલત જેમાં જીવ છે તે અને) || જીવ વગરની માટે મૃત્યુ પછીની હાલત જે તે નાશથી મૃત્યુથી આવે છે તે[૬૯] (જે મોક્ષે લઇ જશે તે) || કીધી.[૬૭] || એવી રીતે[૭૦] || આખરી લગી[૭૨] (હાલીહાલના ચોથા કાળના છેડા અને પાંચમાં ભવિષ્યના કાળની શરૂઆત લગી) || નાશવંત જગત, તે માંહેલી તનોમંદ જીંદગી[૭૩] || રહેશે.[૭૧] || અશોઇ સચ્ચાઇથી દુર જનાર બુરાઓની[૭૫] || સઉથા બુરી—અતીષ્ય બુરી[૭૪] || (મનશ્ની છે, જે) || ખરેખર તો આખરે[૭૬] || અષવંના માટેની[૭૭] || ઉત્તમમાં ઉત્તમ ઉત્તમતા લાવે તેમ કામ કરે તેવા[૭૮] || (જે) મનશ્ની[૭૯] (છે તેમાં બદલાશેજ).

**હવે મીલ્સના પોથામાંની પહેલવી સમજ જોઇએ.**

**ગાથા હા ૩૦-૪ ની પહેલી લીટી માટે કહે છે કે:**

'અઇતૂનોક્ જક્ ૪ ફ્રુલા ડુ મીનવદ્ અવો હુમ મહાહ્મંદ્ અવો જક્ ઇ ફ્રતૂમ દહિશ્નો'=આમ ત્યારે તે બે મીનો છુટા છુટા

સપ્પર પહેલી જગત થવા માટે સાથે ચાલી રહયા છે અથવા એમની અર્થ થાય કે તે બે મીનો જુદા જુદા સપ્પર પહેલાજ જગત થવા માટે સાથે ચાલી રહયા છે. આ જગત નાશવંત છે માટે ગયોમર્દનું છે એમ નીચે કહે છે તે જોઇએ.

પછી કાઉંસમાં સમજાવે છે કે ('અઇઘ્ કોલા દો મીનવદ્ અવો ગયોમર્દો મદ્દહોમદ્' એટલે તે બે મીનો દરેક ગયોમર્દ માટે સાથે ચાલ્યા. અહિંયાં ગયોમર્દમાં 'ગએ'=જીંદગીને આપીને જન્મ મરણ થાય તેવી જગત ઉભો કરવાનો ભેદી અર્થ છે. તે બે મીનો 'કોલા'=દરેકે નીસ્તી ઉભી કરવામાં ભાગ આપ્યો છે એમ કહે છે, જેની સમજ ઉપર શરેહમાં છે અને વધુ નીચે આપી છે.)

હવે બીજી લીટીનો અર્થ આમ આપે છે. અહિંયાં જે કાઉંસો છે તેઓ જેમ મીલ્સમાં છે તેમજ છે. કાઉંસમાંનું લખાણુ તેજ લખનારનું હોય યા બીજા કોઇનું હોય કે જેને તેણે સાથે મુકેલું હોય જેમાં વધુ સમજ આપવાનો અર્થ છે: કહે છે કે:—(અમતિક્) પવન્ ઝેનહ્કીહ્ (અઉહરમજદ્ પવન્ હનાકાર્ અઇઘ્ વદશ ઝેનહક્ યખસનુનેન્દ્) વ મૂનીક પવન્ અઝેનહ્કીહ (ગનરાક્ મીનવદ્ પવન્ અઇકાર્ અઇઘ્ વદશ બરા યેક્તેલૂનેન્દ્=(જયારે કે) જીંદગી સાથે જીંદગીથી ભરેલો (અહુરમજદે કાયો કે બનતાં લગી જીંદગીને તેનામાં ટેકવે), (જયારે કે) નહિ જીંદગી સાથે, જીદગીથી ખાલી (ગનાગીને કાયો કે બનતાં લગી તેને મોતવાળો કરે મારી નાખે) 'મૂનીક્ અહ્તૂનો ઝક્ અઇત્ વદ્વલ્ ઝક્ ઇ અકૃહૂન્ હૅન્ અહુવાન્ (અઇઘ્ અનશૂતાક્ ઈ અવારીક્ મદમ ધલ્ યામતૂનેદ્)=જયાં લગી એકમી છેલ્લે હયાતીમાં રહેશે ત્યાં લગી એમ થયા કરશે, (એટલે કે એ હકીકત આખર લગીના માનવને માટેબી લાગુ પડે છે).

પછીની ત્રીજી લીટી માટે કહે છે કે:

'વદ્તૂમીહ્ ઇ દરવંદાન્ (આહરમનો દરવંદાન્ શઇ અવસિહીનિશ્નીહ્ બરા ખહીતૂન્દ્) વ અઇતૂનો ઝક્ ઇ અહુરૂબો પાહ્લૂમ મીનિશ્નીહ્ (અઉહરમજદ્ હામીત્ હુમાઇકીહા') એટલે બુરી કેરદાર દરવંદોની (છે, અહીરીમને દરવંદોની ખરાબી જોઇ છે) અને એવી રીતે અષવોની ઉત્તમ વીચાર શક્તિ, (અહુરમજદ એવી રીતે દરેક ઠેકાણે જોયા કરે છે).

**હવે આ ફકરાની ઉંડી ફીલસુફીનો** ચિતાર જે ઉપર શરેહમાં આપેલો છે તેજ અવસ્તાના "**હમ્ જસએતેમ્**" શબ્દ અને '**દજ્દે**' શબ્દ અને બીજામાં છે તેમ પહેલવી સમજમાં છે તે જોઇએ. પહેલવી સમજમાં પહેલાં '**દહિશ્નો**' શબ્દની ઉકેલ માટે ખાસ ચેતવણી લીધી છે. **દહિશ્નો** શબ્દ જગત માટે છે. જગત હસ્તીનું નહિ પણ નીસ્તીનું છે માટે ગયોમર્દ શબ્દ કાઉંસમાં વાપરેલો છે, **જે ગવ=જીવ** ધારણ કરીને **મેરેત**=મરે તેવું છે તે દેખાડે છે. પછી **સપ્પર પહેલાં** તે બે સામસામી શકિત ચાલી એમ અર્થ લેતા દેખાડે છે કે અગાઉ તેઓ સાથે ચાલેલી નહિ, પણ ગયોમર્દનાં જગત માટેજ ચાલી. અથવા એમ લઇએ કે સપ્પર પહેલી જગતની રચના જે ગયોમરેથનની છે તેને માટે ચાલી એટલે એમ અર્થ થયો કે ગયોમરેથનના વજેથી જુદી જગત રચના જે હસ્તીની હમેશગીની છે તેમાં તેઓ સામેસામી થઇને ચાલેલી નહિ. અને એજ અર્થ **હમ્ જસએતેમ્**થી આવે છે-તે બે સામસામી શકિતઓ જે મલી શકી તે મળીને જગત કીધું તેમાં સામસામી ગતી હતી નહિ. સામસામી ગતીનો અંગ્ર=આઝંગ તેમાં એટલે ભલાઇના નાદમાં હતો. આગળ જોઇશું કે તે આઝંગના નાદને ભલાઇનાં ખેંચાણમાંથી ખેંચવા જે મીનો થયો તેને **અન્ગ્રમીન** કહયો છે. નીસ્તીમાં તે મીનોને **ઘનામીન** કહે છે.

ત્યારે આવી સમજ કહે છે કે તે બે સામસામી શકિતઓ જે ત્રીજા ફકરામાં છે તેઓ કંઇક મલીજ હતી, જેઓએ સાથે મલીને હસ્તીનું જગત કીધુંજ હતું. છતાં તેઓ સાથે બીજો એવો ભાગબી હતો, કે જે સાથે નહિ મલીને છુટો નોખો હતો, જેને '**અન્ગ્ર**'=દુખવાળો કહે છે. પણ હસ્તીના નાદમાં તે હતો માટે ત્યાં તે શાંત ઉંઘમાં હતો. આ '**અન્ગ્ર**' કે જે હસ્તીના બે મળેલા મીનોમાં નથી તેને નોખો કરનાર યઝતને **અન્ગ્રમીન** કહે છે. આવી હકીકત છે માટે તો ત્યાં '**હમ્ જસએતેમ્**' ક્રીયાપદ શકયાર્થમાં અને પરસ્મૈપદમાં છે અને '**દજ્દે**' શબ્દ પુર્ણ ભુત તેમ વર્તમાનમાં અને આત્માનેપદમાંજ છે. અને તેઓની ગુંચને ઉકલવા પહેલવી સાહેબો માંગે છે, માટેજ તેઓએ લખ્યુ છે કે બે સામસામા મીનો હોઇને સપ્પર પહેલાં સાથે ચાલીને ગયોમર્દનું જગત એવું કીધું કે જેમાં જીવ અને નાશ છે, જેમાં સત્યનીજ ફત્તેહ થશે. ત્યારે ગાથાના આ '**હમ્ જસએતેમ્**' અને **દજ્દે** શબ્દના ઉંડા અર્થો છે. '**હમ્ જસએતેમ્**'=ક્રીયાપદ જે શકયાર્થ અને પરસ્મૈપદનો છે તેમ '**દજ્દે**' શબ્દ જે પુર્ણ ભુત કે વર્તમાન આત્માનેપદનો છે તે

ક્રીયાપદોની ગુચવણ પહેલવી સમજતી '**ક્રતુમ્ દહિશ્નો-ઇ-ગઇયોમરે-થન્**' ઉકેલી આપે છે. પહેલવીમાં કહે છે કે દુ મીનોવદ્=બે મીનો જે સામસામા છે, જેને અગાઉ કહયા છે તેઓ '**કુલા**'=છુટા છુટા ગયોમર્દની દહિશ્નો માટે સાથે મલ્યા. એટલે અગાઉ તેઓ છુટા હતા, સામસામે હતા અને સાથે ચાલેલાજ નહિ. પછી '**હમ્ જસએતેમ્**'નાં શક્યાર્થ ક્રીયાપદ પ્રમાણે તે બે મીનોમાંની ગતીઓ સાથે જઇ શકી તે ગઇ. અને તે કઇ રીતે ગઇ તે પરસ્મૈપદથી બતાવે છે કે પોતાના ગુણોથી નહિ પણ દાદારના એટલે પોતાથી જે દુર હતો તેના આશીશોથી તેઓ મલ્યા. તેઓએ મલીને હસ્તી કીધી જે '**દજ્દે**'ના પુર્ણ ભુતથી માલમ પડે છે. તે હસ્તી તેઓએ પોતાનાં મેળવેલાં બળથી-જે બળ દાદારે તેઓને આપેલું છે તેથી કીધી-તે બળને પોતામાંના જેઓ **અક**ના છે-સુધરતા નથી તેઓને સુધારવા માટેના પરમાર્થના અર્થે વાપરીનેજ હસ્તી કીધી. આમ ત્યારે '**દજ્દે**' પુર્ણ ભુત અને આત્માનેપદનો ભેદ ખુલ્લો થાય છે. પણ '**દજ્દે**' શબ્દ તો વર્તમાન આત્માનેપદની બતાવે છે. **અહિંયાં** હવે પહેલવી સમજ મદદે આવે છે. કહે છે કે બે સામસામા મીનો સપ્પર પહેલાંજ સાથે ચાલીને ગઇયોમરેથનની નીસ્તી કર્યા કરે છે-કીધી અને કરી રહે છે, અહિંયાં પહેલવીમાં ક્રીયાપદનું સામાન્યરૂપ આપેલું છે. આ સમજ '**દજ્દે**'ની ભુતકાળ તેમ વર્તમાનકાળ આત્માનેપદની બે રૂપની ગુંચ ઉકેલે છે; તે બે મીનો છુટા છુટા સપ્પર પહેલા જાહેર થઇને સાથે ચાલીને ગયોમરેથનીની દહિશ્નો કીધી અને કરે છે. એટલે હસ્તીમાં બે મીનો સાથે મળેલાજ નહિ, '**હામ્ જસએતેમ્**'ના ભેદમાં આવ્યા નહિ-તેઓ એટલે **અક** જે કંઇ હસ્તીમાં સુધરે નહિ તેને સુધારવા હવે ગઇયોમરેથની દહિશ્નો કીધી એટલે **ગએ**=જીંદગી અને **અજયાઇ**=નહિ જીંદગીનું મોત કીધું. આ મોત ઉભા કરનારને ગનરાક મીનો કહયો જે હસ્તીમાં હતો નહિ. હસ્તીમાં તો સાથે મળેલો પણ નીસ્તીને માટેજ તે જાહેર થયો. હસ્તીનાં **પાચમાં** હાશેમના અસમમાં **અન્ગ્રનું** મુળ હતું જે અહુરમજદની અંદર આકર્ષાયલું હતું. આ અન્ગ્ર માટે ઉપર વાંચી ગયા કે હસ્તીમાં બે મીનો **હમજસએતેમ** થયા-જેટલા મલી શકયા તેટલા મલ્યા. બાકીના નહિ મલ્યા અને ત્યાં બુરી ગતી રહી જેમાં શાંતી હતી નહિ માટે તેમાં દુખનું મુળ હતું-અન્ગ્ર હતો પણ હસ્તીની લીલામાં તે અંગ્ર હોવે ત્યાં તે શાંતીની જરાવારની ઉંઘમાં હતો. આવી અંગ્રને અકને ત્યાં હસ્તીના પાંચમાં અસમમાં રાખેલી હતી. આ અકને અંગ્રને ત્યારે **રવંગ**=હમેશની શાંતી આપવી

રહી. આ અંગ્રને હસ્તીમાંથી કાઢીને નીસ્તીમાં સુધારવા માટે લઇ જવા માટે જે મીનો થયો તેને અંગ્રમીનો કહયો છે. આ અંગ્રમીનો તે અકને નીસ્તીમાં લઇ ગયો એમ પહેલવી સમજમાં કહે છે. આ અંગ્રને ઉભો કરનાર મીનો તો દાદારનો ખાદમ નોકર છે. તે અંગ્રમીન પોતે હવે એક દુતને એવો ઉભો કરશે પોતામાંથી કાઢશે કે જે દુત અંગ્રને નીસ્તીમાં દોરવીને કામ પુર્ણ કરે. ત્યારે હસ્તીમાં રહેલા તે અકને સદગતીએ પુગાડવા તે મીનો કે જેને અંગ્રમીન કહે છે તેને બે કામ કરવાના છેઃ એક તો એ કે તે અકને હસ્તીની ઉપરથી બેદાર કરીને નીસ્તીમાં મોકલવી; બીજી એ કે પોતામાંથી એક દુતને ઉભો કરવો કે જે તે 'અક'ની ઉપર પોતાની તલેસમ નોખી રીતે વાપરે-યઝનો વાપરે તેથી જુદી રીતે વાપરે. એવા ઉભા કીધેલા દુતને માટે અવસ્તામાં 'અંગ્રહે મઇન્યેઉશ' શબ્દ એટલે અંગ્રમીનોની શકિતમાંનો મીનો એટલે ઘનામીન કહયો છે. ઘનામીનને માટે અંગ્રમીનાનું છઠકીનું રૂપ આવે છે. નીસ્તીની જગત જે ગયોમર્દની છે તેને માટે ત્યારે તે બે મીનો સાથે ચાલ્યા, તે જગતને તેઓ સાથે રહીને ચલાવે છે. ત્યારે તે નીસ્તીનું જગત જે થયું અને થઇ રહે છે તેને જીંદગીનું થવા માટે યઝતો છે અને મરણનું કરવા માટે ઘનામીન છે. આમ તેઓ હમ-મદોહોમંદ સાથે ચાલી રહે છે-સાથે ચાલીને કરી રહે છે-ભુતથી હાલ લગીમાં કરી રહે છે-વર્તમાનમાં કરી રહે છે અને કરે છે. અહિંયાં 'હજ્હે'નો વર્તમાનરૂપ લાગુ પડે છે. વળી યઝતો તેમ ઘના બેઉ પોતાનો ભોગ આપીનેજ નીસ્તી કરે છે એમ આત્માનેપદ બતાવે છે. યઝનો તો પોતાની શકિત જે પોતાની વધુ વૃદ્ધિ માટે વાપરવી હતી તેને તેમ નહિ વાપરતાં નીસ્તીને અર્પણ કરે છે. આમ 'આત્માનેપદ'નો પુરૂષાર્થ પરમાર્થ બતાવે છે. ઘનાનો પરમાર્થ કઇ રીતનો આવે? આપણે જોયું છે કે અંગ્રનું મુળ તો હસ્તીના પાંચમાં અસ્મમાં હતું. તે અંગ્રના મુળ તે હસ્તીના પાંચમાં અસ્મમાં દાદારની આણુ હેઠળ હોઇને શાંતી મેળવે તેવું તાત્કાલીક થયલું, દાદારની હાજરીવાળા ખોરેહની તે લીલા હતી. પણ હદ+ઇનસાફથી તે અંગ્રને= દુખને જેને પહેલવીમાં આંઝગ કહે છે તેને રવંઘહુમાં લાવે તોજ ઉસ્તાએ પુગી દાદારના હુવયઓનમાં તે જાય. હસ્તીનાં તે પાંચમાં અસ્મના હમીસ્ત ગેહાનના ભાગમાં તે અંગ્ર છે છતાંબી હસ્તીમાં દાદારની રઓખ્શ છે માટે તે રઓખ્શને લીધે તે શાંત છે. હવે ત્યારે કોઇ મીનો એવો થવો જોઇએ કે જે પોતે તે અંગ્રને ત્યાંથી કાઢીને તેની સાથે પોતે અભડાઇને તેના જેવો થઇ તેને ઉભરાવી તેની બુરાઇને બહાર કઢાવી

ખપાવીને પછી છેલ્લે શીક્ષાનેપાત્ર કરીને તેને ઠેકાણે લાવે. ત્યારે **પાંચમાં** અસ્મમાં એવો મીનો દાદારે કીધેલોજ છે જેને '**અંગ્રમીન**' કહે છે. હવે '**અંગ્રમીન**' કે જે હસ્તીમાં એમ કામ કરવા નેમાયો તે મીનો ખુદ પોતે દાદારની મરજીને આધીનજ થયો, પોતે બદીનાં રણક્ષેત્રનો ભાર લેવા રાજી ખુશીથી થયો, **જેને પાંચમાં અસ્મની લીલા કહે છે.** અંગ્રમીનનું થવું ત્યારે પરમાર્થ છે. પણ આ અંગ્રમીનનો પરમાર્થ દાદારની શકિતની લીલાથીજ છે માટે તે પાંચમું અસ્મ હસ્તીની વાસ્ના સત્યસંગમાંજ છે. પણ હવે નીસ્તી માટે તે અંગ્રમીન એવો થવો જોઇએ કે તે બદીનો સાથી ચોર ડાકુઓનો ડાકુ થઇ બદીને ફોસલાવીને ઇનસાફને તાબે કરાવી ખુદ પોતાને તેમ બદી બેઉને કઝાએ ભલાઇએ પુગાડે.

આવી અંગ્રમીનની ગતી કયારે થાય કે જ્યારે અંગ્રમીન હસ્તીના orb=આકર્ષણમાંથી છુટો થાય ત્યારે. માટે કહે છે કે અંગ્રમીને પોતે એક શકિત નામે ધનામીન કાઢી, જેની સાથે સત્યતાનું મુળ ફ્રવષિ નથી. માટે તે ધનામીન અકનો સરદાર થઇને હસ્તીથી છુટો થઇને યઝતોની સામે ચાલ્યો, યઝતો જે કરે તેને બરહમ મારવા ચાલ્યો. યઝતો ગએ=જીંદગી બનાવે ત્યારે ધના અજયાઇ કરે=જીંદગીને તોડે. યઝતો માનવને જીંદગીવાળા કરે, માનવના પથ્થરોમાં કચરામાં ગવનો જીવવાળો પોતાને દમ ફુકીને તેઓને ચલાવે; ધના તેઓમાંની પથ્થરની ગતી જે જીવથી તે ચાલે છે તેમાંથી હવસો કરાવે-ઉભરાવે અને ઇનસાફને થોકરે મરાવી અસત્ય કરાવે. કુદરતનો ઇનસાફ પછી તે માનવોને તેમ ધનાને બેઉને શીક્ષા કરે. આમ ત્યારે ધના ખુદ પોતે પોતાના અંગ્રમીનના સત્યસંગમાંથી સત્યસંગ વગર ફ્રવષિ વગર બહાર પડે અને ગેતીમાં બુરાઇ ચલાવીને પોતે માર ખાય-એમાંબી એક જાતનો પરમાર્થજ છે. **ધના તો અંગ્રમીનમાં હતો,** અંગ્રમીન તો સ્પેનામીનમાં હતો. પણ ધનાનું છુટું થવું-તેજ મહેનત માટે કામ માટે બહાર પડવું દેખાડે છે કે આખરે તે સુન્યમાં જશે એટલે પોતાનું કામ કરી સ્પેનામાં મળશે. આ બધું ધનાનો પ્રભાવ થયો. ત્યારે ગયોમર્દને માટે બેઉ મીનો સપ્પર પહેલાં છુટા થઇને ચાલીને તે દહિશ્નો=જગતને એવી કીધી, કે જેમાં ગવ= જીંદગી છે તેમ અજયાઇ=નહિ જીંદગી છે. ગવને ભલી શકિતએ કીધી-બાજી બુરીએ કીધી. આખરેબી અચિસ્તો દ્રેગવત કહેતાં બુરો પોતે અષવનમાં જશે. આ બધાનો ભેદ પહેલવીના આ તરજુમા છે તે હવે જોઇ શકાશે, વધુ ફીલસુફી ~~કિમ્મ~~ નીચે આપી છે.

## હા ૩૦-૪ ના શબ્દ અર્થો:

**તા**=તે બેઉ (દવીવચનમાં)

**હેમ**=સાથે

**જસએતેમ**: '**જસ**'=જવું-મળવું-ઉપરથી એ ક્રીયાપદ શકયાર્થ પરસમૈ ૩ જો દવીવચનમાં છે એટલે **જેટલો મળી શકયો તેટલો મળ્યો** એમ અર્થ બતાવે છે. '**વહુયો**' અને '**અક**' એક બીજા સાથે તમામીઅતમાં મળતા નથી પણ પ્રમાણમાં મળે છે એમ કહેવા માંગે છે. અમશાસ્પંદો યઝતો ટુંકમાં ૩૩ અહુ અને ૩૩ રતુ અથવા ૩૩ અમશાસ્પંદીઓ આવી રીતે થઇ છે તેનો ભેદ અહિંયાં છે-બીજો બાકીનો અકનો ભાગ જે '**વહુયો**'માં-બઓદમાં મલતો નથી-મલી શકતો નથી તે ભાગને બઓદના જેવો કરવા હવે આ **હૅમ જસએતૅમ**વાળો ભાગ એટલે ૩૩ અમશાસ્પંદીઓ '**ગએમ**' અને '**અજ્યાઇ**'નો ભેદ શરૂ કરે છે એટલે હાડમંદ સૃષ્ટી શરૂ કરે છે જેની મતલબ ત્યારે તે **અક**ના ભાગને વહયો કરવાની છે. ત્યારે **જસએતૅમ** ક્રીયાપદનો શકયાર્થ આકાર કાંય આવ્યો તેનો ભેદ હવે સમજ પડશે. વળી એ ક્રીયાપદ પરસમૈ-પદનું છે તે બતાવે છે કે '**હૅમ જસએતૅમ**'ની ક્રીયા થઇ તે તે **અક** કે **વહુયો**ની ખુદીથી થઇ નથી પણ તે મોટા સાહેબ અહૂએ **માંથ્ર-સ્પેન્ત**ના આશીશો ઉતારીને કીધી. જે '**અક**'નો ભાગ તે માંથ્ર-સ્પેન્તનો સતકાર કરી શકયો તે **વહુયો**માં મળ્યો. આમ ત્યારે આ પરસ્મૈપદ શકયાર્થ દવીવચનના ક્રીયાપદનો ભેદ ક્ષ્નૂમ વગર સમજાય એમ નથી.

'**દજદે**'=પુર્ણ ભુત-આત્માને-ત્રીજો-દવીવચન તેમ આત્માને પદ-વર્તમાન ૩ જો એકવચન બેઉમાં આવે.

'**દજદે**'નો કર્તા '**હેમ જસએતૅમ**' સાથે મળેલાઓનો નતીજો જે યઝતમાં આવે છે તે છે. ભુતકાળમાં તેઓ બેઉ મલી યઝત થઇને તેઓએ '**દજદે**' કીધું-બજાવ્યું-શું બજાવ્યું? હસ્તી કીધી. પોતે '**અક**'ને સુધારીને બીજાની અકનેબી સુધારીને હસ્તી કીધી. એમ **દજદે** પુર્ણ ભુત આત્માને ત્રીજા દવીવચનમાં આવે. હવે **દજદે** વર્તમાન ત્રીજો દવીવચનમાં કઇ રીતે આવે તેની વીગત આ છે કે આવા યઝતો હસ્તી કરીને તેમાં '**અક**'ને સુધારી રહયા પછી બીજો '**અક**' જે હજુ સુધર્યો નથી તે અકને **વહુ**માં મેળવીને **ગઇયોમરેથી**ની નીસ્તી-ગેતી કરી રહે છે. એમ **દજદે** માટે ક્રીયાપદની બેઉ રૂઢી અર્થસુચક છે; આત્માનેપદ કાંય વપરાયો તેની સમજ પહેલવી તરજુમામાં છે.

**ગએમ**=જીવતી હાલત કરનાર; ગવ જીવ પ્રાણ આત્મા જેને અન્ય ઠેકાણે **બઓઈઘહ** કરીનેબી કહે છે જુઓ **હુદોખ્ત નસ્ક** કે જ્યાં મરવા માટેના શબ્દમાં એનો ઇશારો છે.

**અજ્યાઇતી**: '**અ**' નહિ અને '**જ્યાતી**' '**જી**'=જીવવું ઉપરથી છે એટલે નહિ જીવવું એટલે મૃત્યુ પછીની હાલત. જીવવું એટલે દેખીતી જીવતી હાલત અને પછી જ્યારે તે દેખીતી હાલત નહિ રહે તેને '**અજ્યાઇતી**' કહે છે. આ **અજ્યાઇતા**ની હાલત લાંબે કાળે તનપસીનની મોક્ષની હાલત લાવવાનો સામાન ઉભો કરશે. ત્યારે '**અજ્યાતી**' તે હાલત છે જે જડતાને મારીને ભલાઇમાં બદલશે-મોક્ષ લાવશે. ત્યારે **ગએમ** એટલે જીવ અને **અજ્યાઇતી** એટલે નાશ એમ સાદા અર્થ થાય પણ ક્ષનુમીક ફિલસુફી વગર તેઓની અંદરનો ભેદી અર્ક સમજાતો નથી.

**આ શબ્દો ગએ અને અજ્યાઇતી**ની સમજ માટે થોડી મુળ હકીકતની બાબદો જાણવી જોઇએ, કે જે પછી તેઓની ખરી સમજ આવી શકે. ઉપર જોયું કે '**વહુયો**' અને '**અક**'ની જોડ '**હમજસએત**' થઇ એટલે બની શકે તેટલી મળી. બની શકવામાં દદ+ઇનસાફનો કાયદો આવે છે. ઇનસાફની મદે નજરથી '**વહુયો**' જેને **બઓદ** કહે છે તેમાં '**અક**' જેને **હુવીઅત સાથના રૂવાનો** કહે છે તેઓ મલ્યા જેથી ૩૩ **અહુ**+૩૩ રતુઓ થયા. આ બધાને ટુંકમાં **યઝત** કહે છે. આ બધાઓના રૂવાનને અહૂએ જોર આપ્યું જેથી તેઓ પરમાર્થી-બન્યા-જ્ઞાની બન્યા. તેઓએ જાણ્યું કે બીજી **અક** કહેતાં **હુવીઅતના બીજાં રૂવાનોને** હમારી કાની પાર પાડવાનાં છે. તેઓએ દાદારના હોકમથી પોતાનાં રૂવાનની શકિતથી પરમાર્થ કહેતાં અષને જોરે '**દજ્દે**' કીધું=રચ્યુ. શું 'રચ્યુ'? બીજાઓને માટે હસ્તીની હયાતી રચી કે જેમાં તે બીજાઓ પાર પડે. પછી તે બીજાઓ કે જેઓ હુવીઅતનાં રૂવાનો હતાં, જેઓને '**દએવ વીદાતુ**' સાથનાં રૂવાનો કહે છે તેઓને તે યઝતોએ '**દસેમે**'ને કાયદે 'ચલાવ્યા.' એટલે દરેક રૂવાનના દસ ભાગો કીધા જેમાંના '**નવ**' **અક** વગરના થઇ ગયા અને છેલ્લા દસમા ભાગમાં **અક**નો કચરો **રએથ્વ** આવી ચઢયો. આ સુધરેલા નવ ભાગોને જોડીને ગવ-ચિથ્ર નામનું શુધ્ધ પરમાર્થી રૂવાન કીધું. એમ ગવ-ચિથ્રના પહેલે નમ્બરનાં રૂવાનો થયાં. પછી પેલા ૧/૧૦ ના ભાગને ફરીથી દસ ભાગે વહેંચીને તેમાંના નવ ભાગને વધુ શુદ્ધ કરીને એક કરીને બીજે નમ્બરના ગવ-ચિથ્રનાં રૂવાનો કીધાં. પણ છેલો ૧/૧૦ ભાગ એટલે અસલનો ૧/૧૦૦ ભાગ તો પછી **દસેમેને** કાયદે હસ્તીમાં તાબે આવ્યો નહિ કેમકે તે

૧/૧૦૦ ભાગે યઝતોની ગતી જેને આદર યઝત કહે છે તેનો અંગીકાર કીધો; પણ પોતાના અકના કચરાની એઓવાળી અઝીની ગતી જેને ત્રણ મોઢાંનો અઝી દેહાક કહે છે તેનુંજ માન્યું. ઉપરનાં રૂવાનો જેઓ એ મરતબે ૧/૧૦ ને કાયદે વહેંચાયાં તેઓ તો યઝતોમાંના આદર યઝતથી પ્રેરાયા હતા. પહેલે જયારે એક રૂવાનના દસ ભાગો થયા ત્યારે તે રૂવાન યઝતોમાંના આદર યઝતથી પ્રેરાઇને દસ ભાગે છુટું થયું. નવ ભાગમાં આદર યઝતની આણુ રહી. પણ દસમા ભાગમાં તે અક આવી ચઢી. અઝીની ગતી જે તે અકમાં હતી તેણે આદર યઝતનું નહિ માન્યું. પણ પછીથી આદર યઝતે તે ૧/૧૦ ના અઝીને દબરાવ્યો જેથી તે ૧/૧૦ માં તે અઝી દબ્યો અને ૧/૧૦ ને આદર યઝતે પોતાની આણુમાં લઇને તેના દસ ભાગ કરીને નવ ભાગોને ઉપર કહયું તેમ સુધાર્યો- પછી તે જે દસમો ભાગ રહયો કે જે અસલનો ૧/૧૦૦ થયો તેમાં અઝીનું જોર પાછું ઉભરયું, જે અઝીએ આદર યઝતની ગતીને તરછોડી. આદર યઝત એટલે યઝતોની શકિત તે ૧/૧૦૦ ને દસેમેને કાયદે સુધારી શકી નહિ. આવી ૧/૧૦૦ ની અકનાં રૂવાનો હવે હસ્તીમાં ત્રણ મોઢાંના અઝીની આણુમાંજ રહયા જેઓ આદર યઝતને પાસે આવવા દેતા નહિ. આવા રૂવાનોની સદગતી કરવા એટલે તે રૂવાનોને સમજાવી મનાવવા અહુનવઇર્યમાં જુદોજ **મન્તા** = પ્લાન હતો. હસ્તીનાં સાત અસ્મો છે જેઓમાં **હુવયઓન** અને **હુમીશ્ત ગેહાન** નામના ભાગો સામાન્ય રીતે છે. પણ **છઠઠાં ગરોન્માનનાં અસ્મને કુલ્યાતી રીતે હુવયઓન કહે છે અને છઠઠાંની orb માં કાબુમાંજ રહેલાં પાંચમાં અસ્મને કુલ્યાતી રીતે હુમીશ્ત ગેહાન કહે છે.** છઠ્ઠું હસ્તીનું અસ્મ અહુરમજદનું એટલે વૃદ્ધી કરનાર મીનો સરદાર સ્પેનામીનનું છે. આ સ્પેનામીને પોતાની orb માં પોતાના દબ્વારમાં તે પાંચમાં અસ્મને લીધું; પછી પોતે પોતામાંથી એક શકિત મીનોરૂપની કાઢી. આવી પોતાની આણુ હેઠળની યઝતી શકિતને તેવણે પછી તે પાંચમાં અસ્મમાં મુકી અને તેને '**અક**' બુરાઇની ગતી જે કંઇ ઘણીજ જબુન હોય તેને ખેંચવાનું, આકર્ષવાનું જોમ આપ્યું. આવા મીનોને અંગ્રમીન કહે છે એટલે અંગ્ર=દુખને ઉભાવીને ચલાવનાર મીનો કહે છે. આમ સ્પેનામીન અને અંગ્રમીનની શકિત તે અસલ '**હેમ જસએત**'ના મળેલાઓમાંથી મુકરર થઇ. હવે આ જોડ પેલી ૧/૧૦૦ ના અઝીના તાબાના રૂવાનોને **દસેમેના** સીદ્ધાંતથી ચલાવીને આઝાદ કરશે. સ્પેનામીને હવે પોતાના યઝતોને પાયુ-થ્વોરેશ્તારના વર્ગમાં લાવીને નીસ્તીની રચના શરૂ કરાવી.

અંગ્રમીને હવે પેલા ૧/૧૦૦ના રૂવાનો જેઓ હસ્તીમાં ત્રણુ મોઢાના અઝીના કહયાસરના છે તેઓને તાબે કરીને દસેમેની હીકમતમાં ચલાવવાનું સોંપ્યું. આ અંગ્રમીને તેઓની અઝી સુદ્ધા તેઓને પોતાની સમજાવટમાં લીધા. તેઓને ગીનો કરકોની તરફ મોકલ્યા. અંગ્રમીને આ બધા રૂવાનોને ગીનો કરકો તરફ પેલા પાયુ થ્વેરેશ્તાર યઝતોની મારફતે મોકલ્યા, જયાં આગળના ઝરેહોમાં તેઓએ પોતાની અકની ખાસીઅત જોઇ, જયાં આગળના ઝરેહ વોઉરૂ કષમાં તેઓની તે 'અક' બહાર પડી. પછી તે રૂવાનો સ્પેનાનીનને તાબે થયાં. આમ અંગ્રમીને પોતાનો **એક પાઠ ભજવ્યો.** સ્પેનામીને હવે પોતાનો **પાઠ ભજવીને** તેઓને ઉપર કહયું છે તેમ દસેમેને કાયદે વહેંચ્યાં અને તેઓને માટે **દહિશ્નો=નીસ્તીનું જગત કીધું.** સ્પેનામીને તે બધું કામ '**ગએમ**'ના ઉમેરાથી કીધું. ગયોમરેથનની દહિશ્નોનેબી **ગએમ**ના ઉમેરાથી કીધી અને તે રૂવાનની અકના કચરામાં **ગએમ** ઉમેરીને તે રૂવાનનું તન કરીને તે દહિશ્નોમાં તે તનોમંદ રૂવાનને મોકલ્યું. આમ બેઉ શકિતઓએ-સ્પેનામીન અને અંગ્રમીને પોતાને મળેલા દાદારે આપેલા માંથ્રસ્પેન્તથી કીધું, જેઓને એટલા માટે નીસ્તીના જગતની ઉસુલ કહે છે. પોતાને જે કંઇ પોતાની વૃદ્ધિમાટે મળેલું તે બધું તેઓએ આ બીજાઓની વૃદ્ધિમાં વાપર્યું એમ પોતાનો આત્મભોગ આપ્યો માટે '**દજદે**' શબ્દ આત્માનેપદનો વાપરેલો છે. **દજદે** એટલે તેઓએ પોતાના આત્મબળ આત્મભોગથી રચ્યું. એવી રીતે નીસ્તીની સૃષ્ટી થઇ અને તે સૃષ્ટી માટે તનોમંદ રૂવાનોની વ્યકિત ઉભી થતી આવી. આ બધામાં તે બેઉ સ્પેના તેમ અંગ્રનો ભાગ આવ્યો. અંગ્રમીને તો સીરફ તેઓને કે જેઓ ૧/૧૦૦ના હતા-ત્રણુ મોઢાના અઝીને તાબેના હતા, તેઓને પોતાની સમજાવટથી તાબે કરીને નીસ્તીમાં મોકલ્યા કે જયાંથી તેઓએ પોતાની એબ જોઇ. પણુ એવી નીસ્તીની રચનાનો ભેદ કરનાર દેખાડનાર સ્પેનામીનની **ગએમ** હતી. ત્યારે સ્પેનામીને ગએમ આપીને રૂવાનોને સૃષ્ટીમાં ચલાવ્યા. તેઓની અક જે પથરારૂપ હતી તેમાં ગએમને ઉમેરી. ત્યારે તે તન જો કે જીવતું છે પણુ તેમાં અકના પથ્થરની સખતાઇ કહેતાં બુરાઇ-હવસોના બીયાં ગુપ્ત છે. જયાં લગી આવી બદી તે તનમાં છે ત્યાં લગી તે તનની મુકિત થાય નહિ. હવે ત્યારે આ તનના તે પથ્થરની જમીનને-તેનાં હવસી મુળને ઉભરાવીને-ખપાવીને નરમ કરવાનું રહયું, કે-જે નરમ કીધેલી ગતી પછી વહુચોની થાય. આ કામને બજાવવાનો બોજો હવે અંગ્રમીન ઉપર આવી પડયો, અંગ્રમીનજ તેને પુરો પડે એમ હતું. અંગ્રમીનોએ

પોતામાંથી એક શકિત કાઢી કે જેમાં શકિત અપાર હતી. ચાર ગાહામ્બારો લગીના ભેદને પુગવાની શકિત હતી, પણ સત્ય તેમાં હતું નહિ એટલે પાંચમા ગાહામ્બારની ખબર-ખરૂં આપ લે કરવાની ખબર તેને હતી નહિ. ટુંકમાં ફ્રવષિનો ભેદ તેમાં હતો નહિ. આવી શકિતને **ઘનામીન** કહે છે. આ ઘનામીન ત્યારે બુરી શકિત થઇ જે પેલા **'હુમ જસએત'**નાં યઝતો પાયુ-ઝ્વોરેશ્તારો જેઓ સ્પેનામીનની આણમાં છે તેઓની એટલે ભલી શકિતઓની સામેની છતાંબી તેઓના બનાવેલા તનોમંદ કાયામાં કામ કરે અને તેઓનાં કામને કોઇબી રીતે પાર ઉતારે તેવી વજેની છે, માટે તે બુરી શકિતને તેઓની સાથે ચાલતી ચીતારી છે. ત્યારે ઘનામીનની બુરી શકિતએ યઝતોની માનવને બનાવવાની કારીગરીનું સારથક કરવામાં અમુક રીતે પોતાનો ભાવ આપ્યો. આ ભાવ જે ઘનામીન ભજવે છે તેને અહિંયાં **'અજયાઇ'** તરીકે કહેલો છે. યઝતોએ જે ભાવ ભજવ્યો તેને **'ગએમ'** તરીકે કહયો છે. યઝતોએ **અકના** પથ્થરમાં **ગએમ** મુકયો, તેને જીવતાં તનરૂપનો એવો કીધો કે તે તનમાં પથ્થરની ખાસીઅતોનાં બીયાંઓ બરાબર થઇ રહયાં. જયાં લગી આ પથ્થરનાં બીયાં છે ત્યાં લગી તે વ્યકિતની મુકિત નથી. માટે હવે ઘનાની હીકમતની જરૂર થઇ. ઘનાએ તે તનમાં જઇ તે પથ્થરની જાતમાંના તનમાંના બીયાંને ખીલવીને હવસનું ઝાડ કીધું. એમ હવસી તનની હવસી જાતને ઉભરાવીને ગુનાહો કરાવીને ગુનાહોમાં પુર્ણ કીધું. ઇનસાફે પછી તેને શીક્ષા કીધી. ઇનસાફે તે તનનું મૃત્યુ કીધું. એમ ઘનાએ મૃત્યુ કરાવ્યું. ત્યારે અહિંયાં **ગએમ**=જીવને યઝતોએ ભલી શકિતએ આપ્યો, અને બુરી શકિત જે ઘનામીનની છે તેણે તે **ગએમ**ને તનમાંથી બહાર ખેંચીને **'અજયાઇ'**=જીવ વગરનું તે તન કીધું. આમ બે શકિતઓ સામસામેની હોઇને એક એકનું કામ રદ કરે છે, જેમાં તે **'અક'**નું સારથક છે. યઝતો જીવ આપે છે, ઘના જીવને લઇ લે છે. પછી તેજ જીવને લઇને વધુ ઉંચ ભાવે કરીને યઝતો તેમાંથી પાછું તન કરે છે-ઘના તેના પથ્થરની બુરાઇ જે કંઇ રહી હોય તેને ઉભરાવી પાપો કરાવી પાછો તે જીવને બહાર કઢાવે એમ મામલો ઉભો કરે છે. જેમ જેમ તે પથ્થરની ગતીનાં તનમાંથી ગુનાહો ઉભરાઇ રહે છે તેમ તેમ તે પથ્થરની બુરાઇ ઓછી થતી રહે છે, અને આખરે તે પથ્થર મોમ જેવો ભલો થઇને **તન પસીને** પુગશે. ત્યારે યઝત **ગએમ** આપે, બુરી શકિત ઘના **ગએમ**ને બહાર કાઢે એટલે પથ્થરને **અજયાઇ**નો જીવ વગરનો કરે. પથ્થર ઉપર **અજયાઇ**નું પાણી પડવે પથ્થર મોમ જેવો થાય-ભલાઇમાં

બદલાય. ત્યારે **ગએમ**=જીવ તે પથ્થરને જીવતો કરે છે-દવસોને ઉભાવે તેવો કરે છે, પણ '**અજયાઇ**'=તે પથ્થરનો દમરો કાઢીને તેને મોમ કરી મોક્ષે લઇ જાય છે, જેથી તે પથ્થર ઉપર ઇનસાફ કામ કરે છે તેમ તે પથ્થરની કાયાને ઉભરાવનાર ધનાના ઉપરબી ઇનસાફ કામ કરે છે. તે ઇનસાફ તે ધનાનેબી પીગલાવે છે. ઇનસાફની ગતી દએનમાં છે. દએનનો સાહેબ જરથુશ્ત્ર છે. માટે ઇનસાફનો સાહેબ જરથુશ્ત્ર થયો. માટેજ અપી યસ્તમાં ધનામીન કહે છે કે મને યઝતો મારી શકતા નથી પણ મને જરથુશ્ત્ર મારે છે. જેમ જેમ તે અકનો પથ્થર મરતો જઇ તન પસીને પુગીને ફ્રશો-ગર્દ કરશે એટલે ફ્રશો-ગર્દ વખતે તે પથ્થર સુધરી રહેશે. એમ '**અજયાઇ**'=આખરે ફ્રશો-ગર્દ લાવશે તેમ સાથેસાથ **અજયાઇ**નો કર્તા ધનામીનબી તદ્દન પીગલી જઇને નશ્ત થઇને અંગ્રમીનમાં જઇને પછી સ્પેનામાંનમાં જશે. એમ ત્યારે **ગએમ**=જીંદગી અને **અજયાઇતી**=નહિ જીંદગી જે મોક્ષ લાવશે તેનો ઉંડો અર્થ છે.

**યથચા**=એવી રીતે.

**અંઘહુત**=થશે આવશે.

**અપેમમ્**=છેડો (અકનો છેડો જે **વહુયો**માં બદલાશે તે, એટલે અક પોતે **વહુયો** થશે એટલે કુલ્યાતી **ફ્રશો-ગર્દ**નો જમાનો). યઝતોએ તો **યવએચ**ના સાત કાળના **પહેલા પરા**=ભુતના ભુતકાળમાંજ ફ્રશો-ગર્દ કીધો. પણ જેઓ તે **પરા**ના કાળમાં ઉપર ફ્રશો-ગર્દ કરી શકયા તેઓ **તરેના બીજા કાળમાં** ભુતકાળમાં **બુનદહેશનના બીજા કાળ**માં બીજા જેઓ ફ્રશો-ગર્દ પુગ્યા નથી તેઓનો **ફ્રશો-ગર્દ** કરાવવા માંડયો. આ **તરે**ના કાળવાળાએ પછી **પરા**ના કાળવાળા સાથે જોડાઇને બીજા **અક**વાળાનો ફ્રશો-ગર્દ કરવાનું શરૂ કીધું, જેઓ **આઓંઘહુઇર્ય**ના ત્રીજા કાળમાં એટલે હાલના કાળમાં **ફ્રશો-ગર્દ** તરફ જઇ રહે છે, **જેઓને અરદાફ્રવષમાં જતાં રૂવાનો** કહે છે. આવાઓમાંના જે રૂહોમાં **અક** હતો, તેઓને માટે ઉપરના બધાઓએ **આ** ફકરામાં કહે છે તેમ **ગએમ** અને **અજયાઇતી** કીધી છે, જેઓ ચોથા **હાલી** હાલના **દએહોઇશત** કાળમાં સુધરી રહીને જયારે એ કાળનો છેડો આવશે-**અપેમ** આવશે, ત્યારે પછીથી પાંચમો **ભવિષ્યનો કાળ નામે અપેમેમ**નો કાળ **થશે**, જેમાં આ બધા રૂહોનો ફ્રશો-ગર્દ **થશે**. ત્યારે '**અપેમેમ**' **એટલે** છેડા લગી **એટલે હાલી**હાલના કાળના **છેડા લગી કે જે પછીથી ફ્રશો-ગર્દ કુલ્યાતી થશે** ત્યાં લગી બધો **અક**

પોતે **વહુયોમાં** મળશે. ત્યારે '**અપેમેમ્**'માં આવો કાળનો ઉંડો **અર્થ** છે. **અપેમ્**નો અર્થ **આખરે** કહે છે તે ખરો છે. આ **આખર** હાલી હાલના કાળ માટે છે. સૃષ્ટી **યવએચ**ના સાત ઝરવાને અકરનેના કાળ-માંથી થઇને આખરે જ્યારે સાતમો ગએબાનનો કાળ નામે '**અપરેતેમો**'નો કાળ આવશે ત્યારે ફ્રવષિરૂપ થઇને અહૂમાં મળશે. એમ તે અહૂમાંથી **યવએચો** નીકલ્યાજ કરે છે. અગણીત **યવએચો** નીકલી ગયા અને અગણીત નીકળશે. **અપેમ્**નો આવો ભેદી અર્થ છે.

'**અંઘહુશ્એ**'=નીસ્તી ગેતીનું જગત જેને પહેલવીમાં **ગયોમરેથ્ન દહિશ્નો** કહે છે તે, જે **ગવ**=જીવ પામીને **મરેથન** નસ્ત પામીને વધુ ભલાઇમાં ઉગશે તે, જેને સ્પેનામીને **પાચુ-થ્વોરેશ્તાર** મારફતે પોતાના આત્મભોગે બંધાવ્યું છે તે, અને તે માંહેલી તનોમંદ વસ્તી.

**અચિશ્તો**=બુરામાં બુરો '**અક**': '**અક**'નું અતીષ્યારથીક રૂપ છે.

'**દ્રૅગ્વતાંમ્**' એટલે બુરાઓ-અષોઇથી દુર જતાઓના.

**અષાઉને**=અષવનને માટે એટલે અશોતન-કેહ્પ કે જેમાં '**અક**' લગભગ '**વહુ**' થયો છે અને હવે તદનજ '**વહુ**' થશે તેની હાલત થવાને માટે (સરજાયો છે).

**વહિશ્તૅમ્ મનો**=મન જે બહમન જેવી વતણુક પુર્ણ રીતે સર-સમાં સરસ રીતે બજાવશે-મુસ્તસલાએ સેતુમ કરશો-ગદને છેડે જશે તે

'**પઍાઉરૂવીમ્**'=સપ્પર પહેલું મુળ source. આ શબ્દ '**પઓ-ઉર્વ્ય**'નો પહેલી એકવચન તરીકે લેવા હમોએ દરૂસ્ત ધાર્યુ છે. એ શબ્દને સામાન્ય નામ નાન્યતર જાતી તરીકે કાંગાજીએ પોતાની દીક્ષ-નરીમાં આપ્યું છે (જુઓ પાને ૩૧૨; **પઓઉર્વ્ય** શબ્દ માટેનો ખ; નો અર્થ) આ શબ્દ '**પર,**' **પરા**=ભુતકાળ ઉપરથી એટલે ભુતકાળના બનાવ ઉપરથી થયલો કહેવાય. '**પઓઇરય**' શબ્દથી આવે છે જે મોટે ભાગે એમનો એમ યા વિભક્તિ રૂપમાં આવીને ક્રીયાવિશેશણ અવ્યય તરીકે 'પહેલીવાર' એમ અર્થ કરતો દેખાય છે. તેમ વળી વીશેશણ તરીકેની દેખાય છે જેમકે '**પઍાઇર્યેહેચ મયજદહે**'=સપ્પર પહેલી મ્યઝદનો. **પઓઉરવીમ્**નો અર્થ પહેલી ઉસુલ જોડ જે સ્પેના અંગ્રની છે તેમ લેવાની સમજ હમુને પહેલવી વ્યાખ્યા ઉપરથી અને ક્ષનૂમની હકીકતની ઉપરથી આવી છે. આ સમજને વ્યાકરણને કાયદેથી ટેકો મળે છે તે જોઇએ. આ ફકરામાં '**જસએતેમ**' અને '**દજ્દે**' એવા બે ક્રીયાપદો વપરાયા છે. આ બેઉના કરતા તરીકે આજે બધાજ વીદવાનો '**મઇન્યૂ**'

શબ્દને લે છે. પણ નોંધવું કે **જસએતેમ** શબ્દ પરસમૈપદનો છે જ્યારે **દજ્દે** શબ્દ આત્માને પદનો છે. '**મઇન્યૂ**' એટલે બે મીનો દવીવચનમાં છે અને ઉપરના **જસએતેમ** અને **દજ્દે** ક્રીયાપદોબી દવીવચનનાજ છે. પણ મુળ વીચાર કરવાનું એ છે કે તે બેઉ ક્રીયાપદોના પદ જુદા કાંય આવ્યા હશે. માટે '**મઇન્યૂ**' શબ્દ જે બેઉ ક્રીયાપદ માટે આપેલો છે તેનામાં કંઇ ભેદ હોવો જોઇએ. '**હેમ જસએતેમ**' સાથે જ્યારે '**મઇન્યૂ**' આવે ત્યારે '**મઇન્યૂ**' પરસમૈપદનો ભેદ બતાવે અને '**દજ્દે**'ની સાથે **મઇન્યુ** આવે ત્યારે આત્માને પદનો ભેદ બતાવે. આ ભેદને સમજવા અંદરની હકીકતી બાબદ જાણવી જોઇએ. આ હકીકતી બાબદની રૂપરેખા પહેલવી સમજ પુરી પાડે છે. પહેલવી સમજ કહે છે કે '**કુલા દુ મીનવદ્ અવો હમ મદોહોમંદ્**'=તે બે મીનો કુલા છુટા છુટા દરેક સાથે કામ કરવા ચાલ્યા. હકીકતી જ્ઞાન કહે છે કે નીસ્તીની રચનામાંજ બે સામસામી મીનો નામે સ્પેના અને ઘના સાથે જાય; હસ્તીની રચનામાં તેમ હોય નહિ. અને પહેલવી સમજણી એમજ કહે છે કે '**દહિશ્નો ગઇયોમરેથ્ન**' માટે તે બે મીનો છુટા ચાલીને તેનો વ્યવહાર કરે છે. ત્યારે એમ થયું કે '**બે મીનો**'ને દાદારે પોતાની ગીરોથી આશીશ આપીને મેળવ્યા ત્યારેજ તેઓ મળી શકયા છે. માટેજ '**હેમ–જસએતેમ**'નો શકયાર્થ અને પરસમૈ આકાર આપ્યો છે. પારકુ બીજું જે દાદાર છે તેના આશીશથીજ તેઓ મલી શકયા અને તેઓ એમ શકિતવાન આશીશવાળા થયા. પછી નોખા થઇને તે બે ગીનો ચાલ્યા અને પોતાના આત્મીક બળથી આત્મભોગથી રૂવાનીક બગ અને ભોગથી નાશવંત જગતને રચીને ચલાવી. આમ કરનાર સ્પેનાગીન અને અંગ્રમીનની જોડ હતી એમ હકીકત કહે છે જે ત્યારે ઉસુલ જોડ જે નીસ્તી થવા માટે ધારી છે તે છે, જે પોતાની ગીરોથી સૃષ્ટીને કરે છે. ત્યારે **પઓઉરવીમ**' શબ્દ ઉસુલ જોડને માટેનો અર્થ રાખે છે અને પોતાની ગીરોથીજ તે નીસ્તી કરે છે જે '**દજ્દે**'નો આત્માને પદ બતાવે છે. એમ ત્યારે **પઓઉરવીમ** શબ્દનો અર્થ તે મઇન્યુની થયલી નીસ્તી માટેની ઉસુલ જોડ તરીકે લેવામાં અર્થ છે એમ કોઇબી જોઇ શકશે.

વળી આ ઉપરથી બીજી હકીકતી જ્ઞાનનું બીંદુ જાહેર થાય છે. ક્ષ્નુમનું મુબારક હકીકતી જ્ઞાન કહે છે કે અહૂએ બાઓ અક્રજયમ્ન જે **હુદાઓંઘહુ** છે ભાનવાળો છે તેને પોતાના અસુનાના સુન્ય ગતીના દરયાવમાંથી એવો કાઢયો કે તેનો વિસ્તાર **યવએચ** લગીનો થાય–સાત ઝરવાને અકરનેનો થાય, જેમાં આતશનું તેઝ સાત ઝરવાન લગી પુગે તેવું હોય,

જે આતશને **આતશે-શેદાન** કહે, જેના તેઝને કાઢવાની કુદરતને **નીરૂ** કહે. આમ **ખાઓ અક્રજયમ્નનો** વિસ્તાર એવો કાઢયો કે જેથીજ **યવએચનો વખત** હતો, જેમાંજ કામ કરનાર **કુદરતનો ચેરાઘ આતશ** છેક સાત ઝરવાન લગી બળે તેવો હતો. આવા વિસ્તાર ઉપર અહૂએ આવીને પોતાનો વર્ય હોકમ કાઢીને બગાનો કીધા જેથી ક્રવષિ અહુનવર્ય થયા. આ ક્રવષિ અને અહુનવર્યના બગો તે ખાઓ અક્ર-જયમ્ન ઉપર જન્મીને તે ખાઓના આતશની કુદરતનો ચેરાઘ રાખનાર થઇને અહુનવર્યની ઉપર મનન કરીને પોતે બેઉ નરનારી તરીકે રહીને **'સ્તઓત યસ્ન'**નો ગર્ભ પોતે એવો કીધો કે જે ગર્ભ તેઓ કરતાંબી સવાયો હોય. આ સ્તઓત યસ્ન ત્યારે તે ક્રવષિ અને બગ અહુનવર્યને અને પેલા કુદરતના ચેરાઘને અને પેલી ખાઓ અક્રજયમ્નને કે જે **યવએચ** જેટલો છે તેને મલી ગયો. **આ બધા મળેલાઓને અહૂનું વસ્ત્ર શ્યાવ કહે છે.** પછી અહૂએ હોકમ કીધો કે આ સ્તોત યસ્ન દુઇની જગત થવા માટેનું ઇંડુ થાય એટલે આ સ્તોત યસ્નમાં એવી રચના અને ફેરફાર થાય કે તેમાંથી સૃષ્ટી થવા માટેની સામસામી જોડ નીકલે. ત્યારે આ સ્તોત યસ્ન જે સૃષ્ટીના ઇંડાં તરીકે છે તે ઉપર કહેલી ઉસુલ સ્તોત યસ્નનો ઉતરતો ભાગ થયો, જેને અનહુમા કહે છે જેમાંથી જે જોડ નીકલી તેનું બ્યાન ત્રીજા ફકરામાં છે. આ જોડને હુમત અને હુવીઅત કહે છે. એક આ જોડનો એક આ હુમત તો **'વહૂયો'** થયો-પોતાના માવતર અનહુમા કરતાંબી ચઢયો એટલે ઉસુલ સ્તોત યસ્ન જે તે ઉસુલ કુદરત નામે **નીરૂ ખદાત**ના ચેરાઘ આતશે શેદાનને અને ક્રવષિને અને બગ અહુનવરને મળેલો છે જે અહુનું વસ્ત્ર છે તેવો થયો. આ જોડમાંનો બીજો **'અક'** હતો. આ જોડ સપ્પર પહેલી થઇ. આ જોડ ત્યારે ત્રીજા ફકરાની છે. પછી ચોથા ફકરામાં કહે છે આ જોડ જે એમની એમ મલી નહિ તેની ઉપર જયારે અહૂએ પોતે માંથ્ર-સ્પેન્તના આશીશો નાંખ્યા ત્યારેજ તેઓ **'હુમ-જસએતેમ'**=જેટલા બને તેટલા મળી શકયા. એટલે તે જોડમાંની **અક**નો જેટલો ભાગ માંથ્ર સ્પેન્તના આશીશો લઇ શકયો તેટલો ભાગ તે **વહુયો**ને મલી શકયો. પણ **અક**નો બીજો ભાગ જેણે માંથ્ર-સ્પેન્ત લીધો નહિ તે **અક** વહયોને મલી શકયો નહિ. ત્યારે તે બીજા નહિ મળેલા અકને સુધારવા એટલે તે વહયોમાં મેળવવા માટે પછી બીજી જોડ પેલા **હુમ-જસએતેમ**વાળા મળેલાઓમાંથી એટલે **સ્પેનામીન**માંથી થઇ. **હુમ-જસએતેમ**ના યઝતો સ્પેનામીન તરીકે થયા એટલે અક જે સુધરતી નથી તેના સુધારનાર તરીકેના થયા. આ **'અક'**ને સુધારવા એમ ત્યારે

પછીથી તે સાહેબે તે સ્પેનામીનમાંથી એક ભાગને—એક મીનોને—એક શકિતને કાઢી. ત્યારે મુળ ભાગ તો સ્પેનામીનજ રહયો પણ તેમાંથી બીજો એક ભાગ એક શકિત નીકળી જે ભાગને—જે શકિતને—જે મીનોને તે અકની બુરાઇ અન્ગ્રને ખીલવી કાઢવાનું કામ સોંપ્યું. અકની અંગ્રને એટલે બુરાઇનાં દુખને ખીલવી કાઢનાર આ મીનોને અંગ્રમીન કહે છે. આમ ત્યારે સ્પેનામીનમાંથી એક ભાગ અંગ્રમીન તરીકે થયો. અને બાકીનો સ્પેનામીનનો ભાગ પછી અંગ્રમીનનાં કામથી જે કંઇ સુધરતું આવે તેને આખેત કરીને છેક વહયો લગી લઇ જનાર તરીકે થયો. ત્યારે સ્પેનામીન અને અંગ્રમીનની જોડ તો જે 'અક' પોતે હુમ-જસ-એતેમના ભેદમાં નહિ આવી—અહૂના આશીશોને નહિ લઇ શકી તેને દજદેના શબ્દમાંના આત્મીક ગતીનાં બળથી સુધારવા માટે થઇ છે. આ જોડ બીજી છે જેને ત્યારે સ્પેનામીન અને અંગ્રમીન કહે છે. આ બીજી જોડ પરાના કાળમાં થઇ છે માટે તેને પઑઉર્વની કહી છે જે બ્યાન ત્યારે ચોથા ફકરામાં છે.

## શરેહ:

આ ફકરો જગત રચનાની ભેદ માટે ઘણોજ અગત્યનો છે. આ ફકરાની અગાઉનો ફકરો સપ્પર પહેલી વીગત જણાવે છે અને આ ફકરો સૃષ્ટિ રચનાની ત્યાર પછીની વીગત જણાવે છે. ત્રીજા ફકરામાં કહે છે કે 'પઓઉરૂયે'=સપ્પર પહેલીવાર એક જોડ સાથે જોડાયલી એક એકથી નહિં છુટી પડે તેવી એવી નીકલી કે જે બેઉ વિચાર-બોલ-કર્મમાં એક એકની સામેની હતી. આવી જોડ સપ્પર પહેલીવારજ થઇ. આ થઇ તેની અગાઉ શું હતું ? જુફ્તની શકિતઓ હતી. જુફ્તની શકિતઓની અગાઉ અહૂ હતા. અહૂને અસૂનાના કહયા. તેવણનું નામ નહિ—નીશાન નહિ—કંઇજ નહિ. તેવણ વિષે કંઇ સમજ પડેજ નહિ. તેવણમાં તો અગણીત યવએચ મર્જની હાલતમાં છે. આવા અહૂ-માંથી એક 'યવએચ' નીકલ્યો એટલે સાત ઝરવાને અકરનેનો વખત નીકલ્યો, જેના વિસ્તારને ખાઓ અક્રજયમ્ન કહે છે. આવો ખાઓ હુદાઓંઘહ હતો—ભાન સાથનો હતો. તેને ભાન હતું કે હું કંઇજ નથી. આવા ખાઓમાં સાત ઝરવાન લગી ચાલે તેવો આતશ અને શકિત નીરૂ ખદાત હતા. આમ બધું હતું જે અહૂના અસૂનાની દરયાવમાંથી થયું. આવા ભાન સાથના વિસ્તાર ખાઓમાં અસૂના અહૂના દરયાવના ટીપાંનો એક અબજમો ભાગ આવ્યો. આવા અહૂએ પોતાનો વઇર્ય કાઢયો. આવા વઇર્ય=હોકમથી ત્યાં ફ્રવષિ અને બગ અહૂનવઇર્ય થયા.

આ બેઉ બગો તે ખાઓના આતશની તેઝીનો રાખનાર સમાવનાર થઇને અહૂનું મનન કરવા લાગ્યા તે બેઉના મનનથી સ્તોત યસ્નનો ગર્ભ થયો જેબી માવતરથી સવાયો હતો. આમ બધું અગાઉ હતું. આ સ્તોત યસ્ન ત્યારે તે બગાનો અને તે યવએચના ખાઓને મલેલો હતો. પછી અહૂએ હોકમ કાઢયો કે આવો સ્તોત યસ્ન જગતના થવાનું ઇંડું થાય; જગતમાં તો સામસામી ગતી હોય માટે સામસામી ગતી થવાનું તે ઇંડું થાય જેને **અનહૂમા** કહે છે. આવામાંથી જે જોડ નીકલી તે સપ્પર પહેલીવારજ તેવી સામસામી થયલી. આમ ત્રીજા ફકરામાં સમજાવીને પછી આ ચોથા ફકરામાં કહે છે કે આ જોડમાંથી હવે સૃષ્ટી થશે. ત્યારે આ ચોથા ફકરામાં સૃષ્ટી હસ્તી તેમ નીસ્તીની થઇને પાર પડશે–સાત કાળ લગી જશે તેનો ઉંડો ચિતાર છે. ત્યારે પહેલાં કહે છે કે તે બે મીનો જે સપ્પર પહેલી વારજ નીકળેલા તેઓ મલી શકયા નહિ ત્યારે અહૂએ આશીશો જેને માંથ્ર-સ્પેન્ત કહે છે જેને પહેલવીમાં **ગાસાનીકીહ** કહે છે તેથી તેઓને મેળવ્યા. તે જોડ કે જેમાંની એક તો **વહુયો** પોતાના માવતર અનહુમા કરતાંબી સરસ હતી તેમાં બીજો અકનો ભાગ કે જે તે આશીશ લઇ શકયો તે મળીને **વહુયો** થયો. આમ '**હુમ-જસએતેમ**'ના ભેદમાં કહે છે. પછી '**દજ્દે**'ના ભેદમાં કહે છે કે આવો **અક** જે **વહુયો**માં ભળી જઇને અહૂનું વસ્ત્ર થયું તેણે બીજા બાકીના **અક**ને પોતા જેવો કરવા ધાર્યું જેને માટે તેણે યા તેઓએ ભોગ આપ્યો. આવો ભોગ આપવાનો આત્માનેપદ '**દજ્દે**' આવી હકીકત કહે છે. જે '**અક**' આવા આપેલા ભોગથી સુધરી તે પછી પાછી પોતે ભોગ આપવા તૈયાર થઇને બીજો જે નથી સુધરતો તેને સુધારવા આગળ ચાલી. આ વખતે '**અક**'નો ભાગ ત્રણોજ જડ હતો. માટે ઘણો મોટો ભોગ આપવાનું થયું, યજતોના સરદાર સ્પેનામીને તે ભોગ આપ્યો. પોતે પોતામાંથી શકિત કાઢી, કે જેને તે **અક**ના દુખને આગળ વૃદ્ધિ તરફ ચલાવવાનું હતું. આવી શકિતને અંગ્રમીન કહે છે. આ અંગ્રમીન સ્પેનામીન સાથે રહીને પછી પોતે એવી શકિત કાઢી કે જેમાં જોમ હોય, જે ચોર જેવો થાય અને ચોરને પકડીને ઇનસાફને સોંપે. આવા મીનોને ત્યારે સત્યથી વેગળો કાધો જેથી તેમાં કવષિ હતી નહિ જેને **ઘનામીન** કહે છે. આ ઘના ત્યારે નીસ્તીમાં બુરી ગતી તરીકે કામ કરીને બુરાઇની તેમ પોતાની હદ લાવે છે. વધુ ખુલાસો પહેલવીના તરજુમામાં છે.

## ગાથા હા ૩૦-૪ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

**ગાથા હા ૩૦-૪** ના આ ચોથા ફકરામાં હાડમંદ નીસ્તીનાં જગતનું મુળ કારણ શું છે-કેમ થયું છે તે વિષે કહે છે. ત્યાં કહે છે કે **'તા'**=તે બે મીનો જેઓને ત્રીજા ફકરામાં બતાવ્યા છે તેઓ જેટલા મળવા લાયકના હતા તેઓએ મલી જઇને જગતને ઉભુ કીધું છે. તેઓના મેળાપથી **'પઓઉરવીમ'** એટલે જગત થવાની ઉસુલ ઉભી **થઈ**. તે બે મીનોમાંનો જે ભાગ મળીને એક રસ થયો-**યજમઇદેનો** ભેદ જેવો થયો તેમાંથી હસ્તીની અમર આલમ થઇ. પણ તે બે મીનોનો બીજો બાકીનો ભાગ જે સાથે મળીને એકરસ નહિ થઇ શકયો, તેને માટે પછી સ્પેનામીનની હસ્તીના જગતમાં એક મીનો તૈયાર હતો, કે જે તે નહિ મળતા ભાગની અંગ્ર દુખી માટે ભુલાવાની હાલતને શોધીને સુધારી શકે. આવા મીનોને અંગ્ર માટેનો મીનો અંગ્રમીન કહે છે. આ અંગ્રમીન ખુદ સ્પેનામીનનો દાસ છે, માટે સ્પેનામીનની સામે જઇ શકે નહિ. પણ થોડુકને માટે સ્પેનામીનની સામે જાય, તેવી એક પ્રબળ શકિતને અંગ્રમીન પોતામાંથી કાઢે છે. જેમ ચોરને પકડનાર જાસુસને ચોરના જેવા થવું પડે છે તેમ દએવીક ગતીને પકડીને તેની કજાએ પુગાડવા તે દએવીક ગતીના જેવા તે નીકળતી શકિત ઘનાને થવું પડે છે. દએવમાં અજ્ઞાનમાં જ્ઞાન નથી માટે ઇનસાફ નથી માટે સત્ય નથી માટે કયાં અટકવું તેની હદ તેને ખબર નથી. ટુંકામાં તેને ક્રવષિની હિદાયત નથી. એમ ત્યારે તે દએવને સુધારવા માટે તેને પકડવો જોઇએ. તે દએવને પકડવા તે દેવના સાથી થવું પડે છે. માટે અંગ્રમીન પોતામાંથી એવી એક શકિત કાઢે છે કે જે ચોરની સાથે દએવની સાથે જઇ શકે, જે શકિત ત્યારે ક્રવષિ રહીતની થઇ રહે. આવી શકિતને ઘનામીન કહે છે. આમ ત્યારે અંગ્રમીનોએ પોતે પોતામાંથી એવી એક શકિત કાઢી કે જે દુખ વીલાપનું કારણ જે અસત્યતા છે-દએવીક છેતરામણ છે તેને મળીને તેની કઝા લાવી શકે. આ નીકળેલા મીનોને **ઘનામીન** કહે છે. જ્યારે સ્પેનામીનના યઝતોએ તે નહિ મળેલા ભાગને જીવ આપીને જીવતો કીધો ત્યારે આ ઘનામીને તેની દએવીક ગતી જે જીવથી રંગાયલી હતી તેનો ઉભરો કઢાવ્યો, જેથી પાપો થવા લાગ્યા. ઘનામીનમાં શકિત છે પણ તેમાં હદ+ઇનસાફ પ્રમાણે ચાલવાની સત્ય ઝમીર નથી જે ઝમીર તેને ઉપર બતાવેલા મહાન કારણસરજ અપાઇ નથી. આવી હદને જાણવાની કોતાહીને લીધે તે ઘનામીન પાપોને હદની બહાર કઢાવવા માંગે છે જે વખતે અહુરદાતનો સાહેબ જરથુશ્ત્ર તેને રોકે છે.

ધનામીન એક તોપના ગોળા જેવો છે જે છુટીને સારી નરસી બેઉનો નાશ કરે છે પણ તે ગોળાને અટકાવનાર હવાનું દબાણ છે. ધના ત્યારે નરસાને દએવીક ગતીને તેમ સારાને જીવતી ગતી બેઉને મારે છે માટે હવાના દબાણ માફક કામ કરતા અહુરદાતના જરથુશ્ત્રની જરૂર તેની ઉપર તકેદારી માટેની છે. ત્યારે સ્પેના જીવ આપે છે, ધના જીવન બરબાદ કરે છે એમ કહ્યું છે તે મુળ હકીકતની બાબદ થઇ. પણ તે મુળ બાબદને ચલાવનાર એટલે જીવ કઇ રીતે બરબાદ થાય છે તેની વીગતો તરીકત મારેફત શું શું છે કેવી કેવી છે તેની સમજ સુદકર નસ્કે આપે છે. તરીકતની જીંદગીથી સ્પેનાએ આપેલા જીવનો સદઉપયોગ થઇ શકે છે અને ધનાની ફ્રન જે હદ ઉપરાંત જવાની છે તે રદ જાય છે–ધનાનું કામ ઓછું થાય છે અને ગાથાના એ ચોથા હામાં કહ્યું છે તેમ '**દ્રેગવતાંમ્**'=શરીરમાંની દએવાક ગતી '**વહિશ્તેમ્ મનો**' ઉત્તમ રીતે કામ કરતું-નીશકામ રીતે કામ કરતું તે ભલુ મન જે અષવનોનું છે તેમાં જલદીથી બદલાય છે. ત્યારે '**અચિશ્તો દ્રેગ્વતાંમ્ અત્ અષાઉને વહિશ્તેમ્ મનો**'=સઉથી બુરી મનસ્ની જે છે તે અષવનોની ઉત્તમમાં ઉત્તમ રીતની મનશ્નીમાં બદલાય-એવું કેવી રીતે થઇ શકે માટે **સુદકર નસ્કે** સલાહો આપી છે. એમ ત્યારે ગાથાના આ ચોથા ફકરાની છેલ્લી લીટીની મુરાદ બર લાવવાની હીકમત-યોજના **સુદકર નસ્કે** આપી છે કે જેમાં આબાદીઓ કઇ રીતે માનવોને મળી શકે તરીકતોથી દસ રીતે કેમ વધી શકાય અને આખરે ભલાઇએ કઇ રીતે પુગી શકાય તે બધાના નીયમો આપ્યા છે.

## ગાથા હા ૩૦-૪ માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬ કે).

આપણે ઉપર જોઈ ગયા છીએ કે ગાથાના આ ચોથા ફકરામાં કહે છે તે બે મીનો જેટલા મળવાને કામીલ હતા તેઓ મળી ગયા. આ મળેલાઓ હસ્તીવાળા થયા જેઓએ સામસામી બાજુ ઉભી કરીને જે ભાગ નથી મળતો તેને માટે જીવ ઉભો કીધો તેમ જીવને પછી લઇ લેવાનુંબી કીધું. જેઓ એમ જીવ અને તેનાં મરણથી પાર પડે છે તેઓ પાછા હસ્તીની સફમાં જઇને જીવ આપવાના યઝતોનાં કામમાં જોડાય છે. ગાથાના આ ચોથા ફકરાની પહેલી અને બીજી લીટીનો આવો ભાવાર્થ છે, જેની **સમજ વરશ્ત માન્સર નસ્ક**ના પહેલા ફકરામાં તેમ ૧૧-૧૨-૧૩-૧૪-૧૬ મા ફકરામાં છે. વાંચો તે ફકરા પાને ૫ અને ૬). ત્યાં કહે

છે કે 'દ્દએન'માં મીનોઇ બાબદ એટલે દાદારને પુગવાની બાબદો એટલે માંથ્રોની યજશ્નેની બાબદો છે, કે જેથી ભલાઇએ હસ્તીએ પુગાય, ફ્રશો-ગર્દ નજદીક આવે. ગાથાના આ ચોથા હાની છેલ્લી લીટી કહે છે કે તે દએવીક ગતી જે જીવથી તનોમંદ હાલતમાં દ્રવંદની હાલતમાં આવી છે, 'દ્રેગ્વતાંમ્' થઇ છે, તેની અચિશ્તો=બુરૂં કરવાની પુર્ણ ગતી આખરે અષાઉને=અષવનોની 'વહિશ્તેમ્ મનો' જેવી એટલે ઉત્તમતાનું કામ કરવા જેવી થતી આવશે. આવી થતી આવતી વ્યકિતઓના વિચારો મિથ્રો વર્ત્તણુકો કેવા હોઈ શકે તે બધાનો ભાશ વરશ્ત માન્સર નસ્કના ૨-૩-૮-૯-૧૦ ને ૧૫ મા ફકરામાં આપેલા છે. આમ સ્પેનામીન જે ગવના અનાસરો અને ધના જે મોત લાવવાનાં કારણો ઉભા કરે છે તે બેઉ હરીફોની વચમાં સ્પેનાગીનની બાજુએ રહેવું અને રહીને સ્પેનામીનને પોતાની મકદુર મુજબ મદદ કરવી, કે જેથી ગાથાના આ ચોથા ફકરાની પહેલી બે અને છેલ્લી લીટીની મુરાદ બર આવે કે જેને માટે આ વરશ્ત માન્સર નસ્ક થયો છે.

## ગાથા હા ૩૦-૪ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે.)

બગ નસ્કનું બયાન એવા તે નરોને માટે છે કે જે નરો ખુદ 'બગ' કહેતાં પોતાની ઉપર મુકેલી ખોદાઈ શકિતઓને પુગી રહીને ખુદ બગ થઈ રહયા હોય, કેમકે ત્યાં નીરંગવરની વાત કીધી છે એટલે અદભુત કરામતોની વાત કીધી છે જેવી કે આતશમાંથી પસાર થવું-પીગળેલી હજારો મનોની ધાતુને છાતી ઉપર મુકવી વીગેરે. આવી કરામતો અષવનોની હાલતે પુગેલાઓથીજ થાય. જયારે તેવા આઝાદ નેક મરદો ઉપર આશ-મોધીનું આળ આવી ચઢે ત્યારેજ તે અષવનો પોતાની આઝાદગીની એવી બુરહાન આપી શકે. ગાથાના આ ચોથા ફકરામાં જે વીગત છે જે વિગત ઉપર તેના તરજુમામાં તેમ શરેહમાં તેમ તેના શબ્દ અર્થોમાં વાંચી ગયા છીએ, તેમાંથી એજ મુદ્દો છે કે ત્રીજા ફકરામાં દેખાડેલી સામસામી જોડની થઇ શકેલી વણાતમાંથી જે હસ્તી થઇ તેમાં જે કંઇ બરાબર વણાઇ શકતું નથી તેની વણાત કરવા બે મુળ શકિતઓ થઇ, જેમાંના સ્પેનામીને જીવ આપીને તે નહિ વણાતી ચીજોને એટલે પેલા અકને તનોમંદ હાલતની કીધી. ત્યારે આવી તનોમંદ હાલતની વણાત કરવા માટેનો મુળ તત્વ પેલો રૂવાન સાથનો દ્રવાઓજ હતો, જે દ્રવાઓ આ તનોમંદ હાલત થતી વખતે રંગાતો જતો હતો કે જેને અહિંયાં અક તરીકે ઓળ-

બેલો છે. **પણ તે તત્વ તદ્દન ભલો થાય માટે તેની બુરી ગતી ખપાવી નાખવી જોઇએ, કે જેને માટે અંગ્રમીને ઘના ઉભો કીધો.** આ બેઉ શકિતઓ જગતને રચીને લય કરે છે અને એમ આખર લગી આ ચોથા કાળના છેડા લગી થશે કે જે પછી બધુ સમુ થશે. એટલે **અચિશ્તો 'દ્રેગ્વતાંમ્'**=દરવંદોની બુરાઇ **'અત'**=આખરે ત્યારે **અષાઉને વહિશ્તેમ્મનો'**=ભલાં પરમાર્થી મનનાં અશવનોને પુગશે. આવી હાલતે જ્યારે દ્રવાઓનું તત્વ આવશે ત્યારે બધું સમું થઇ ફ્રશો-ગર્દ થશે. ત્યારે **ગએમ**=જીવ અને **'અજયાઇતીમ'**=નહિ જીવ આ બેઉ વચ્ચેનો બેલ શું હાલત ઉભી કરે છે તેનું બ્યાન **'બગ નસ્ક'**ના બધા ૧૬) ફકરાઓ આપે છે, કે જેમાં **'બુરાઇઓ'**નો વિષય તેમ તેઓ બુરી રીતે થઇ કઇ રીતે બહાર પડી નાશ પામીને ભલાઇએ પુગશે તે બધાંની વીગતો છે. ત્યારે **બગ નસ્ક**ની બધી વીગત ગાથાના આ ચોથા ફકરાની આખરની મુરાદ પુરી પાડે છે. ત્યારે **ગાથા હા ૩૦**ના ચોથા ફકરાની આખરની મુરાદ શું હોય તેની **સમજ** આ **બગ નસ્ક**ની ઉપરથીજ શીખી શકાય. એમ ગાથાના હાઓનું તાવીલરૂપ બ્યાન દીનકર્દના નસ્કો આપે છે તેની માહેતી વાંચનારને આવશે. ગાથાના તે શબ્દ અર્થોમાં શું ઉંડા ભેદોને ગુંથેલા છે તેની સમજ માટેજ દીનકર્દનો તે સાહેબ તે ભેદોને ઉકેલે છે, જેમાંથી એક મુળ લેસન આ મળે છે કે, ગાથાના પાંચ હાઓના બધા ફકરાઓ એક સીલસીલાનો અર્થ રાખે છે. દરેક હાના અગીઆર કે બાર ફકરાઓ માટે દીનકર્દનો ખાં જે ખાસ ત્રણ રીતની સમજ આપે છે તે તે બારેબાર ફકરાઓને એકસરખી લાગુ પડેલી હોય છે. એમ ત્યારે ગાથાનું રહસ્ય તદ્દનજ જુદુંજ છે, જે શું હોઇ શકે તે આ નસ્કો ઉપરથી દેખાઇ આવે છે અને તે બધું ગાથાના ફક-રાઓના શબ્દ અર્થોને કઇ રીતે લાગુ પડી શકાય તેજ આપણે જોઇ રહયા છીએ. શબ્દ અર્થોની વીગત લુખ્ખી અને મહત્વ વગરની કોઇને લાગે, પણ જ્યારે તે શબ્દ અર્થોને તાવીલના ચશ્માથી જોઇએ ત્યારેજ તે શબ્દોના ભીતરનું ભાન આવી શકે, નહિ તો બહેરો કહે કે ભીત અને આંધળો કહે કે મસીદ જેવો ઘાટ થઇ પડે છે.




**અયાઓ[૯૦] મનિવાઓ[૯૧] વરતા,[૯૨] યે[૯૩] દ્રૅગવાઓ[૯૪] અચિશતા[૯૫] વૅર્જયો[૯૬]**

**અર્ષૅમ[૯૭] મઇન્યુશ[૯૮] સ્પેનિશ્તો,[૯૯] યે[૯૦] ખ્રઑજદિશ્તેંગ[૯૧] અસૅનો[૯૨] વસ્તે;[૯૩]**

**યએચા[૯૪] ખ્શ્નઑષૅન[૯૫] અહુરૅમ[૯૬] હુઇથ્યાઇશ[૯૭] ફ્યઑથ્નાઇશ[૯૮] ફ્રઑરૅત[૯૯] મઝ્દાંમ.[૧૦૦]**

તે બે[૯૦] ‖ માનોમાનો[૯૧] ‖ જે[૯૩] ‖ બુરો, અષોઇથી દુર જનાર[૯૪] (ધનામીન હતો તેણે) ‖ કામ કરતાં કરતાં, કામ કરતી વખતે[૯૬] ‖ સઉથી બુરૂં[૯૫] ‖ પસંદ કીધું,[૯૨] ‖ ઘણોજ વૃદ્ધિ કરનાર, ઉત્તમ નેઆમતો આપીને આગળ વધારનાર[૯૯] ‖ મીનો[૯૮] (સ્પેનામીન છે), ‖ જેણે[૯૦] ‖ *સખતમાં સખત દયાહીન રીતે કામ કરતા,[૯૧] (કામ કરવામાં સખતમાં સખત, ભારેમાં ભારે કોઇનેજી છોડે નહિ તેવા) ‖ *પથ્થરનો[૯૨] (પથ્થરના બનેલા આસ્માનનો) ‖ *પોશાક પહેર્યો છે,[૯૩] (તેણે) ‖ અષોઇ[૯૭] (પસંદ કરેલી). ‖ †જેઓ[૯૪] (આવા સ્પેનાગીનને લગનાઓ) ‖ મજદા ઉપર[૧૦૦] ‖ †પુર્ણ એતેકાદ રાખી[૯૯] ‖ †ભલા[૯૭] ‖ કામોથી[૯૮] (વર્તી રહે છે તેઓ) ‖ **અહુરા** મઝદાને[૯૬-૧૦૦] ‖ ખુશ્નુદ કરે છે.[૯૫] ‖

---

* **પથ્થર** જેવાં સખત, બધાંને ઘેરતાં-બધાંની ઉપર નીયમીત રીતે ઇનસાફની રીતે, પણ સખત રીતે મકકમતાથી અસર કરતા આસ્માનના કપડાંને પહેરેલાં છે.

† જેઓ એટલે યઝતોથી માંડીને અશવનો અને ભલાં લોકો 'ફ્રોરેત'ના કલામની બરકકતથી '**ફ્રઓરેત ફ્રફ્ની અવીમનો **મઝંદાતોઇત અંઘહુમત હઅ'**થી=રીદા કીધેલા અંતકરણ તરફથી મન તરફ ગયલા ચલકાટવાળા એતેકાદથી એટલે એતેકાદથી માનેલું જ્ઞાન જે સમજશકિતથી સમજાઇ શકાયું છે તેથી એટલે rationalised faith થી સમજશકતીથી સજ થયલા એતેકાદથી એટલે પુર્ણ જ્ઞાન અને તેના પુર્ણ અમલથી હસ્તી તરફ જવા માટે જોઇતી વૃદ્ધિને બરનાં કામો કરીને અહુરમજદને ખુશ્નુદ કરીએ છીએ.

## મીલ્સના પોથામાંની પહેલવી સમજ.

### પહેલી લીટી માટે કહે છે કે:

**મીનદૉઆનો મીનવદાન અશ હૉશીદ દરૂવંદ જ ઈ સરીતર વરૂઝીશનો (આહુરૂમનો; ઝક ઇ સરીતર વરૂઝીશનો કામક બૂદ)**=તે બે મીનોમાંના જે દરવંદ હતો અશોઇથી દુર જનાર હતો તેણે બુરામાં બુરૂ કામ કરવાનું ચાહયું. (આહરમન (તે છે) જેની મરજી બુરામાં બુરૂં કરવાની છે).

### બીજી લીટી માટે લખે છે કે:-

**અહુલાહી મીનવદ ઇ અફ્ઝુનીક અઉહરૂમજદ અહુલાહી (હૉશીહૅા)**=અશોઇવાળા મીનો જે વૃદ્ધિ કરનાર અહુરમજદ છે તેણે અશોઇ–રાસ્તી ચાહી. **અમતીક અશ ઝક ઈ સખ્તોસગ નીહૂફૂતો**= એમ ત્યારે સખત પથ્થરથી (અહુરમજદ) ઢંકાયો છે–કપડાં પહેરેલો છે **(આસ્માનીક, પવન અઇ કારૂ પીરામૂનૅા ઇ ગેહાનો બરા કરૂદો અઇધ્વદ અહુલાહી રબાક યહુવુનેદ)**="[(સખત પથ્થરનું દાદારનું પહેરણુ તે) આસ્માન છે, કે જેની મહેનતથી દુન્યાનો ચકરાવો થઇ રહયો એટલા લગીનો કે સચ્ચાઇનું જારી થવું થઇ રહે]" અહિંયાંબી સખત પથ્થરનું અહુરમજદનું પહેરણુ તે આસ્માન છે અને તે આસ્માનની મહેનતથી ગેતીમાં અશોઇ જામશે એમ કહે છે, જે ભેદ નીચે શરેહમાંબી સમજાવેલો છે.

### પછી ત્રીજી લીટી માટે કહે છે કે:-

**મૂનીક શ્નાયીનેદ અઉહરૂમજદ (અફ્રશ કામક ઝક ઈ અઉહરૂમજદ) વ પવન ઝક ઇ આશકારક કુનીશ્નૅા અવો અઉહરૂમજદ (અઇધ પવન ઝક કામક કુનીશ્નો વલ અઉહરૂમજદ શાયદ મદનો)**=જે કોઇ અહુરમજદને ખુશ્નુદ કરે છે (જેની મરજી તે અહુરમજદની). અહિંયાં કહે છે કે જે કોઇ અહુરમજદની મરજી બજા લાવે તે અહુરમજદને ખુશ કરે એટલે જેમ અહુરમજદનું આસ્માન કામ કરે છે તેમ તેબી પોતાના આસ્માનથી તેવું ભલાઇનું કામ બજાવે. પોતાના ખુલ્લા આશકારા થયલા એટલે ભલાઇના કામોથી અહુરમજદ તરફ હોય (એટલે તે આશકાર કામની ગોલ અહુરમજદ તરફ જવાની થાય). અહિંયાં એમ કહેવા માંગે છે કે જે કોઇ નેકી કરે

તે અહુરમજદની નેકી જે સખત પથ્થરના આસમાનની છે તેને વધારીને અહુરમજદની મરજી બજા લાવે છે. પહેલવીની આવી ટુંકી પણ ઘણી ભેદી સમજ નીચે કહેલી શરેહના જેવીજ છે.

ઉપર કહેલી પહેલવી સમજને ધ્યાનથી આપણે વાંચીએ તો પછી જે નીચે શરેહ કહી છે તેજ શરેહ તેની અંદર ઘણી ટુંકમાં સમાવી દીધેલી માલમ પડશે. હવે જયારે દીનકર્દની પહેલવી સમજ જોઇશું ત્યારેબી નીચે કહેલી શરેહનોજ પડઘો તેમાં આવે છે તે જોઇશું.

## હા ૩૦-૫ના શબ્દ અર્થ:

**'અયાઓ'**: દર્શક સર્વનામ છઠ્ઠી દવીવચન (નર જાતી)

**મનિવાઓ**=બે મીનોની (છઠ્ઠી દવીવચન; **મઇન્યુ+આઓ** મલીને મનિવાઓ થયું).

**વરતા**: 'વર' ઉપરથી અ॰ ભુત આત્માને ૩/૧-

**વૅરૅજયો**: 'વૅરૅજ'ના મુળ ઉપર થયલો વર્તમાન કૃદંત તરીકેનો શબ્દ 'વૅરૅજયંત'નો પહેલી એકવચનના આકાર તરીકે અથવા 'વૅરૅજયંઘાહ' (વધારે બુરૂં કામ)નો બીજી એકવચનના આકાર તરીકે લેવાય. અહિંયાં વર્તમાન કૃદંત પહેલી એકવચન તરીકે લીધો છે-કામ કરતાં કરતાં, કામ કરતી વખતે (ઇરાદો કરનાર-શું ઇરાદો કરનાર કે 'અચિશતા' હોય એટલે બેમાં જે વધું બુરૂં યા ઘણા કામોમાં જે ઘણુંજ બુરૂં હોય તેને ખુબ ઉત્તેજન આપવું એમ ઇરાદો કરીને કામ કરનાર એવો અર્થ અહિંયાં છે.)

**અચિશ્તો**: 'અક'નો અતીશયારથીક રૂપ;

**દ્રૅગ્વાઓ**: દ્રેગવત=દ્વંદનો પહેલી એકવચન.

**'સ્પેનીશ્ત'**માં અતીશયારથીક અર્થ કામ કરવાની ગતીને લાગુ પડે છે: 'ઇશ્ત' રીતે ઘણીજ સચોત રીતે નેઆમતો આપીને વધારનાર.

**ખ્રઑઝ્દીશ્તૅંગ**=સખત એટલે ભારી એટલે જેની ઉપર પડે તેને છુંડયા વગર રહેજ નહિ-કબીબી જવા દે નહિ-દયા બતાવે નહિ છતાંબી ગેરઇનસાફી થાય નહિ તેવા.

**અસેનો**: પથ્થરનું.

**વસ્તે**=વસ્ત્ર પહેરેલું. પથ્થરનું વસ્ત્ર તે બધાંને ઘેરતું આસ્માન છે, જે પથ્થરનાં વસ્ત્ર જેવું ભારી છે એટલે ઇનસાફ પ્રમાણે જેની ઉપર પડે તેની ઉપર અસર કર્યા વગર તેને છોડેજ નહિ. ફરવરદીન યશ્ત પહેલા ફકરામાંથી મઝદાએ આસ્માનનું વસ્ત્ર કીધું છે-પહેરયું છે એમ કહે છે: **'યીમ મજ્દાઓ વસ્તે વંઘહુનૅમ સ્તેહર્-પએસંઘહૅમ મન્યુ-તાશ્તૅમ્'**=જે આસ્માનને મઝદાએ મીનોમાં બનાવેલું સેતારાથી સંગારેલું વસ્ત્ર તરીકે પહેરેલું છે. આવી હકીકત માટે જુઓ આ **ગાથા હા ૩૦**ના ત્રીજા અને ચોથા ફકરાઓની શરેહો (પાને પર થી પ૭ અને ૮૦ થી આગળ મે).

**'હુઇથ્યાઇશ્'**=સચ્ચાઇથી ભરેલા, હસ્તીની તરફ જવાના નાદ-વાસ્નાથી ભરેલા.

**યએચા**=જેઓ (જેમાં યઝતોથી માંડીને અશવનો-નેકાન પાકાનો આવી જાય છે.)

**'ફ્રઑરૅત્'** શબ્દ **'વૅરૅ'**નું વર્તમાન કૃદંત **'ફ્રવરત'** ઉપરથી થયલું છે. એ શબ્દ મહેર યશ્ત અને બીજી યશ્તોમાં આવતા **'ફ્રઑરૅત્ ફ્રશ્ની અવિમનો ઝર્ઝદાતોઇત્ અંઘુહુયત્ હુચ'** વાક્યમાંનો પહેલો શબ્દ છે. **ઝર્ઝદાતોઇત્**=રીદા કીધેલાં **'અંઘહુ'**=અંતકરણ તરફથી એટલે પુર્ણ એતેકાદથી **'અવિમનો'**=મન વિચાર તરફ **'હુચ'** =ગયલો એટલે એતેકાદથી માનીને સમજી શકાયલો **'ફ્રશ્ન'**=સવાલ માટેનો **ફ્રઑરૅત્**='સમજમાં ઉતરતો એતેકાદ' ટુંકમાં rationalised faith: જે કંઇ માની લીધું તે પ્રમાણે તરીકતથી ચાલ્યા અને શકિત મેળવવે તે માની લીધેલાની સમજ આવે છે તેને **ફ્રઑરૅત્** કહે છે. **'ફ્રઑરૅત્'**માં ત્યારે રીદા કીધેલાં મન સાથનો એતેકાદ પુર્વક કામ કરીને જ્ઞાની થવાનો અર્થ છે.

**'વસ્તે'** એટલે વસ્ત્રથી ઢંકાયલું એટલે કપડાં પહેરેલાંનો અર્થ છે. જેબી ચીજ મોક્ષે પુગે તે આખરે દાદારનું વસ્ત્ર થશે અને પછી દાદારના હોકમને પુર્ણ રીતે માનીને ચાલશે. પુર્ણ રીતે માનીને ચાલવાને માટે **'ખ્રઑજદીશ્ત'**=સખ્તાઇનો શબ્દ છે. અને વસ્ત્રથી દાદારની ઉપર વીટળાવવાને માટે **વસ્તે** શબ્દ છે જે મુકિતની હાલત દેખાડે છે. યઝતો અને તેઓની ગતી જે આસ્માનરૂપ છે તે બધું મોક્ષે પુગેલું માટે દાદારની ઉપર વસ્ત્ર તરીકે છે અને તે બધું સખત રીતનું પથ્થરનું છે એટલે દાદારના હોકમ પ્રમાણે ચાલનારૂં છે, જરાકબી શક કે સુબેહ

રાખનારૂં નથી. પથ્થરનાં પહેરણમાં બે રીતની મુરાદ સમાઇ છે. પથ્થરમાં **હુલકી** ચીજ જે ભારી થાય એટલે ભાર મુકે તેનો અર્થ છે, જે દેખાડે છે કે તે અસ્મ અને તે અસ્મને ચલાવતા યઝતો કે અશવનો દાદાર કરતાં ઉતરતા છે માટે પથ્થરના છે. પણુ તે અસ્મ ભારી છે એટલે જેમ હોકમ મળે તેમજ પુરો ભાર મુકનારા છે. એમ ત્યારે પથ્થરમાં બીજો અર્થ પુણ્ ભારનો એટલે પુર્ણ વફાદારીથી કામ કરવાનો છે. અહૂએ અસુનાની ગતીમાંથી બાનવાળો **ખાઓ અક્રજયમ્ન** અને **હુદાઓંઘહો**=મહા ડહાપણવાળો અને પોતાને દાદાર આગળ નાચીજ ગણી રહેલો છે તે **હુદાઓંઘહો**વાળા=પુર્ણ ડહાપણવાળા ખાઓ અક્રજયમ્નને કાઢયો હતો. આ ખાઓ અક્રજયમ્ન સપ્પર પહેલું આસમાન છે જે તે અહૂ આગળ તુચ્છ છે માટે પથ્થરનું છે, પણ '**હુ**' રીતે=સાચ્ચી રીતે વિચાર કરનારૂં માટે તાબેદાર છે. પછી આ હુદા**ઓંઘહુ**વાળા ખાઓની ઉપરથી બીજા બધા બનાવો જેઓને **મઝે યાઓંઘહો** અને **મજદ્દઆપ્ કહે** છે તેઓ બન્યા તે બધા **'અસન્'**=પથ્થરરૂપના છે એટલે ઉપર કહયા તેવાજ છે છતાંબી તેઓ તે અહૂના વસ્ત્ર તરીકે છે એટલે અહૂની સત્યસંગની વાસ્નાના અને તાબેદાર છે. આમ દાદારનાં વસ્ત્રમાં પથ્થરનો કે લોઢાનો ભેદ આપેલો છે. ત્યારે ગાથામાં તેમ અવસ્તામાં એકજ રૂપની હકીકત આવેલી છે તેની સમજ હવે પડશે. જાણવું કે **પરા**ના પહેલા કાળના બનાવોને મઝે યાઓંઘહો કહે છે જયારે બીજા કાળનાઓને **મજદ્દઆપ** કહે છે.

આસમાનની વીગત ગાથા અવસ્તામાં અનેક રીતની છે જે ઉપરથી જાહેર થશે, કે આસ્માનો એક નથી–અનેક છે. ફરવરદીન યસ્તમાં પહેલા કરદાના બીજા ફકરામાં **'અસ્મનેમ યો ઉસ્ચ સ્રૅાક્નો ફ્રાદૅરેસ્રો યો ઇમામ્ ઝાંમ્ પઇરિચ બવાવ.........દૂરએ કરનો'**નું વાકય છે. આ વાકયમાંના આસ્માનને દુર લગીનું છતાંબી હદવાળું કહયું છે તે હસ્તીનાં સાત આસ્માનોની તેહકીક બતાવે છે, જેને **ગાથા હા ૨૯–૫** માં **'ગેઉશ્યા અજ્યાઓ'**=ફરતી ગવ કહી છે, જેને પહેલવી સાહેબો **'ગાવે અજ્'** કહે છે.

ફરવરદીન યસ્ત કે જેનો ઇશારો ઉપર કીધો છે, તેના પહેલા કરદાના ત્રીજા ફકરામાં જણાવેલું અસ્મ જેને માટે કહે છે તેને બે આંખ જોઇ શકતી નથી, તે બેકીનાર અસ્મ મીનોઇ આઠમું અને નવમું અસ્મ છે જેને ત્યાં દાદારનું વસ્ત્ર કહયું છે, જેને અહિંયાં **ગાથા હા ૩૦–૫** માં પથ્થરનું અહુરાનું વસ્ત્ર કહયું છે. ત્યારે આ પથ્થરનું મઝદાનું વસ્ત્ર તે મીનોઇ અસ્મના ૭૨ વરો છે જે દાદારને પુગેલા છે; અને **ગાવે**

**અજ=ગેઉશ્યા અજ્યાઓ** કે જેને **અયંઘ્રહો કેહર્પ**નું અસ્મ કહે છે તે યઝતોનાં વસ્ત્રરૂપ છે. એમ '**અસ્મ**'ની અનેક તેહકીક અવસ્તામાં છે જે બધામાં અર્થ એ છે કે તે અસ્મ યઝની ગતીએ પુગી યઝતના દાદારના વસ્ત્ર થયલાં છે. **આપણી કરણી આપણે જે કંઇ કરીએ તેથી આપણું અસ્મ=ગુબાર થાય છે જે અસ્માનના ફરવા મુજબ આપણને ફાયદો મળશે. આવી મતલબે ફીરદોશીમાં આસ્માનના ફરવાનો ભેદ લખેલો છે.** ત્યારે દાદારનાં વસ્ત્રરૂપનું અસ્મ હમેશાં દાદારની સત્ય-સંગની વાસ્નાનું છે માટે તે જો કે નીખાલસ અને મુકિતએ પુગેલું છે, છતાંબી તે દાદારથી હલકું છે માટે તેને પથ્થરનું કહયું છે. પણ દાદારની સત્ય-સંગની ગતી પામવે તે દાદારનો ખાદમ છે માટે તેને **પ્રઓજદહુય**= ભારી એટલે ભારખમ-દાદારના હોકમનો ફરમાન બરદાર-કણીબી હોકમ મુજબ ભારથી વર્ત્યા વગર ચુકે નહિ તેવું કહયું છે માટે તેને દાદારનો શણગારબી કહે. એમ શણગારરૂપ કપડાંનો શબ્દ '**વસ્તે**' વપરાયો છે. એવીજ રીતે માનવબી પોતપોતાના સંગથી ભલી બુરી કરણી કરીને પોતા માટે અસ્મ ઉભુ કરે. માનવનો સંગ જો સત્યનો હોય તો તેને માટે સત્યનું આસ્માન-ગુબાર બને, જે તેને સત્યની નેઆમત આપે અને જે તેની ઉપર વસ્ત્રરૂપ થવે તેને સંગારે તેને સુખ આપે. પણ જો માનવનો સંગ અસત્યનો હોય તો તેને માટે અસત્યનું અસ્મ ગુબાર બને, જે તો તેને દુખજ ફરી આપે. આવું અસ્મ તેની ઉપર વીટલાવે તેને ભાર અને દુખજ રહે.

આમ ત્યારે '**અસ્મ**' શબ્દની સાથે **અસન**=પથ્થરનો ભેદ કઇ રીતે છે તેની સમજ પડશે. એવીજ રીતે પથ્થરની હાવની અને લોઢાની હાવની ક્રીયામાં બને છે તેનોબી ભેદ છે. ક્રીયા જે કંઇ થઇ રહી છે તેનો જલ્વો ઘણો કે થોડો પાવીકતમાં જામે છે. આ બહાર-જલ્વો કુદરતની કોપીરૂપનો છે, છતાંબી તે કુદરતની આગળ હલકો છે. ક્રીયાનો બહાર જે નકલીરૂપનો થઇ રહે છે તે '**હાવની**'ની આસપાસથી જામી રહે છે. માટે તે નકલી ક્રીયાના બહારને '**હાવની**' કહી છે. અને તે જો કે કુદરતની સાથે મલેલી છે છતાં તે કુદરત આગળ બીજે નંબરે છે માટે તેને પથ્થરની-લોઢાની કહી છે. એમ હાવનીમને પથ્થરની અને લોઢાંની કહી છે. વળી પથ્થર અને લોઢાં બે જુદી જુદી ચીજોનો મર્મ ત્યાં વાપરે છે એટલે તે નકલી થયલી ક્રીયાના કેહર્પ રૂપની શકિતમાં ફેર હોવો જોઇએ એમ કોઇબી જોઇ શકે. ક્રીયા જે થઇ તે '**હુવીઅત**'ને તોડીને ભલાઇમાં ઉગાડવા થઇ. ત્યારે લોઢાંની વજેની તે ક્રીયા તે હુવીને ભલે સરંજામે પુગાડે તેના કરતાં

પથ્થરની વજેની તે ક્રીયા તે હુવીને ઓછે યા વધુ ભલે સરંજામે પુગાડતી હોય. લોઢાંની વજેની ક્રીયા વધુ આગળ વધેલી ગણાય છે જેને માટે જુઓ ફુટનોટ આ લેખકની **યજશ્નેની ક્રીયાનું પુસ્તક**, પાને ૧૬૦ મે.

## ગાથા હા ૩૦–૫ ની શરેહ:

આ ફકરામાં ત્યારે નીરતી–ગેતીમાં જે સામસામાપણું ચાલી રહેતું જણાય છે તેની ઉસુલ દેખાડી છે. કહે છે કે જે ધનામીન છે તે હમેશાં સ્પેનામીન સામેજ રહયા કરશે. તે ધના જે કંઇ કરશે તે બધું બુરુંજ હોય. ભલાઇની કબીબી નજદીક તે જવાનોજ નહિ. તે પોતાનું કપડું કાળામાં કાળુંજ ઉભુ કરશે. બેઉ મીનો કામ કરે છે ત્યારે તેઓની ચલવલોમાંથી ગોયા કપડું વણાય છે. તે અહૂ સાહેબની કુદરત છે કે જેમાં **હુદ+ઈનસાફ** છે તે જેમ સ્પેના અને ધનાની શકિતઓને ઘેરે છે તેમ તે સ્પેના અને ધનાથી થયલી ચાલતી મખલુકાતનેબી ઘેરે છે. જેમ માનવ ભલાઇ બુરાઇ કરીને પોતાને માટે ઘર બાંધે–ગુબાર બાંધે–અસ્મ બાંધે છે તેમ સ્પેના અને ધનાબી બાંધી રહે છે કે જે ગુબાર તે સ્પેના અને ધનાનાં કપડાં રૂપનોજ હોય એટલે તેઓની સાથેજ હોય. ત્યારે ધનાનું કપડું કાળામાં કાળું છે, જેમાંથી બુરાઇજ જન્મે. પણ કહે છે કે સ્પેનાની ચલવલોનો શણગાર–કપડું–અસ્મ પથ્થરનો છે કે જે પથ્થર સખત છે. આ પથ્થરનું કપડું સ્પેનાની ઉપર વીટલાય છે. સ્પેના કરતાં તે કપડું ઉતરતું તો છે, પણ સ્પેનાના હોકમ મુજબનું અને સ્પેનાને શણગાર આપે તેવું છે, કે જેમાંથી યઝતોને માનવોને '**ફ્રઑરૅત**'વાળા થઇ દાદાર ઉપર એતેકાદ રાખનાર થઇને ભલાઇએ પુગવાની ભલી નસીહત મલ્યાજ કરે છે. આમ ત્યારે આ જગતમાં જે કંઇ રચના થાય છે તેમાં જડતા તો છે એટલે જગત સ્પેનાથી થઇ તે જડજ થઇ; સ્પેના જેવી મીનોઇની નહિ. પણ તે જગત જે સ્પેનાના સત્યસંગમાં છે તે જો કે જડ પથ્થરની હોય છતાંબી સ્પેનાના હોકમસરજ ભાર મુકે તેવીજ છે, માટે **હુઇથ્યાઇશ**=નેકીના મીનોઇએ પુગવાનાં **બ્યઓથ્ન**=કામ –તરીકતોજ કરી રહે છે, અને એજ પથ્થર જે ભારી છે તે સ્પેનાના હોકમ મુજબ ભાર મુકીને ભલાઇ ઉભી કરશે એટલે સ્પેનાના હોકમ-સરની ચાલચલણ જે યઝતો કરે છે કે અષવનો કરે છે તેથી આખરે ધનાનું કાળું કપડું બુરાઇઓનો જમીલો નાશ પામીને ભલાઇએ પુગશેજ: ત્યારે સ્પેનાને '**સ્પેનીશ્ત**' કહયો છે એટલે જે કંઇ **ઇશ્ત** રીતે=ઉત્ત-મમાં ઉત્તમ રીતે કામ કરે તેને ભલી નેઆમત સ્પેના આપશેજ અને તેવાં ભલાઇનાં કામ કરનારથી સ્પેના આખરે ધનાનેબી ભલાઇએ પુગા-

કરીજ. આવો બધો ભેદ સ્પેનાના પથ્થરના ભારી આસ્માનનાં કપડાંનાં પહેરવામાં અને ભલાંઓની નેકીથી સ્પેનાની ખુશનુદી થવાના ભેદમાં સમાયો છે. ટુંકમાં એ કે સ્પેના-ઘના બેઉ સામસામી રીતે કામ કરે છે, જેથી નેકી બદી જામે છે, પણ આખરે નેકીનીજ ફત્તેહ થશે. ત્યારે આ ફકરામાં સ્પેનાના બહારની-સ્પેનાની કામગીરીની વીગત અને સરંજામ બતાવેલા છે.

ત્યારે આ ફકરામાં નીસ્તીને લગતી હકીકતી ફીલસુફી છે. નીસ્તીને પેદા કરવા અહુરામઝદાએ પાયૂ-થ્વોરેસ્તાર યઝતો રોકયા, જેઓએ નીસ્તીને જીવવાલી જન્મ મરણવાલી કીધી. આ નીસ્તીમાં ત્યારે દએવો ત્બેષ= ભુલાવો હતો, જેને ગવ સાથે મેલવીને તન રૂપ ઉભો કીધો. આમ જગત થયું. જગતના આ ભુલાવાને અંગ્ર=દુખ કહે છે. આ અંગ્રને ઘનામીનો જે અંગ્રમીનોમાંથી થયો છે તે ખાસ રીતે કામ કરીને તે તનમાંથી બહાર કાઢી આપવા કામે લાગે છે. **માનવ પોતે જો પોતાની બદી નહિ જોઇ શકે અને પોતાને ખોદા કરતાંબી ડાહુયો સમજે તો તેની આગળ ઘનામીન ઘણી સહેલાઇથી પુગી શકે છે. ઘનામીન તેની આગળ એમ પુગીને તેની બુરાઇને ખુદ પરસ્તીથી સ્વાર્થીપણાથી હવસોથી બહાર કઢાવે છે.** માનવ જો ખુદ બ ખુદ પોતાની જાતને જાણીને વર્તે તો તે ઘનામીનને પોતામાં આવવાજ નહિ દે. દએન તે માનવને તેમ કરવાના સબબો પુરા પાડે છે. દએન શીખવે છે કે હદ+ઇનસાફની દેવડી આખી નીસ્તીમાં છે જેમાં દરેક ભલા બુરાનો ઇનસાફ થાય છે. આ આખી નીસ્તીમાં મહેરના દફ્તરો છે તેમાં ભલું બુરૂં બેઉ નોંધાય છે. જ્યાં લગી ઇનસાફ પ્રમાણે હદ આવવાની હોય ત્યાં લગી તે કરનાર જીવીને તે હદ લાવી શકે છે. પછી હદની બહાર જેવો તે જાય છે એટલે ઇનસાફ તેને અટકાવે છે-તેની હદ દોરી લે છે. ઘનાગીન તો બુરાઇને ખીલવી કાઢનાર છે. ઇનસાનનો દએવ-ભુલાવો અનેક રીતના હવસ રૂપમાં-ખેંચાણ રૂપમાં ઉભરી આવે છે, જે બધાંની નોંધ મહેરના દફ્તરમાં લેવાય છે. પછી જેવો માનવમાંના દએવનો ભુલાવો વધુ જુલમ કરવા માંડે છે-વધુ પાપો કરવા માંડે છે-પોતાના જીવ ઉપર વધુ ભાર મુકવા માંડે છે, કે જરથુશ્ત્રની પોલીસ તેને પકડીને તેને રશ્નુની દરબારમાં ઉભો કરે છે અને મહેરની નોંધોની ગવાહી પેશ કરે છે, જે પછી તેને શીક્ષા થાય છે, જે મહેર યઝત બજા લાવે છે, આથી તે ઇનસાનનો દએવ શીક્ષા ખમીને ભલો થતો જાય છે. શીક્ષામાં સુખ દુખ અને જન્મ મરણના ભેદો આવી જાય છે. ત્યારે પાયૂ-થ્વોરેસ્તાર યઝતો તેને તનમાં

જીવતો ઉભો કરે છે, ધનામીન તેની બુરાઇને ઉગાડે છે જે બુરાઇ કરવામાં હદની બહાર જાય છે જે બધુ મહેરના દફ્તરમાં નોંધાય છે. હદ+ઇનસાફની ચોકી-જરથુશ્ત્રની પોલીસ બધેબધ છે, જે તે હદની બહાર જતી બુરાઇને પકડી શકે છે. હદ+ઇનસાફની કોર્ટમાં રશ્નું ન્યાયાધીશ છે, જરથુશ્ત્ર દાવો માંડનાર છે, મહેર યઝત બેઉ પારટીનો વકીલ છે, તેની નોંધ પ્રમાણે રશ્નુ શીક્ષા કરે છે, જે શીક્ષા ઉપર કહયુ છે તેમ સુખ દુખ જન્મ મરણ વીગેરેની રહે છે, આ શીક્ષા ઇનસાફી છે કેમકે ક્ષથ્રની મીનો અધીકારની છે માટે સુધારનાર સચોત એટલે માનવમાંનાં દએવના ભુલાવાને સુધારવાની શકિત રાખે છે, જેથી માનવની મીટટી સુધરતી આવીને તન પસીન કમાઇ રહે છે. 'હુઇથ્યાઇશ શ્યઑથ્નાઇશ'=નેકીનાં કામો-તરીકતો કરીને 'ફ્રઑરૅત'=દાદાર ઉપર દીન ઉપર પુર ભરોસો રાખીને 'ક્ષ્નઑષૅન્ અહૂરાઇ'=અહુરાને ખુશાળ કરે છે. કેમકે જેમ જેમ માનવ તરીકત ઉપર સાબેત રહે છે તેમ તેમ તેનાં શરીરમાંનો દેવ બંદમાં આવે, જેથી ધનામીનનું દેવને ઉભરાવવાનું કામ પડે નહિ, જેથી સ્પેનાની ખુશાળી થાય. એમ ત્યારે ગાથાના આ બધા ફકરાઓ બુનદહીશનના સૃષ્ટી રચનાના ભેદ રાખનારા છે, જેઓની ઉકેલ-દીલપસંદ સમજ ક્ષ્નૂમ વગર થઇ શકતી નથી.

## ગાથા હા ૩૦-૫ માટે સુદકર નસ્કની વીગત.

(વાંચો સુદકર નસ્ક પાને ૧ થી ૩).

ગાથા હા ૩૦ ફકરા પાંચમાં કહે છે કે તે બે મીનો કે જેઓએ ઉપર ચોથા ફકરામાં જોયું તેમ નીસ્તી કીધી-એટલે જેઓએ ઉસુલ બે સામસામી ગતીઓ જેઓ એકરસ નહિ થઇ શકી તેઓને એકરસ કરવાની હિકમત કરવાનું શરૂ કીધું, એટલે જેઓએ ગએમ જીવ આપ્યો કે જેથી નીસ્તી ગેતી અને તનોમંદ હાલત થઇ, કે જેમાં તે દએવીક ગતી તેવીજ રહેલી હોવે તે બધાનો ખ્વાસ ખરફસ્ત્રી છે. આવા ખરફસ્ત્રી સ્વભાવને બહાર કઢાવવા ધનામીન થયો છે. માટે હવે આ પાંચમાં ફકરામાં કહે છે ધનામીને બુરૂ અખત્યાર કીધું છે એટલે તનોમંદ કાયામાં જે મુળ બદીનાં બીયાંઓ છે તેઓનું નીકંદન કરવા તે બદીઓના બીયાં-ઓને રોપીને છોડવા ઉગાડી તે વ્યકિતઓને ખવડાવવાનું અને એમ તે વ્યકિતઓને છાકટ કરવાનું શરૂ કીધું. એમ ત્યારે તે બે મીનોમાંના ધના 'અચિશતા વેરેજ્યો'=બુરૂ કરનાર છે, કેમકે જો તે એમ બુરૂ કરનાર તરીકે નહિ હોય તો નીસ્તીમાંના બુરાઇનાં બીયાંઓની સદગતી થાયજ નહિ. બુરાઇ જે થાય-તનોમંદ હાલતમાંથી બહાર પડે તેની કઝા હદ+

ઇનસાફની દેવડી લાવે છે. આ હદ-ઇનસાફની દેવડીને અહિંયાં **ખ્રઑજ્‌-દિશ્તેંગ અસેનો વસ્તે**=સખત પથ્થરના ભારવાળા આસ્માન કહયા છે જેઓને સ્પેનામીનનું વસ્ત્ર કહયું છે. એટલે ફરતાં આસ્માન જે પથ્થર જેવું સખત જરાકબી ચુકે નહિ-જીણું પણ ધીમું દળે તેવું કહયું છે તેથી તે બુરાઈ દબાઇને ભલાઇમાં બદલાતી રહે છેઃ માટે કહે છે કે સ્પેનામીને **અષેમ** અષોઇ પસંદ કીધી એટલે રાહે રાસ્તી પ્રમાણે ચાલવાનું શરૂ કીધું એટલે જે કંઇ બુરાઇ થાય તેને તેના શુભ છેડાએ લઇ જવાનું શરૂ કીધું-આવું કામ કરવા કહે છે કે તે સ્પેનામીને '**યે ખ્રઑજ્‌દિશ્તેંગ અસેનો વસ્તે**'=જેણે સ્પેનાએ સખત ભારી પથ્થરના આસ્માનનું કપડું પહેર્યું છે. એટલે તે બુરાઇઓને તે આસ્માનની ખુબીથી દળીને ભલાઇમાં બદલે છે-આસ્માનને પથ્થરનું એટલે સખત ભારી ચુકે નહિ તેવું કહયું છે તે આસ્માનને સ્પેનાનું વસ્ત્ર કહયું છે એટલે સ્પેનાના તાબાનું કહયું છે, કે જે સ્પેનામીને **અષેમ** અખત્યાર કીધેલો માટે તે ભારી પથ્થરનાં આસ્માનને સત્ય અને હદ+ઇનસાફથીજ ચલાવે છે. પછી કહે છે. સ્પેનામીનનાં આવાં કામનો એટલે બુરાઇને આવી રીતે દળવાનો શો નતીજો છે? કહે છે કે '**યએચા ક્ષ્નઑષ્ન અહુરૅમ્ હુઇથ્યાઇશ્ ષ્યઑથ્નાઇશ્ ફ્રઑરૅત્ મજ્‌દાંમ**'=જેઓ એટલે તે બધા દબાઇને સુધરેલાઓ જેઓ હવે સ્પેનામીનને લગતા છે તેથી દબાઇને સુધર્યા છે તેઓ પુર્ણ એતેકાદ રાખી ભલાં કામોથી વર્તીને સ્પેનામીનની માફક અહુરમજ્‌દને ખુશહાલ કરે છે. આવો ભેદ જે ગાથાના તે પાંચમાં ફકરામાં આપેલો છે તેમાંનો તે દબાયલી બદીનો ભેદ-તે દબાયલી બદી સ્પેનામીનને લગતી થઇને એતેકાદ રાખીને ભલા કાર તરીકતો કરીને અહૂરાને મળે છે તેની રીત અને સમજ દીનકર્દનો આ **સુદકર નસ્ક** વર્ણવી બતાવે છે. તરીકતોથી આબાદી મળે-જુવાની ભલાઇએ પુગી બુઢાપો સફળ જાય વીગેરેની વીગતો જે **સુદકર નસ્ક**માં છે તે આ ગાથાના પાંચમા ફકરાની છેલ્લી લીટીનો રહસ્ય પુરો પાડે છે.

## ગાથા હા ૩૦-૫ ને માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬)

**ગાથાના ૩૦ મા હાના પાંચમા** ફકરાની વીગત ઉપર લખી ગયા. તેમાં ધના અને સ્પેનાની સામસામી ચળવળો જોઇ ગયા છીએ. આ સામસામી ચળવળોને માટે **વરશ્ત માન્સર નસ્કના** છઠ્ઠા ફકરામાં+સાતમા ફકરામાં બયાન આપે છે જેબી અવસ્તાનાં બયાન જેવુંજ અલંકારીક છે. ધના-

મીનના કહેવાને 'હનહીહન્' તરીકે એટલે બબડવા ઘુરકીને કહેવા તરીકે એટલે શ્રાપ તરીકેનું કહેલું છે. તે કહે છે કે હું બુરી મનશ્નીવાલો, બુરી જબાનવાળો બુરી કરણીવાળો છું–મારૂં કપડું તદ્દન કાળું છે અને ઘણુંજ સખત જાડું છે અને બુરૂ નાસીપાસીવાળું છે એટલે લગી કે જેમ જેમ તે કપડું વધારે વધતું જાય છે તેમ તેમ શીહ્યાતર થતું જાય છે. આવું લખાણ ધનામીનની વર્તણુક જે ઉપર લખી છે તેનોજ એક જાતનો અલંકારીક આકાર છે. ઉપર કહ્યું છે કે બુરાઇના બીયાંઓ જે તનોમંદ કાયામાં છે તેઓને ધના ઉગાડે છે અને તેનાં ફળ તે વ્યકિતને ખવડાવે છે. પણ ધનામીનને ફ્રવષિની હિદાયત નથી માટે તે હદ+ઇનસાફને ચુકે છે અને જોઇએ તેથી વધુ બુરી ખેતી તે બુરાઇઓમાંથી કરાવે છે. આ બાબદને માટે ઉપર કહે છે કે મારૂં કપડું–મારી વણાત–મારી ખીશ્કારી વધતી જાય છે એટલે હદમાં રહેતી નથી–ઇનસાફને ઓળખતી નથી, જેથી તે મારૂં કપડું–ખીશકારી વધુ શીહ્યા રહે છે એટલે ઇનસાફથી દુર અસત્યની થઇ જાય છે. મારો ખોરાકજ બુરા વિચાર–બોલ–કર્મો છે બુરાઓને હું ચાહુ છું. પહેલવીના **વરશ્ત માન્સર નસ્ક**ના આ છઠ્ઠા ફકરાની વીગત, ઉપર જે તરજુમો આપ્યો છે તેવીજ પણ અલંકારીક છે. કપડું તે ધનામીનની ખીશ્કારીથી થયલી કાળી કુદરત છે જેમાં **શેતાન** મુળ છે, તીરેગોહર તેનું લશકર છે. **વરશ્ત માન્સર**ના સાતમા ફકરામાં સ્પેનામીનની ખીશ્કારી કહી છે જેબી તરજુમામાં જે સમજ આપી છે તે સમજનોજ અલંકારીક આકાર છે. **વરશ્ત માન્સર નસ્ક**ના તે સાતમા ફકરામાં સ્પેનામીન કહે છે કે મારા વિચાર–બોલ–કરણી પાક છે. **પથ્થરનું બનેલું આસ્માન મારૂં વસ્ત્ર છે.** આ આસ્માન કયા મસાલામાંથી બનેલું છે? કહે છે કે **ગેહાન–સ્તીહ**ની ગતી થવાના મસાલામાંથી બનેલું છે જે મસાલો પથ્થરનો છે. આ પથ્થર જુદોજ છે. **'ગેહાન–સ્તીહ'** એટલે જગત જે નીસ્તીનું છે તે **'સ્તીહ'** પોતાને લગતી અમર ગતીવાળું જગત જે ગરોદેમાન તરીકે છે તેવી સરજતે જશે તે. અહિંયાં દીનકર્દનો સાહેબબી ભેદમાં કહે છે કે નાશવંત જગત સપ્પર પહેલી બે ગતીઓના અપુર્ણ મેલાપથી થયું છે. સપ્પર પહેલી બે ગતીઓ પુર્ણ રીતે મલી ગઇ ત્યારે હસ્તી થઇ–અમર જગત થયું, પણ તે ગતીઓનો જે ભાગ નહિ મળ્યો તેને માટે તે મળી ગયલી હસ્તીમાંની બે શકિતઓએ સામસામે ભાવ ભજવીને ત નહિ મળેલા ભાગોને તનોમંદ કાયા તરીકે મેળવીને ચલાવી રહે છે–એ મતલબે કે તે તનોમંદ કાયા અમર થાય. સ્પેનાએ જીવ આપ્યો અને તે તનોમંદ કાયા જગત કીધી; ધનાએ જીવને તોડયો એટલે તેનો દેખીતો નાશ થયો કે જેમાંથીજ તે વધશે. સ્પેનાએ હસ્તીમાંથી આસ્માનમાંથી જીવ આપ્યો અને તનોમંદ ભેદ કીધો. ધનાએ

તે તોડયો; કંઇક મતલબ તેમાં ચચવાઇ-સ્પેનાએ ત્યારે ફરીથી જીવ આપ્યો.-એમ થયા કરે છે કે જ્યારે છેલ્લે ફ્રશો-ગર્દ થશે એટલે ગેહાન-જગત 'સ્તીહ'=ઉંચ ગતીના જગત ગરોદેમાન જેવું થશે. એમ ત્યારે બે મીનોમાંના સ્પેનામીન હસ્તીમાંથી જીવ આપે છે કે જેથી તનોમંદ કાયા થઇ રહે છે. તે જીવ 'સ્તીહ' જગત જે 'હુઇથ્યેંગ'ની હસ્તીનું છે તેમાંથી આવે છે, માટે કહે છે કે આસ્માનની બનાવટ જગત માટેની 'સ્તીહ' એટલે જગત માટેની હસ્તીમાંથી છે. તે અસ્મ પથ્થરનું છે એટલે સચેત ધીમી રીતે કામ કરનારૂં છે કે જેની વીગત ઉપર આપી છે. વાંચો પાને ૯૦-૯૨ મે.

ત્યારે **વશ્તસ્ત માન્સર નસ્ક**ના આ છઠ્ઠા અને સાતમા ફકરાઓ ગાથાના આ પાંચમા ફકરાની બીજી લીટીનું બ્યાન ઉપ્યાનારૂપનું કરે છે, જેની મુખ્તસર સમજ ઉપર આપી છે. વળી છેલ્લી લીટી કે જેમાં કહે છે કે **યએચા**=સ્પેનામીનને લગતાઓ જેઓ દળાઈ દળાઇને સુક્ષ્મ થયા છે તેઓ નેકી કરે છે અને સ્પેનામીનને મળે છે. આવાઓની જાત-સેફાત-વર્તણુક-વિચાર-તોરીક-ફેલ-ઇનફાલ કેવી હોય તેનો ભાશ **વશ્તસ્ત માન્સર નસ્ક**ના પહેલા, બીજા, ત્રીજા-દસમા-અગીઆરમા-બારમા-ચૌદમા-પંદરમા-સોળમા ફકરાઓમાં અનેક રીતે ચહડ ઉતરની રીતે આપ્યો છે. ગાથાના તે પાંચમા હાની પહેલી લીટી કે જેમાં **દ્રેગવાઓ**=બુરા એટલે અહુરાના હોકમથી દુર જતા **અચિશ્તા વેરેજયો**=બુરામાં બુરૂ કરી રહેલા મીનો જે તનોમંદ વ્યકિતઓને ફરેબ આપે છે તેના તેવા બુરા હવસો ઉભરાવવાનાં કામથી લોકો પાપો કરે છે તેનો ખ્યાલ **વશ્તસ્ત માન્સર નસ્ક**ના આઠમા અને નવમા ફકરામાં આપેલો છે.

## ગાથા હા ૩૦-૫ માટે બગ નસ્કની સમજ.

(વાંચો **બગ નસ્ક** પાને ૬ થી ૧૧ મે.)

**ગાથાના આ પાંચમા હા**ની સમજ ઉપર જોઇ ગયા છીએ તેમાં કહયું છે કે ધનાનું કામ બુરૂં છે-દ્વંદીનું છે એટલે અહુરમજદથી દુર જવાનું છે એટલે હાડમંદ સૃષ્ટીને અહુરમજદથી ઓર અને ઓર વીખુટી કરવાનું છે, જ્યારે સ્પેનાનું કામ તે દુર જતી સૃષ્ટીને અહુરમજદની નજદીક લઇ જવાનું છે કે જેને માટે દાદારે તેને પથ્થરનું બનાવેલું આસ્માન વસ્ત્ર તરીકે આપેલું છે. પથ્થરનાં આ વસ્ત્રથી સ્પેનામીન અષોઇને કઇ રીતે જમાવતા હોય અને ધનાને લીધે દુર અને દુર જતી સૃષ્ટીને અહુરમજદની તરફ **ઉરવીસ** કઇ રીતે કરતા હોય-પાછી કઇ રીતે ફેરવતા હોય તેના ભેદ માટે **બગ નસ્ક** છે, જેમાંના પહેલા ફકરામાંજ કહે છે

કે જે કોઇ દાનાવ માણુસ એટલે ધનાના હાથમાં ફસી પાપો કરીને પેલા સ્પેનામીનના વસ્ત્ર જે પથ્થરનું અસ્મ છે તેનાથી દબાઇને આઝાદ થઇને સમજુ થયલો માણુસ આથ્રવનની સરદારી ટેકવે, તો તેથી દીનના ચાલવા માટે યોજેલી એરવ્રદોની શાળાબી ખીલતી રહે. એટલે સ્પેનામીન જેણે પથ્થરનો પોશાક પહેરેલો છે એટલે બુરાઇને પથ્થરથી દાબીને ભલી કરે છે તે સ્પેનામીનના ગેતીમાંના હમકારો તે આથ્રવનો અને દીની સંસ્થા છે. માટે જે કોઇ આથ્રવનને–દીની સંસ્થાને ટેકવે તે ગોયા સ્પેનામીનને ટેકવે એટલે સૃષ્ટીને દાદાર તરફ લઇ જવામાં મદદ કરે. એમ ત્યારે દીન–દીની સંસ્થાઓ વીગેરે બધું સ્પેનામીનના હમકાર તરીકે છે, જેઓ ગેતી જે ચ્રનામીનના ફનથી અહુરમજદ તરફથી દુર અને દુર જાય છે તેને '**ઉરવીસ**' આપીને ફેરવે છે. એમ **ગાથા ૩૦–૫ મા ફકરાની** બીજી લીટીની અંદરના ભેદનો ખરો પરદો–ખરો તાત્પર્ય આ **બગ નસ્ક**ની વીગતમાં છે. પથ્થરનાં અસ્મનાં કપડાં પહેરેલો સ્પેનામીન તે અસ્મ મારફતે અશોઇને વધારે છે એટલે રાદને વધારે છે એટલે ધનાને તોડે છે એટલે સૃષ્ટીને અહુરમજદ તરફ લઇ જાય છે, જેની મારેફત હમકાર તે દીન છે–દીનના દસ્તુરો છે–દીનની સંસ્થાઓ છે. આવી દીનથી–દસ્તુરોથી પછી લોકો ફરેબ ખાતાં કઇ રીતે, જાતજાતની રીતે અટકે છે તેનું બ્યાન અનેક મરયાદા દ્રષ્ટીથી તે **બગ નસ્ક**માં આપેલું છે, એમ **બગ નસ્ક** આ **ગાથાના પાંચમા ફકરા**ની બીજી લીટીનો ભેદ ખોલે છે. ગાથાના તે પાંચમા ફકરાની ત્રીજી લીટી કહે છે કે **યએચા**=સ્પેનામીનને લગતા કે જેઓ સ્પેના-મીનના પથ્થરના પોશાકથી સુધર્યા તેઓ, જેઓ ધનાથી ફરેબ ખાઇ પાપો કરી શીક્ષા પામી ભલી ખેરદ મેળવે છે તેઓ પછી '**હુઇથ્યાઇશ બ્યઓથનાઇશ**'=ભલાં કામોથી સદમાર્ગે ચાલીને દાદારને ખુશી કરે છે એટલે દાદારને ભેટે છે એટલે દાદારથી દુર જતાં અટકી દાદારની નજદીક જાય છે–આ બધું કઇ રીતે થાય છે તેનોબી ચિતાર આ **બગ નસ્ક**માં છે. '**ફ્રઓરેત મઝદામ**'=અહુરામજદા ઉપર ભરોસો રાખી જેમ યઝતો રાખે છે તેમ કરીને રહેવું અને સાથે સાથે '**હુઇથ્યાઇશ બ્યઓ-થનાઇશ**'=નેકીના હસ્તી તરફ પાછાં ફરવાનાં કામ કરવા અને **ક્ષ્નઑષૅમ અહૂરેમ મઝદાંમ** અહુરમઝદને ખુશહાલ કરવો–તે બધું કરનાર માણુસ ખુદ પોતે પોતાના ખોદાને પુગીને **બગ** થયલો રહે છે. ત્યારે ગાથાના આ પાંચમાં ફકરામાં ધના અને સ્પેનાની ખીશકારી ફ્રશો–ગર્દ કઇ રીતે આખરે થશે કે જેમાં માનવો મારેફત તરીકે વચમાં રહી બગ થઇ ખોદા–રસીદા થઇને ફ્રશો–ગર્દ થવામાં યઝતોને કઇ રીતે મદદ કરશે તેનો ભેદ આપેલો છે કે જેની વીગત આ **બગ નસ્ક**માં છે.




અયાઓ[1] નોઇત્[2] ઍરૅશ્[3] વીબ્યાતા[4] દએવાચિના,[5] હ્યત્[6]
ઇશ્[7] આ-દેબઑમા[8]

પૅરૅસ્મનૅંગ[9] ઉપા-જસત્[10] હ્યત્[11] વૅરૅનાતા[12] અચિશ્તૅમ્[13]
મનો[14]

અત્[15] અએશૅમ[16] હૅનદ્વારૅન્તા,[17] યા[18] બાંનયૅન[19] અહૂમ[20]
મૅરૅતાનો.[21]

દએવોના પસંદ કરનારા પુજારીઓ[5] (માંનો કોઇબી) ‖ તે બે[1] (બીનો)નો (ભેદ) ‖ સાચ્ચી રીતે ખરેખરો[3] ‖ પામી શકયો[4] ‖ નહિ[2] ‖ તેથી-ત્યારે[6] ‖ (તેઓમાંનો આગેવાન) ‖ સવાલ જવાબને માટે[9] ‖ બહાર પડયો.[10] ‖ (તેની મારફતે) તેઓને[7] ‖ છેતરામણુવાળા જાહેર કીધા-પુરવાર કીધા[8] ‖ છતાંબી[11] (તેણે) ‖ બુરામાં બુરી રીતે ચાલવાનું-બુરી આઇનોવાળુ[13] ‖ મન, ઇચ્છા[14] (રાખવાનું) ‖ (તેઓ પાસે) પસંદ કરાવ્યું.[12] (બુરો રસ્તો તેઓ પાસે અખત્યાર કરાવ્યો). ‖ અને પછીથી[15] ‖ અએષેમ[16] (બુરાઇ કરાવનાર દેવ)ને (મળવા) ‖ તેઓ ધસ્યા,[17] ‖ કે જેથી[18] ‖ હાડસંદ, સંકોચાવા લાયકની, જન્મ મરણુવાળી ચીજોને માનવ વીગેરેને[21] ‖ (તેઓની) દુન્યાને, હયાતીને[20] (હાલી હાલની જીવતી તેમ ભવિષ્યની મરણ પછી પછીની હયાતીને) ‖ પાપની બીમારી-વાળી અપવિત્ર કરે.[19] ‖

## મીલ્સના પોથામાંની પહેલવી સમજ.

### ગાથા હા ૩૦-૬ ની પહેલી લીટી માટે કહે છે કે:

વલ્મનશાન્ લા રાસ્તો બરા વીચીનેન્દ મૂન્ શેદયયા હોમંદ ચીગામ્ચાઇ (અઇઘ્ શેદયયા મિન્દવમ્ ઇ ક્રારૂનો લા વાદુનંન્દ) વ મૂનીક્ વલ્મનશાન્ ક્રીફૂત (વલ્મનશાન્ મૂન્ શેદાન્ ક્રીફૂત યક્વીમૂન્દ રાસ્ત્ અફ્ લા વાદૂનયેન્)=આમાંના જેઓ દેવો છે તેઓ ખરેખરૂં કશીબી બાબદમાં પારખી શકયા નહિ (એટલે તે દેવો સાચ્ચી

ચીજ કરી શકેજ નહિ). તેઓ એમ છેતરાયા કરે છે (દેવો પોતાથી છેતરાઇને છેતરાયા કરીને કંઇભી સાચ્ચું કરી શકે નહિ).

**ગાથા હા ૩૦-૬ ની બીજી લીટી માટે કહે છે કે:**

**અવો પૂરસીશ્નો મદમ્ મદોહોમંદ્ (અઇધ્ શાન્ લવ-ત્મન્ શેદાન્ હમ્ પૂર્સીદો યહુવૂનેદો) મૂન્શાન્ દાશીદ્ ઝક્ ઇ સરીતર્ પવન્ મીનીશ્નો**=પુરસોપાસુખ કરવા માટે તેઓ આવેલા (એટલે તેઓને દેવોની સાથે પુછપરછ થયલી). વિચારમાં જે બુરો હતો તેને તેઓએ ચાહયો.

**ગાથા હા ૩૦-૬ ની ત્રીજી લીટી માટે કહે છે કે:**

**અઇતુનો લવત્મન્ ખેશ્મ અવો હમ્ દૂબારસ્ત્ હોમંદ્ અકૂશાનો વીમારીનીદો અહુવાન્ ઇ મરૂદૂમાન્ (અઇધ્ લવત્મન્ ખેશ્મ અન્શૂતાન્ અહૂકીનેન્દ્)**=તેઓ ત્યાર પછીથી ઝનુન બુરા ગુસ્સાની સાથે એકસરખા ધસ્યા અને તેઓથી માણુસોની જીંદગી દુખવાળી થઇ (એટલે કે ગુસ્સાના દેવની મારફતે માણુસોને એબ-વાલા કીધા). આ પહેલવી સમજમાં ઉપર કહયો છે તેવોજ અર્થ છે.

પહેલવી સમજથી ખુલ્લું થાય છે કે **વીષયાતા** શબ્દનો કર્ત્તા **દએવાચિના** છે. **દએવાચિના**માં દેવો હવસોથી ભમાઇ ગયલાઓનો અર્થ ખુલ્લો થાય છે. **વીષ્યાતા** એકવચનના ક્રીયાપદને **દએવાચિના** બહુવચનનો કર્ત્તા લાગેલો આજે ગણે છે પણ **દએવાચિના**માંભી એકવચનનો અર્થ સમાવા ધારેલો છે, કેમકે તેમાં દેવપરસ્તમાંનો ગમે તેવો આગેવાન એમ અર્થ કહેવા ધારેલો છે.

વળી **'આ-દેબઓમા'** શબ્દનેભી ક્રીયાપદ તરીકેજ લેવાની સમજનું ખરાપણું પહેલવીમાંથી ખુલ્લી થાય છે. પહેલવીમાં એ શબ્દને છેતરાવાનો અર્થ લાગુ પાડે છે. કહે છે કે દેવો છેતરાયા કરે છે તેમાં ગમે તેવું તમો તેઓને સમજાવો-તેઓને પુરસોપાસુખમાં સવાલ જવાબમાં મહાત કરો-તેઓની ખાત્રી કરાવો તોભી તેઓ સામાવાળાનું માનતાજ નથી એમ અર્થ છે. ખુદ **'દએવ'** શબ્દમાં **દીવ=ચલકવું** અને **દબ=છેતરાવું** એમ બે મુળો છે એટલે જડવાદી જ્ઞાનથી ચલકીને ખુદપરસ્ત થઇને ખરી બાબદથી અજ્ઞાન રહીને ખરાપણાંથી દુર રહેવાની છેતરામણવાળો, જ્ઞાન રાખીને તે જ્ઞાનનાં અધુરાપણાંથી છેતરાયલો. દરેક **જણ જેઓ જડવાદને**

ઘણીજ અગત્યતા આપે છે તેઓને દએવજ કહે છે. તેઓ પોતાની ખામીને નહિ જોઇ શકવાની છેતરામણમાં અટવાયા કરે છે.

## ગાથા હા ૩૦-૬ ના શબ્દ અર્થ:

'અયાઓ'=તે બેનો એટલે બે મીનોનો શું? એટલે ભેદ એમ અહિંયાં અધ્યાહાર છે.

'એરેશ'=બરાબર, સત્ય પ્રમાણેનો જોઇએ તેવો; અહિંયાં ક્રીયાવિશેષણ અવ્યય તરીકે વપરાયલો છે.

'વીષ્યાતા' શબ્દ અપુર્ણ ભુત સંશ્યાર્થ આત્માને ૩/૧ છે, 'વી-સો' ધાતુમાં 'સો' એટલે કાપવું-કાપીને સારૂ નરસુ જોવું ઉપરથી 'પામી શકવું' એમ અર્થ રાખે છે. પહેલવીમાં 'વીચીનેન્દ' શબ્દની એજ અર્થ દેખાડે છે.

'દએવાચિના'માં દએવા એટલે દેવો ભુલાવો રાખીને શીખવનારાઓ; 'ચિના'માં 'ચિ'='પસંદ કરવું' ઉપરથી દેવોને પસંદ કરનારા. એ શબ્દ બહુવચનમાં છે. પણ એમાં એકવચનનો મર્મ બતાવેલો છે. દેવના પુજારીઓમાંનો કોઇબી આગેવાન એમ અર્થ કહેવા ધારેલો માટેજ એ શબ્દને માટે એકવચનનો ક્રીયાપદ 'વીષ્યાતા' વાપરેલો છે.

'ઇશ'='ઇ'-'ઇમ'-'અ' દરશક સર્વનામનું બીજી બહુવચન 'તેઓને'

'આ-દેબઓમા' શબ્દ 'દબ'=છેતરાવું ઉપરથી અપુર્ણ ભુત ૧/૩ માં છે; છેતરાયો છે એમ જાહેર કીધું-સીદ્ધ કીધું એવો અર્થ છે.

'ઉપા-જસત્'=બહાર પડયો. એના કર્ત્તા તરીકે દેવપરસ્તોનો સરદાર એમ એકવચન લેવાય.

'વૅરેનાતા'=પસંદ કરવું-કરાવવું ઉપરથી અપુર્ણ ભુત ૩/૧ માં છે. એમાંબી દેવોનો સરદાર કર્ત્તા તરીકે છે.

અહિંયાં ત્યારે 'વીશ્યાતા'; 'ઉપાજસત્;' 'વરૅનાતા;' શબ્દોને માટે ૩/૧ વાપરેલું છે તેઓનો કર્ત્તાબી એકવચનનોજ આવી શકે છે તે જોઇ શકાશે.

'બાનયેન્' શબ્દ માટે પહેલવીમાં 'બીમારીનીદા' શબ્દ આપેલો

છે એટલે બીમાર કરવું એટલે અપવિત્રાઇની બીમારીનો ચેપ લગાડવો એવો અર્થ તેનો થાય. વળી પહેલવીમાં એ શબ્દની વધુ સમજ માટે 'અહૂકીનેન્દ' શબ્દ કાઉંસમાં આપેલો છે જેનો અર્થ 'કસૂરવાળા ભુલાવાવાળા કીધા' એમ થાય છે તેમાંથી એજ અર્થ છે.

'અહૂમ્'=હયાતી, દુન્યા જીવતી તેમ ભવિષ્યની મરણ પછીની બીજી એકવચનમાં છે.

'મર્ëતાનો': 'મર્ëતન'નું પહેલી બહુવચન કે બીજી બહુવચનમાં આવે. એ શબ્દ 'મર'=મરવા લાયક ઉપરથી છેઃ જન્મ મરણને આધીન વ્યકિતઓ-માનવો એમ અર્થ છે.

'મનો': મનંઘહનું પહેલી એકવચન છે. એ શબ્દ મન્=વિચાર કરવું, તોલ કરવા ઉપરથી છે.

'અચિશ્તેમ'માં બુરામાં બુરી રીતે કામ કરવાનો અર્થ છે. 'અતીશયાર્થક ગતીનું કામ કરવા માટેનો એ શબ્દ છે.

## શરેહ.

આ ફકરામાંબી ઘણું ઉંડાણ છે. બુરો મીનો જે અંગ્રમીન છે તે દરેક વ્યકતી કે જેમાં ભુલાવો છે તેને ઉભરાવીને ખપાવવા માંગે છે, એમ દરેક વ્યકતી જેટલું બુરૂ કરે તેટલું કરાવવા માંગે છે. આમ છે માટે તેને **અચીશ્તૅમ્ મનો**=હલકી વૃત્તીનો કહયો છે, જેનાથી સાવધાન રહેવા કહયુ છે. કહયું છે કે "**તરોઇદીતે અંઘરહે મઇન્યુશ્**"=અંગ્રમીનોની સમજાવતને આરપાર જોવી એટલે તેનાથી દુર રહેવું અને "**હઇથ્યા વરશ્તાંમ્ હુયત્ વસના ફ્રૂષોતૅમ્મ**"=હસ્તી તરફ જનારાઓની વાસ્ના મુકિત અપાવનારી ઉત્તમ છે માટે તેઓ જેમ રોશનફેલ કરે છે તેમજ કરવો.

ત્યારે ઘનામીન બુરાઇને ઉભરાવવા પેદા પડયો છે એટલે બુરૂં કરાવી તેની બુરાઇ માટે તેને છકાવીને પછી તે બુરાઇના ઝેરમાં તેને સુસ્ત કરીને ઇનસાફ પ્રમાણેની શીક્ષા જે મહેર-રસ્તુની છે તેથી મહાત કરાવીને પછી ભલાઇ ઉપર મોકલવાની છે. સરળ રસ્તો જે રોશન ફેલ-મહેર પતેતનો છે તે પ્રમાણે ચલાવવા એ સરજાયો નથી માટેજ એને **અચિશ્તૅમ્ મનો**નો કહયો છે. ત્યારે રોશન ફેલથી ચલાવવાની ખીશ્કારી ઘનામીનની નથી, ઘનામીન તેમ ચાલવા કોઇને કહેતો નથી એટલે **એૅરેશ**=રાદી ફેલને તે સમજતોજ નથી એમ અર્થ થયો. ઘનામીનમાં શકિત છે પણ તેમાં સત્યતા-ફ્રવષિ નથી તે ઉપર કહયું છે.

એ ધનામીનની રીતે ચાલનારાઓને 'દઍવાચિના' કહયા છે. તેઓ ત્યારે પોતામાંની બુરાઇને ઉભરાવવા હવસોમાં પડે છે અને દુન્યવી સુખમાં રોળાયા કરે છે અને હવસોમાં લીન થઇને ખેરદ રતદ્ થઇને સામાંનું સુખ-પઇસો-ટકો-બઇરી-છોકરાં બધું લુટવા માંડે છે એટલે લોભ-ક્રોધ -મોહ-માયા-વ્યભિચાર-અદેખાઇ-ચતુરાઇમાંજ રહે છે. એમ બુરી તેનીષી -ઇચ્છા વાસ્ના જે અએષમ દેવની છે તેનાજ સાથી તરીકે રહે છે અને એવી રીતે રહીને પોતાના તાબાના બીજાઓનેબી તેજ રસ્તે દોરવે છે, જેથી મરણ પછીની જીંદગીમાં રૂવાન દોઝખી થાય છે, અચિશ્તૅમ અહુમનું લેખાય છે, તેનો ચીનવત પતળો થાય છે અને તે તનાસકમાં પડે છે.

ત્યારે લાંબે રસ્તે જવાનો એટલે બુરી તખ્ઇવ કાર પ્રમાણે ચાલીને સુખ દુખમાંથી પસાર થઇને સુધારવાની કોશેશો નહિ કરીને સીરફ હવસોમાં senses માંજ રહીને દુન્યવી ફેરાઓ લંબાવવાનો રસ્તો અચિશ્તૅમ મનોનો છે તે વિષે ત્યાં બ્યાન છે. એટલે રોશન ફેલ નહિ કરવાનો એટલે મહેર પતેત નહિ કરવાનો એટલે બુરાઇનો ડંખ જે અંતકરણને થાય છે તેજ પ્રમાણે રાસ્તીથી બોલી ભવિષ્યમાં તેવી બુરાઇ ઉપર નહિ જવાનો મકકમ ઠરાવ રાખીને જે કંઇ શીક્ષા દુખરૂપમાં પડે તેને સબરીઆતથી ખુશીથી ખમી નાકસ થઇને સચ્ચાઇ ઉપરજ રહેવાનો ઠરાવ નહિ કરવાનો રસ્તો ધના-માનનો છે, જેથી અએષમની બુરાઇમાં વધારો થાય છે, બુરૂં દુન્યામાં વધે છે અને ભવિષ્યની જીંદગીઓ બરબાદ જાય છે એટલે તનાસક પાડવાથી તને પસીન દુર જાય છે. ટુંકમાં, દએવ પરસ્તીમાં એટલે હવસોના ભુલાવા પ્રમાણે ચાલવાની રીતમાં-જડવાદી રીતમાં-પારકાંને ભોગે જીવવાની રીતમાં 'અએષમ'ની ગતી છે. 'અએષમ'ને બુરો દેવ કહયો છે. માનવો જયારે બુરી ઇચ્છા વાસ્ના કરે, પારકાને ભોગે પોતે સુખ લુટવા માગે, તેવી રીતની જીંદગી જીવવાનો પ્રયાસ કરે, ત્યારે તે માણુસો જે કંઈ પોતાની કરણીનો જવાબ ગુબારરૂપમાં આસમાનરૂપમાં ઉભો કરે છે તેને 'અએષમ' કહે છે. અએષમ શબ્દમાં 'ઇશ' એટલે ઇચ્છવું અને શકિતવાન થવાનો મુળ છે. 'અએષમ'માં ત્યારે 'ઇચ્છાઓની શકિત'નો અર્થ છે. એ શબ્દને બુરી ઇચ્છા તરીકેજ લીધેલો છે. ભલાઇના ગુબારોને માટે એ શબ્દ કેમ નહિ વપરાય એ એક સવાલ સ્વભાવીક રીતે પુછાય. પણ તેનો જવાબ આ છે કે ભલા ગુબારો જે કંઇ બંધાય તે હંમેશા ભલાઇનું કુદરતનું આસ્માન જેને માનો કરકોનું આસ્માન કહે છે તેમાંજ તે ભલા ગુબારો સમાય છે અને ત્યાંથી વધુ ભલા તુરમંદ થઇને હસ્તીને દાદારને જઇ મળે છે. એમ ભલાઇ હમેશાં ભલાઇમાંજ સમાય પણ

બુરાઇ કદીબી ભલાઇમાં નહિ સમાતી હોવે એમ છુટા ગુબારો બાંધે છે, કે જેને અએશમ કહે છે. કોઇબી ગુબાર બંધાય તેની લાંબે કાળે કેરદાર થાય એટલે તેમાં જીવ પડીને તે ગુબાર જીવતો શકિતમાન થઇને પોતાની જાતનું પ્રદર્શન કરે છે. **એમ 'અએષમ' બુરી દુજી શકિતનું પ્રદરશન** છે, જેની તરફ હમેશ દુન્યાની બુરી ચલવલો આકર્ષાય છે. માટે કહે છે કે તે દેવપરસ્તો અએષમને મળવા ગયા એટલે તેઓની બુરી ગતીઓ અએષમને મદદગાર થઇ પડી. **દુન્યા ઉપરની તમામ બુરી વિચાર શકિતમાંથી આ અએષમ જન્મ લે છે.** આ **'અએષમ'**નાં બુરાં વાદળાં જ્યારે પરીપકવ થાય છે ત્યારે તેમાંથી બુરી આફતો જન્મે છે, જેથી ગેતીની ઉપર આજાબ પડે છે. અએષમમાંથી વબા નીકળે છે જેથી ગેતીની ઉપર દુખો ઉભરે છે માટેજ ત્યાં **'બાંનયેન'** શબ્દ વાપરેલો છે, જેમાં દુખોનું પડવું અને તેથી તંદરોસ્તીનું અભડાવવું એટલે તનની દરોસ્તી ખોરવાવવી તેમ મનનું દુખ અને બીજા અણુદીઠ દુખોનું થઇને જીવતી હાલતને ખરાબ કરવી એવો અર્થ છે. **જગતની ઉપર જો ભલી મનશ્ની હમેશા રહેતી હોય તો અએષમ ઉભો થાયજ નહિ અને મીનો કરકોનાં આસ્માનમાંથી ભલાજ આશીશો પડે.** પણ દેવપરસ્તી -સ્વાર્થી મતી આજે દુન્યા ઉપર પ્રબળ છે કે જેમાંથી બધી **'મસ્તુગીહ'**= જાતજાતની છાકટ હાલતો જન્મીને **'અએષમ'** દેવ ઉભો થાય છે, જેથી તન-મન-રૂવાનનું દુખ રહયાજ કરે છે અને ફ્રશો-ગર્દ દુર જાય છે.

## ગાથા હા ૩૦-૬ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

**અહિંયાં** ગાથાના **હા ૩૦** ના આ છઠ્ઠા ફકરામાં કહે છે કે દએવના પુજારીઓ એટલે દુન્યવીપણાને મીનોઇની ઉપર વધુ સરસાઇ આપનારાઓ જીંદગીની નેમનો ભેદ પામી શકયા નહિ. તેઓને જીંદગીનાં ખરાં તાત્પર્ય વિષેની દલીલો કરી ખાત્રી કરી આપી તોબી તેઓ દુન્યવીપણામાંજ અટવાયા કરીને સ્વાંર્થી વિચારો કરીને અએષમ દુજીને લગતા ગુબારો વધુ અને વધુ કરીને વળતો બદલો જે જાતજાતની વબાનો હોય છે તે વબા= બિમારીઓ ઉતરે એમ સાધન ઉભુ કરનારા થઇ પડયા છે. ઉપર કહયું છે કે તે દેવના પુજારીઓને તેઓના સવાલ જવાબની દલીલો આપીને ખાત્રી કરી આપી-દુન્યવીપણા માટે જીવવા માટેના તેઓના વિચારોને ખોટા ઠેરવ્યા છતાંબી તેઓ સુધર્યા નહિ-તે બાબદમાં સવાલ જવાબોની દલીલો શું હોય તેનો ઉડતો ખ્યાલ આ સુદકર નસ્ક આપે છે. ત્યારે ગાથાના

૩૦ મા હાના આ છઠ્ઠા ફકરાનો મુદ્દો સૃષ્ટીને તેના દુન્યવીપણાના સ્વાર્થ અને હવસોની જકડમાંથી છોડવી દુન્યામાંથી પાપોનું મુળ દુર કરીને દુન્યામાંથી દુખ સંકટને મારી દુર કરવા માટે છે-આ મુળ મુદ્દો કઇ રીતે હાંસલ કરી શકાય તેના ફાયદા શું-તેમ નહિ ચાલવે શું ગેરફાયદાઓ થાય તેને માટે આ 'સુદ્દકર નસ્ક' છે.

## ગાથા હા ૩૦-૬ ને માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬)

ગાથાના આ છઠ્ઠા ફકરાનો તાત્પર્ય ઉપર જોયો કે **દએવાચિના**= દેવના પુજારીઓ એટલે દુન્યવીપણાની અજ્ઞાનતામાં અટવાયલાંઓ-સંસારની બેડીમાં જકડાયલાઓ એકદમ દુન્યવીપણાને તોડી શકતા નથી. તેઓની તે વિષેની ખાત્રી થયા છતાંબી તેઓ સ્વાર્થને તજી શકતા નથી અને એમ આ હાની છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીમાં કહે છે તેમ તેઓ અએષમને જોર આપીને ગેતીને ગેતીના દમને હલાક કર્યાજ કરે છે. આવા મામલાને માટે આ **વરશ્ત માન્સર નસ્ક**ના આઠમા અને નવમા ફકરાઓમાં કંઇક વિગત છે. આવા મામલાની સામે સીરફ એકજ બચાવ છે જે દીન છે-દીનના માંથ્રો છે-યસ્નો છે એમ **વરશ્ત માન્સર નસ્ક** શરૂઆતમાંના પહેલાજ ફકરામાં કહે છે. ત્યાં તે નસ્કના પહેલા ફકરામાં અમશાસ્પંદોની **'કામક અનજામી'**=ખુશાલી અપાવનારી મુરાદ અને **ઉરવાખ્મ**=અનંત આનંદ દીનથી અને દીનના માંથ્રોથી અને દીનની યસ્નોની **'આયર્ઝીશને આઓમંદી'**=શુભ મેલાપ કરાવી આપનાર શક્તિથી અને **નીયાયીશન આઓમંદી**=માંથ્રોની ભક્તિથી છે એમ કહયું છે. અમશાસ્પંદોની મુરાદ જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જવાની માટે **દએવાચિના**ના સ્વાર્થી લોકોને **એરેશ**=સત્યતા તરફ-પરદુખ-ભંજનની ગતી તરફ લઇ જવાની છે. એમ દીનની સંસ્થાઓ, દીનની રસી-અત-યસ્નથી અએશમ તુટે છે-સ્વાર્થ તુટે છે એમ કહે છે. માંથ્રોના ભણવામાં યસ્નોના થવામાં, માંથ્રો-યસ્ન કાયદાસર થવે માંથ્ર-સ્પેન્તના જાતજાતના આશીશો ઉતરે છે જેથી બુરાઓને શીક્ષા થઇને ભલી તોરીક મળે છે-ભલાઓની ઉપરનું વાદળુ તફરગે થાય છે. એમ દાદારના આશીશોથીજ એટલે દીનથીજ મામલો સુધરે છે. ત્યારે દીનની તલેસમો કે જેઓ આવા આશીશો ઉતારવાનાં સાધનો છે તેઓ અનેક રીતે આવા **દએવાચિના**ની બુધ્ધી ઠેકાણે લાવી શકે છે-આવી બધી બાબદોને **વરશ્ત માન્સર નસ્ક** ઉપર ઉપરથી વર્ણવી જાય છે-જેનો ભાસ આ નસ્કના ૧-૨-૩-૧૦-૧૧-

૧૨–૧૩–૧૪–૧૫ અને ૧૬ મા ફકરાઓમાં આપેલો છે. ટુંકમાં એ કે **ગાથા હા ૩૦–૬** કહે છે કે ગમે તેટલુંબી **દએવાચિનાને** એટલે દુન્યાના બંધનવાલાઓને સમજાવે તોબી તેઓ દુન્યવીપણાને છોડતા નથી અને દુન્યવીપણાનો દેવ જે **અએષમ** છે તેને મલીને હયાતીને–ગેતીને–લોકોને વધુ અને વધુ ભુલાવાની ભુલભુલામણીમાં સંડોવ્યા કરે છે–આવા મામલાની સામે શું ઈલાજ થઇ શકે તેની સલાહ દીનકર્દનો **વરશ્ત માન્સર નસ્ક** આપે છે કે દીન અને દીનના માંથ્રો–યસ્ન ફતેહમંદીથી કાયદાસર ચલાવવે બુરા અએષમનાં જોરને પુરા પડી શકાય છે, કે જેથી દએવ–પરસ્તીનું મુળ જોખમાય અને ગેતીમાં શાંતી–શાદી પંથરાવે લોકો ખરાં ખોટાંનું તોલ કરીને ભલાં થતા આવે. **'મરેતાનો'**=લોકો અને **અહૂમ**=તેઓની હયાતી–ગેતી **'બાનયેન'**=માર ખાધેલી–હલાક થયલી–ખરાબ થયલી રહે છે–તેનો બચાવ દીનની બરકકત છે દીનના માંથ્ર–યસ્નમાં રહેલી સદગતીઓ આશીશો છે–માટે તે બધું બરાબર બજા લાવવું એમ દીનકર્દનો આ **વરશ્ત માન્સર નસ્ક** કહે છે.

## ગાથા હા ૩૦–૬ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે.)

ગાથાના આ ૩૦ મા હાના છઠ્ઠા ફકરાની વીગત ઉપર જોઇ ગયા છીએ. **દએવાચિના**=દેવના પુજારીઓ એટલે દુન્યવીપણાના સાથીં મીનોઇના અજ્ઞાન લોકો પોતાની ઉપરના દએવના ભુલાવાનો પરદો તોડી શકતા નથી, કેમકે અએષમ દેવનો બુરો ગુબાર–બુરી સત્તા જે થઇ રહેલી છે તેનાથી તેઓનો તે ભુલાવાનો પરદો ટકયા કરે છે અને એમ **'મરેતાનો'**=માનવ પોતે, તેની હયાતિ, ગેતી બધું દુખ–આફત વીગેરેમાં રહીને હલાક થયાજ કરે છે. એમ માનવમાં તેમ બહાર દુજી ગતીની બુરી તલેસમો જડ ઘાલી બેઠી છે જે એકદમ તુટી શકતી નથી. ગમે તેટલું તેઓને સમજાવે પણ તેઓ સમજી શકતા નથી એવો તાત્પર્ય **ગાથા હા ૩૦–૬** માં છે. આવો મામલો ધનાને લીધે ઉભો થવા પામ્યો છે. પણ ધનાની સામે સ્પેનામીનબી છે અને તેની તલેસમોબી છે. દીન પોતે દીનની સંસ્થાઓ કે જેમાં મીનોઇ બરકકત–આશીશો છે તે બધું–દીન–દસ્તુરો વીગેરે સ્પેનામીનના હમકારો છે, કેમકે સ્પેનામીનની તલેસમો તેઓ બધામાં થઇ રહી છે. ત્યારે જેમ ધનાએ અએષમની તલેસમ ઉભી કીધી છે કે જેથી જડતાના સહવાસમાં દુન્યવી લોકો આવી રાહમાલ જયા કરે છે, તેમ સ્પેનાએબી તલેસમો કીધી છે કે જેઓમાંની કેટલીક દીનની તલેસમો તરીકે છે, જેઓમાં શાળાઓમાં રહેતી તલેસમ

એક છે. માટે આવી દીનને ટેકવવી-તેને લગતી શાળાઓને ટેકવવી કે જેથી દીનનો પ્રભાવ જામે, દીનની બરકકત આશીશો ઉતરે અને 'અએષમ'નો ગુબાર તુટે યા જોર નહિ પકડે. ત્યારે **અએષમના ગુબાર સામે બીજો ભલો ગુબાર ઉભો કરવો યા થયો હોય તેને ટેકવવો**-ભલી ખોદાઇ ઉભી કરવી યા ટેકવવી કે જેથી **અશેતાનો**=લોકોની **અહુમ**=હયાતી ગેતી બરબાદ જાય નહિ, અને ફ્રશો-ગર્દની નેમ સચવાયલી રહે. ત્યારે આ **બગ નસ્ક**માં દીનની-તલેસમોને ટેકવવાનો બોધ છે કે જેથી આ હાના છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીની ધાસ્તી ઉભી થાય નહિ-યા કમ થઇ જાય. ત્યાં કહયું છે કે અએષમ દેવને એટલે સ્વાર્થની શકિતને જડતાના લોકો જોરેમંદ કરે છે તેનું જોર તુટો. ત્યારે **બગ નસ્ક**માના પહેલા ફકરામાં એરવદની શાળા સંસ્થા ટેકવવા વીગેરે કહે છે તેનો ભેદ હવે સમજાઇ શકાશે અને ત્યાર પછીના બધા ફકરાઓ કે જેમાં દીનને પાળવાની જાત જાતની વસીઅતો છે તેનો ભેદ સમજ પડશે. એ **બગ નસ્ક**ના સાતમા ફકરામાં કહે છે કે તંગીમાં આવેલાઓની તંગી દુર કરવી કે જેથી જાણે જરથુસ્ત્રને ખુશ કીધો હોય એમ થાય. તંગીમાં આવવું તેમાં દુન્યવી સંસારના માણસોની વીપતીની વાત છે. તેઓ તંગીને લીધે બુરાઇ ઉપર નહિ ઉતરે અને ગાથાના છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીમાં કહે છે તેમ બુરાઇના ગુબારને ટેકો નહિ આપે માટે આ **બગ નસ્ક**માંના સાતમા ફકરાની સલાહ છે. **બગ નસ્ક**માંના આઠમા ફકરામાં કહે છે કે જે કોઇ સરદારીને લાયક છે તેને સરદારી આપે તો તે સરદારીની જોખમદારીથી તે સરદારની શુભ અકકલ ખીલે છે. આ સમજણી ગાથાના ૩૦ મા હાના છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીના ભયને દુર કરવા માટે છે-કેમકે લાયક લોકોને સરદારી આપવે આમ લોકો જેઓ તેના તાબામાં છે તેઓની ઉપર જાસ્તી ગુજારે નહિ અને તેઓ બુરાઇ ઉપર ઉતરીને અએષમને જોર આપે નહિ. વળી **બગ નસ્ક**ના નવમા ફકરામાં **'વર કરદન'**ની વાત છે. બુરા અએષમવાળો જયારે ભલાની ઉપર ખોટું તોહમત જોડે ત્યારે તે ભલાઓ પોતાનાં નીરદોશપણાંને **'વર કરદન'**થી જાહેર કરે છે. અહિં-યાંગી એક શુભ દાખલો આપેલો છે કે જેથી ગાથાના તે ફકરાની છેલ્લી લીટીનો ભય ઓછો થાય, કેમકે તેવા લોકોને સત્ય ઉપર રહેનાર માણસોની કદર આવે અને પોતેબી તેમજ કરવું જોઇએ એમ તારીક મેળવે અને અએષમથી દુર જવું જોઇએ તેની ખાત્રી તેને થાય. એમ **બગ નસ્ક**માં જે જાતજાતની રીતે નેકીનાં કામોને દરશાવેલા છે તે બધાઓની મુરાદ ગાથાના આ છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીના ભય સામેના દરમાન

તરીકેની છે. બગ નસ્કના બીજા ફકરામાં સાચ્ચા એટલે દીન પ્રમાણેના સિધ્ધાંતો રાખવાની ખુબી આપેલી છે; ત્રીજા ફકરામાં માથ્રો ભણવાની અને સાચ્ચું બોલવાની જુફ્તાવી તબેની ખુબી બતાવી છે; ચોથા ફકરામાં સાચ્ચા રસ્તા ઉપર તરીકતના ચાલવાની ખુબી બતાવી છે; પાંચમા ફકરામાં સવાબકારો-નેકીના કરનારાની ભલી વિગત આપી છે; છઠ્ઠા ફકરામાં સાચ્ચા હકુમતવાળા ઉપરની ફરજ બતાવી છે; સાતમા ફકરામાં '**નીયાઝગાન**' તગીમાં આવેલાઓની તંગી દુર કરવાનો ભેદ બતાવેલો છે; આઠમા ફકરામાં લાયકનેજ સરદારી આપવાની નસીહતનો ભેદ બતાવેલો છે; નવમા ફકરામાં ભલાઓ ઉપરના આળને '**વર કરદન**'થી દુર કરી શકવાની તેહકીક છે; દસમા ફકરામાં '**યઝદાન સુદ**'=યઝતોની બરકત મેળવે તેની ખુબી બતાવી છે; અગીઆરમા ફકરામાં દીનની મોટી બાબદોની ઉપર બીગુમાન થવાથી થતા ફાયદા બતાવેલા છે; બારમા ફકરામાં દએવ-પરસ્તીથી એટલે બુરા રસ્તા ઉપરથી દુર જનાર પોતે અહીરી-મનને કઇ રીતે દુર કરે છે તેનો ભેદ સમજાવેલો છે; તેરમા ફકરામાં રાડી કામ કરનાર ખુરશેદ યઝતનો જે કોઇ હમકાર થાય છે એટલે સ્પેનાગીનનો દોસ્ત થાય છે તેનો ભેદ કહયો છે; ચોદમા ફકરામાં સચ્ચાઇ ટેકવવાના મુળ ત્રણ સિદ્ધાંતો બતાવેલા છે; પંદરમા ફકરામાં યઝતોની ખેશી રાખવાની ખુબી ફાયદો બતાવેલો-આમ જે બધું બ્યાન બગ નસ્ક કહે છે તેમાં એજ મુળ હેતુ છે કે ગાથાના આ છઠ્ઠા ફકરાની છેલ્લી લીટીનો ભય ઓછો થાય એટલે **મરેતાનો** એટલે આમ લોકો ઉપર તેઓની અહુમ ઉપર હયાતી ઉપર જે એબાબ અએષમ દેવથી બનાના હોમલાથી થાય છે તે ઓછો થતો રહે. એવા **બગો** થાય એવા સદગુબારો થાય કે જેઓ અએષમના બુરા ગુબારોને તોડે અને ગેતીમાં લોકોમાં ભલાઇ જમાવે.




**અહ્માઇચા[૨૨] ખ્ષથ્રા[૨૩] જસત્[૨૪] મનંઘ્હા[૨૫] વૅાહૂ[૨૬] અષાચા,[૨૭]**
**અત્[૨૮] કૅહ્રૂર્પેમ્[૨૯] ઉતયૂઇતીશ્[૩૦] દદાત્[૩૧] આર્મઇતિશ્[૩૨] આંન્મા;[૩૩]**

**અએષાંમ્[૩૪] તાઇ[૩૫] આ અંઘ્હત્,[૩૬] યથા[૩૭] અયંઘ્હા[૩૮] આદાનાઇશ્[૩૯] પઍાઉરુયો.[૪૦]**

તેને[૨૨] (દેવોથી, અએષમ દેવથી આઝુરદેહ થયલાને) ‖ ભલા પરમાથી[૨૬] ‖ મન મારફતે[૨૫] (બહમનના પેવંદથી અને બહમનથી મળતા) ‖ અષ મારફતે[૨૭] (અષ વહિસ્તના પેવંદથી અને અષ વહિસ્તથી મળતા) ‖ શાહેરેવર મારફતે મળતાં[૨૩] ખરા અધીકારની રૂયે (સ્પેનામીન) ‖ આવી ગળશે–આવી મલ્યા,[૨૪] ‖ કે જેથી[૨૮] (consequently) ‖ ઉતયુઇતી[૩૦] (નામની શકિત–સ્પેનામીન સાથે સીધો સંબંધ રાખવાની શકિત) ‖ કેહ્રપને[૨૯] (તેના સુક્ષ્મ શરીરને મળશે–મળી રહેશે). ‖ આરમઇતી[૩૨] ‖ (પછી તેને) ‖ દ્રઢતા, મુસ્કેલીમાં તટસ્થ રહેવાની શકિત[૩૩] ‖ આપશેજ.[૩૧] ‖ તેઓનું[૩૪] (બહમન, અષ, શહેરેવર, સ્પેનામીનનું આવવું) ‖ તુંને[૩૫] (જે કોઇ તરીકત ઉપર હોઇને નેકી કરે તેનામાં) ‖ થાય–થશે,[૩૬] ‖ જેમકે જેવી રીતે કે[૩૭] ‖ સ્પપર પહેલો[૪૦] ‖ પેદાયશને માટે[૩૯] (ગયોમર્દને માટે) ‖ તું (સ્પેનામીન) આવેલો.[૩૮]

### મીલ્સના પોથામાંની પહેલવી સમજ.

### ગાથા હા ૩૦-૭ ની પહેલી લીટી માટે કહે છે કે:

**અવો વલ્મન્ શત્રવર્ યામતૂનેદો વોહૂમન્ ચ અષવહિશ્તોક (કુરદાનો મદમ્ ઘલ યામતૂન્દ)**=તેની પાસે શહેરીવર, અષવહિસ્ત અને બહમન આવ્યા–આવશે (એટલે તેઓ તેની પાસે 'કુરૂદનો'=તરીકત પળાવવા માટે આવ્યા) [કાંઉિસની સમજ સમજાવે છે કે શાહેરેવરની ક્ષથ્ર કહેતા અધીકાર, બહમનની ભલી મનશ્ની, અને અષ વહિસ્તની અષોઇ એક પછી એક તેની પાસે આવ્યા એટલે તેની ઉપર કરણી

મુજબની શીક્ષા કરાવી-અંતકરણનો ડંખ ચલાવ્યો, સચ્ચાઇની કીંમત તે આંકે એમ દુખ પાડયું. એમ ત્યારે આ શક્તિઓએ તેની ઉપર દુખ પાડીને તરીકત પળાવીને તેને અહુરમજદ તરફ મોકલ્યો એમ કહેવા માગે છે, જે સમજ ઉપર મુજબની છે. ]

**બીજી લીટી માટે કહે છે કેઃ**

**અફ્શ અઇતૂનો કેરપૅા તૂખીશનો યહુબૂનેદો સ્પેન્દારૂમદો પવન્ અસ્તૂબીહ્ (અઇધ્ વદશ્ ચેહેવૂનેદ્ સ્તૂબો લા ચેહેવૂનેદો)** =એવીજ રીતે પછી સ્પેન્દારમદ અમશાસ્પંદ કેહપંને સચ્ચાઇથી ચાલવાનું જોર શક્તિ જે '**તટસ્થ**' રહે-દુખથી કભી બીહે નહિ તેવી તટસ્થ શક્તિ સાથનું જોર આપ્યું. (એટલે જ્યાં લગી તે શક્તિ હોય ત્યાં લગી સતુહ=આજેજ હારેલો તે થાય નહિ). અહિંયાં સાફ કહે છે કે કેહપંમાં શક્તિ ઉભી થાય છે જે તેના ધરાવનારને તટસ્થ રાખે છે. અહિંયાં '**ઉતયૂઇતી**'ને '**તૂખીશનો**' એટલે સદઉપયોગ કરવાનું સાધન-શક્તિ તરીકે ઓળખી છે. એટલે કહે છે કે તરીકત ઉપર માનવી રહે છે ત્યારે તેનામાં આરમઇતિના ગુણો આવે છે જેઓ શક્તિરૂપ થઇ જાય છે, જે પછી બહમન, અષત્રહિસ્ત અને શહેરેવરગી તેમાં આવે છે, જેથી તેનું કેહપં ઉતયુઇતિની શક્તિવાળું થઇ રહે છે. આમ '**કેહર્પ ઉતયૂઇતી**'ની ગતી તેમાં થાય છે જેથી તે દુન્યામાંના દુખોથી દગતો નથી).

**પછી ત્રીજી લીટી માટે કહે છે કે :**

'**વલ્મનશાન્ ઇ લક્ ઝક્ અઇતો (અઇધ્ અવો વલ્મન્ અઇશ્ અઇતૂનો યામતૂન્દ્) મૂન્ અઇતૂનો યાતૂનિશ્નો ચીગૂન્ દહિશ્નો ઇ ક્તુમ (અઇઘશ્ કામકો વ કૂનિશ્નો ઝક્ ઇ ગયોમર્દ)**=તેઓનું (અમશાસ્પંદોનું) છે તે તારૂંજ છે એટલે સાદી ખુલ્લી જબાનમાં એમ **અર્થ** થાય કે યઝતો અમશાસ્પંદોને તારી સાથે સંબંધ થાય. પછી કાઉંસમાંની સમજ આ શબ્દોમાં છે-એટલે કે તેઓ તે માણસ તરફ આવે છે એટલે તે માણસને યઝતોનો સંબંધ થાય છે; તેનું આવવું શરૂઆતની દુન્યા કે જેમાં તે આવેલો તેવું છે. (એટલે તેની ઇચ્છા કરણી જાણે ગયોમર્દની છે). અહિંયાંબી ઉપરના તરજુમાની માફકજ કહે છે કે જેમ ગયોમર્દને દુન્યાની શરૂઆતમાં દાદારે મદદ કીધેલી તેમ તુંનેબી મદદ મળશે. માટે જેમ ગયોમર્દે કરણી તરીકત રાખેલી તેમ તારેબી રાખવી. આ પહેલવી તરજુમાનો મર્મ ઉપરના જેવોજ છે.

## ગાથા હા ૩૦-૭ના શબ્દ અર્થ :

**અહુમાઇચા**=તેને માટે : (આગલા ફકરામાં કહયું છે કે દેવો અએષમને મળીને લોકોને-હયાતીને બીમારીવાળી કરે છે તેવાં તનમન રૂવાનના બીમારોને માટે એમ અર્થ છે).

**મનંઘહા વૅાહુ-ક્ષથ-અષાચા**=બહમન-શહેરેવર-અષવહિસ્ત માર- ફતે; આ ઇબારતમાં '**સ્પેનામીન**' શબ્દ અધ્યાહાર છે. કહે છે કે બહમન જેવાં પરમાર્થી મનથી અષ ઉભી થઇ; અષવહિસ્તનો સંબંધ થવાથી શહેરેવરની ક્ષથ્ર મીનોઇ અધીકાર થશે; તેવો અધીકાર મળવે શું થશે ? સ્પેનામીન '**જસ્ત**'=આવી મળશે. પહેલવીમાં કહે છે કે તુંને બહમન અષ અને શહેરેવર આવી મળશે તેમાં સ્પેનામીનના મળવાનો તાત્પર્ય છે.

'**ઉતયૂઇતીશ**' શબ્દ ખાસ લોઘતીક છે. એમાં '**યૂ**' એટલે જોડાણ કરવાનો અર્થ છે. સાથે સંબંધ કરવાના નાતાંની શકિત; સાહેબી કબુલીને તાબેદારી ધારણ કરનારી શકિત; રાદ પેવંદનું જોડાણ કે જેથી શકિત ઉભી થાય તે; પોતાના રતું સાથે રાખેલા સંબંધથી મળતી મીનોઇ કુવ્વત-એવા બધાં '**ઉતયૂઇતી**'નાં અર્થો છે. એ શબ્દ ભાવવાચક નામ છે, પહેલી એકવચનમાં છે.

'**માનવ**' પોતાના ઉસ્તાદ રતુ સાથે અને તે મારફતે યઝતો સાથે સંબંધ પોતાનાં સુક્ષ્મ કાયેલાં કેહર્પ મારફતે, યા પોતાની સુક્ષ્મ કાયેલી તેવીષી મારફતે કરી શકે. કેહર્પ મારફતે થયલા રાદ પેવંદને **કેહુર્પ ઉતયુઇતી** કહે છે; તેવીશી મારફતે થયલા રાદ પેવંદને **તેવીશી ઉતયૂઇતી** કહે છે. પહેલવીમાં એ શબ્દને માટે '**તુખીશ્નો**' શબ્દ વાપરેલો છે. '**તુખ્શાકીહ**' નો અર્થ energy industry ઉદયોગ, diligence perseverance ખંત, મહેનત થાય છે. '**તુખીશ્નો**' શબ્દ '**તુખ્શાકીહ**'નું રૂપ છે જેમાં '**તુખ્શાકીહ**'થી ભરપુર, **તુખ્શાકીહ**વાળો એમ અર્થ છે માટે **દીલો-જાનના ઉદ્યોગની શકિત;** પોતાના મુરબ્બી તરફની ફરજ ઉઠાવવાની શકિત એમ અર્થ થાય. ઉપર '**ઉતયુઇતી**'ની શકિતના તબકકાઓ બતાવેલા છે. **કેહર્પ ઉતયુઇતી**વાળો નર અદભુત હોય છે. તે નર એકી વખતે પોતે એકથી વધુ આકાર ધારણ કરીને દેખાવ દઇ શકે. ધારો કે અમુક દહાડે અમુક વખતે તે મુંબઇમાં દેખાવ દઇને હાજરી આપે તો તેજ વખતે તેજ ઘડીએ તે કરાંચીમાંબી દેખાય અને સુરત-નવસારીમાંબી

દેખાવ આપે. આવા આકારો વાતચીત કરી શકે પણ તેઓને અડકાઇ શકાતું નથી. '**ઉતયૂઇતી**' શબ્દ આવી રીતે લોધતીક છે તે નોંધવું.

**'આદાનાઇશ'**: **દાન**=પેદાયશ, બક્ષેશ ઉપરથી છે. પેદાયશ જેની ઉપર દાદારના આશીશો છે તે. પહેલવીમાં **ગયોમર્દ** શબ્દ વાપરીને 'નીસ્તીની પેદાયશ અને તેને ટેકવવાના આશીશો'નો અર્થ કહેવા ધારેલો છે.

**'આન્મા'**=જમીઅત-શાંતીવાળી તટસ્થ હાલત, જે કોઇ મુશ્કેલીમાં ભેજું ખોઇને ડગે નહિ તે. પહેલવીમાં એને માટે **'અસ્તુબીહ'='સ્તુહ'** થાય નહિ તે, આજેઝ આવે નહિ તે, એટલે ઉપર કહયો છે તેવોજ અર્થ છે. આરમઇતી તેને આવી **'અસ્તુબીહ'**ની હાલત આપે છે એટલે ધીરજ-બરદાસ્ત-નાચીઝગી આપનારી શકિતથી, તેવા ગુણોને ધરાવી તેઓને શકિતરૂપ કીધાથી **'અસ્તુબીહ'**ની હાલત ઉભી થાય છે એટલે કોઇબી હાલતમાં નહિ ગભરાઇ જવાની શાંત હાલત ઉભી થાય છે એમ કહેવા માંગે છે. આવી **'આન્મા'=અસ્તુબીહ**=શાંત તટસ્થ હાલત ત્યારેજ થાય કે જયારે તેનામાં **'ઉતયુઇતી'**ની શકિત હોય એટલે પોતાના ઉસ્તાદની પનાહ તેની ઉપર હોઇને તે ઉસ્તાદની શકિત બચાવ માટે તેનાં શરીરમાં આવી પુગી હોય. આમ **'ઉતયૂઇતી' 'દીન-ઉસ્તાદ તરફની ફરમાનબરદારીથી ઉભી થતી એક શકિત'** છે એમ કહે છે.

**'અએષાંમ'**: તેઓના, તેઓનું. 'અ' દર્શક સર્વનામનું છઠ્ઠી બહુવચન છે. એટલે અહિંયાં તેઓનું એટલે સ્પેનામીન અને બહમન, અષ, ક્ષથ્ર, આરમઇતીનું આવવાનું એમ અર્થ બતાવે છે.

### શરેહ:

આ ફકરામાં માનવ પોતામાંની દએવીક ગતીઓ-હવસી ગતીઓમાંથી કઇ રીતે છુટી શકે તેનો ચિતાર આપેલો છે. આગલા ફકરામાં દેવોનો ઇશારો છે અને **'દએવાચિના'**=તે દેવોનાં પુજારીઓનો ઇશારો છે; **અએષમ**નો ઇશારો છે અને **અચિશ્તેમ મનો**નો ઇશારો છે. **'અચિશ્તેમ મનો'** 'બુરાંમાં બુરૂં કરવાનું-કરાવનારૂં મન' ધનામીનથી થયું છે. શૈદાન નામની શકિત ગાવ્યોદાદની શકિતની જોડ છે જેઓ બેઉ નીસ્તીના રૂવાનોની હુવી અને ગવમાંથી થયા છે, માટે તેઓનો સંબંધ નીસ્તીના રૂવાનોની સાથે છે એમ માનવની સાથે છે. **'દએવો'** ત્યારે માનવની માફક નીસ્તીની દુન્યાની એક જાતની વસ્તી છે. વળી માનવનાં તનમાં જે હવસ ઉશ્કેરનારૂં તત્વ છે તેનેબી **દએવ** કહે છે.

ધનામીન શેતાનને જોરમંદ કરી દએવોને ઉભા કરીને તેઓ મારફતે માનવોને બગાડે છે. માનવોમાં દએવો છે એટલે હવસી ગતી છે તે હવસી ગતીનેજી ઉશકેરે છે. આવા હવસી માણુસો અને ઉપર કહેલી આવી દએવીક વરતીઓમાં તીરેહગીનું કાળી કુદરતનું જોમ છે જેથી તેઓ બુરૂં આરમાન-બુરી કેરદાર ઉભી કરે છે, જેને અએષમ તરીકે લેખી છે. માનવો જેઓ દેવોના પુજારી છે તેઓ બુરૂ કરીને અએષમને જોર આપીને દુન્યાના માનવોની હવસી ગતીને ઉશ્કેરી પાપો કરાવે છે. આવું બયાન આગળા છઠ્ઠા ફકરામાં છે; હવે આ સાતમા ફકરામાં આવા પાપીઓના છુટકારાની તેહકીક આપી છે. આવો માણુસ ક્ષથ્રથી સુધરે. ક્ષથ્ર એટલે મીનોઇ સત્તા કે જેનો રાખનાર શહેરેવર છે. માનવ જે કંઈ પાપો કરે છે તેને અંગે તેની ઉપર શીક્ષા પડે છે. આ શીક્ષાનું તાત્પર્ય એવું છે કે તેથી જન્મ મરણ થઇને તે માનવમાં ભલી ખેરદ આવે- ભલું મન ઉભુ થાય કે જે પછીથી તે સચ્ચાઇ તરફ જઇ રહે. સચ્ચાઇ તરફ જવાનો સતસંગ દેખાડનાર દીન અને તરીકત છે. તે દીની તરીકતો પાળતો થાય છે જેથી તે સચ્ચાઇ તરફ જતો રહે છે. સચ્ચાઇ તરફ જવાના રસ્તામાં તેને આરમઇતિ મળે છે એટલે તેનામાં તમીઝ-બરદાશ્ત ઉભા થાય છે. તમીઝમાં માન દરેકને આપવું એવો અર્થ છે. બરદાસ્તમાં દરેકને ટેકવવો એવો અર્થ છે. તમીઝ અને બરદાશ્તથી તેનામાં 'નાકસી'નો ખ્યાલ આવે છે. નાકસીમાં સખરયાતનો અને બીજાની નોકરી કરવાનો ખ્યાલ આવે છે. આવા ખ્યાલોની રૂયે તેનામાં ભલું મન અને શકિત થાય છે. આવી શકિતઓથી તેનામાં યઝતોનું પેવંદ થાય છે. તેનાં કેહપમાં તેવીશીમાં કે જડ તનના સુક્ષ્મ ભાગ નામે અઝદમાં પવિત્રાઇ આવીને તેઓ મારફતે યઝતી શકિતઓની પનાહ અને જોડાણ થાય છે. આવી પનાહ અને જોડાણ કરનારી શકિત કે જે ઉપર કહયું છે તેમ આરમઇતિના ગુણોથી તેમ ભલાં મન અને સચ્ચાઇથી એટલે બહમન અને અષવહિસ્તથી આવી તેને ઉતયુઇતી કહે છે. ત્યારે યઝતો તરફની તાબેદારી કરવે તેઓની પનાહ મલે છે માટે તેવી તાબેદારી અને પનાહરૂપ શકિતને ઉતયુઇતી કહે છે. આવો માણુસ દર હાલતમાં તટસ્થ રહે છે: સુખમાં તે છકી જતો નથી; દુખમાં તે ડરી જતો નથી. ત્યારે કહે છે કે તું કે જે અએષમ દેવથી આઝુરદેહ થયો છે તે દીનની તરીકત ઉપર ચાલશે, તો તારી ઉપર 'ક્ષથ્રા'=ભલી સત્તા જામશે-તુંને ભલો અધીકાર મળશે. દુખ કંઇબી હોય તે પડશે પણ તે વખતે તુંને ધિર્યતા મળશે. પછી તારામાં ભલાઇ

સચ્ચાઇ જામશે. એમ ક્ષથ્રના સાહેબ શહેરેવરથી, ભલાં મનના સાહેબ બહમનથી અને અષના સાહેબ અષવહિસ્તથી તું સ્પેનામીન અહુરમજદ લગી જઇ શકશે. આવી બધી શકિતઓની પનાહ તુંને મળશે. તેં દીનને પાળી તરીકતોને પાળી જેના જવાબ તરીકે તારી પાસે બહમન-અષ-શહેરેવર આવશે. તેઓ તારાં કેહર્પમાં-તેવીશીમાં સંબંધ કરશે, જેથી તારામાં આરમઇતિના ગુણો જે સબરયાત-નાકસી-તમીઝના છે તેઓ શકિતરૂપ થશે. આવી રીતે તારામાં **ઉતયુઈતી** નામની શકિત થશે, જે પછીથી દુન્યાનું દુખ તારી ઉપર અસર કરી શકશે નહિ. તું **'આન્મા'=અસ્તુબીહુ**વાળો એટલે મુશકેલીમાં ખુશહાલ રહે તેવો થશે. સપ્પર પહેલી નીસ્તી અને ગેતીમાંના ગયોમર્દે એવી રીતે ધનામીનને દુર રાખ્યાથી યઝતો તેની પાસે આવેલા હતા; યઝતો પછી સ્પેનામીન તેની પાસે આવેલો હતો. એમ ગરોદેમાનની દુન્યા થઇ હતી કે જેમાં પાપ હતુંજ નહિ-જેમાં હમેશનો સતસંગ હતો, જેમાં યઝતોબી તનોમંદ આકાર ધારણ કરીને કામ પડે ત્યારે સાક્ષાત આવતા હતા, જેમાં ભુખ, તરસ, દુજ કંઇબી હતાજ નહિ. આવીજ રીતે તુંબી ગેતીની પાપી દુન્યામાં **'ગરોદેમાન'**નો મીનોઇ બાગબી ઉભો કરી શકશે, જેમાં પાપીઓને પાપના ભારથી આસુદે કરવા માટેની ગોઠવણ રહેશે, જેથી પાપીઓ તે બાગમાં આવીને આશાએશ લેવા માંડશે એટલે તેઓનેબી તેવો બાગ બાંધવાની ઉત્સાહ આવશે-**'ઉતયુઇતી'** વાળા થવાની ઉમંગ આવશે જેથી તેઓબી તરીકત પાળીને આગળ વધશે. એમ **તુખ્શાગીહ** ભલી તરીકતી ઉદયોગ કરવાનું જોમ-**ઉતયુઇતી**-વાળા થવાનું જોમ તું બીજાઓમાં ઉભુ કરશે કે જેમ ગયોમર્દે ઉભું કીધું હતું. આમ આ ફકરાની શરેહ છે.

## ગાથા હા ૩૦-૭ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

ગાથાના આ સાતમા ફકરામાં કહે છે કે સંસારમાં ગુટાયલાઓને કે જેઓને આપણે આગલા ફકરામાં **દએવાચિના** તરીકે સ્વાર્થમાં અટવાયા કરનાર તરીકે જોયા છે તેઓને પછી કુદરતના હદ+ઇનસાફને કાયદે શીક્ષા થવે તેઓ મનમાં શુધ્ધ થઇ સ્વાર્થ છોડી સંસારની અંદર છુટકો નથી, સંસારથી છુટવામાં, રાહે-રાસ્તીથી સંસારની ફરજો બજાવીને છુટવામાંજ જીંદગીનો ખરો અર્થ છે એમ સમજે છે અને પછી આગળ વધતો જઇને બહમન-અષ-શહેરેવરની ગતીઓને પકડે છે; પોતાનાં કેહર્પમાં તેઓને વસાવીને પોતે આરમઇતીના સ્વભાવ જેવો થઇ રહે છે. તેના

કેહપ'માં ઉતચુઇતીનો ભેદ જામે છે એટલે સ્પેનામીનના દાસ થવાની શકિત તેમાં ઉતરે છે, જેથી તે માણુસ એકથી અનેક ઠેકાણે એકકી વખતે પોતાના આકારો વાતચીત કરે તેવા દેખાડી શકે છે. સૃષ્ટીની શરૂઆતના ગયોમર્દે એવી શકિત મેળવેલી હતી કે જે ગયોમર્દે ગરોદેમાન જેવી દુન્યા કીધેલી. એવીજ રીતે આજની પાપી દુન્યામાં આ માણુસોખી કરે-કરશેજ. આવો ભાવાર્થ આ ફકરાનો છે. ત્યારે ભલાં મનના થવા માટે અને એશમના જુલ્મથી બચવા માટે અને સંસારની જુસરીનો ભાર ઓછો કરવા માટે તરીકતનો મહેર પતેતનો રસ્તો છે જેની સમજ કંઇક રીતે આ સુદકર નસ્ક આપે છે, કે જે પ્રમાણે ચાલવે કેહપ' સુક્ષ્મ થઇને ઉતચુઇતીની શકિત તે કેહપ'માં આવશેજ-એટલે સ્પેનામીનનું રહેઠાણુ તેનામાં થશેજ. આ સુદકર નસ્કના પહેલા ફકરામાં પાંચ જાતની કરમ બક્ષેશો બતાવી છે જેઓ એક માણુસને ઉપર કહેલી વીગતથી એટલે તરીકત-મહેર પતેતથી મળે છે કે જેથી સંસારની જુસરીનો ભાર તેને લાગતો નથી; સંસારમાં રહીને આબાદ થવાય છે અને ગાથાના સાતમા ફકરામાં લખેલા ભેદે પુગાય છે. આવે અર્થે ત્યાં પાંચ જાતની બક્ષેશો બતાવી છે. બીજા ફકરામાં કહે છે કે જે કોઇ ઉમગી છે તરીકતને પાળે છે બુરાઇથી દુર જવાની કોશેષ કરે છે તેનેજ તે બધું મળે; આળસુ કે જેઓ તેવું કંઈ કરતા નથી તેઓને તે મળે નહિ એટલે ગાથાના તે સાતમા ફકરામાં બતાવેલી વીગતો હાંસલ થાય નહિ. પછી ત્રીજા ફકરામાં ચહુડ ઉતર દસ્તુરથીઆ બતાવ્યા છે કે જેની ઉપરથી ચઢી જવે ગાથાના તે સાતમા હાની વીગતે પુગાય. એ લખાણ જરાક ભેદમાં છે જેની સમજ નસ્કના લખાણુમાંના ઉપરના ફકરાઓમાં છે. ચોથામાં સંસારી માણુસને ચેતવણી આપે છે કે ગાથાના સાતમા ફકરાની મુરાદે પુગવા વખત બરબાદ કરવો નહિ. પછી પાચમાં અને છઠ્ઠા ફકરામાં જે કોઇ સંસારી માણુસ દેવ-ી-સ્વાર્થની પુજા છોડીને દીન તરફ જાય છે તેના ફાયદા બતાવેલા છે અને એવા સુધરેલાઓની વર્તણુકો કેવી રહે છે કે જેથી તેઓ ગાથાના તે સાતમા ફકરાની મુરાદ હાંસલ કરી શકે છે તેનો કંઇક ખ્યાલ બાકીના સાત, આઠ અને નવમાં ફકરાઓમાં બતાવ્યો છે. આમ સુદકર નસ્ક પોતાની રીતે આ ગાથાના હા ૩૦ ના સાતમાં ફકરાની ઉકેલ બતાવે છે.

## ગાથા હા ૩૦-૭ ને માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬)

ગાથાના આ સાતમા ફકરાનો અર્થ ઉપર જોયો. તે **'દએવાચિના'** એટલે દએવનો પુજારી એટલે ભુલાવાનો જડતાના જલ્વાનો બહારનો સ્વાર્થનો પુજારી સંસારની માયાનો આશક જ્યારે તે ફરેબને સમજી શકશે ત્યારે તે ખરફસ્ત્ર માણસ રાહે રાસ્તી ઉપર જવા માંગશે. આ વખતે દીનની પાસે તે જશે. દીનના માંથ્રોની ખુબીથી અને દીનની યસ્નો ખુબીથી તે તરીકત ઉપર જઇને વૃદ્ધિના માર્ગે જશે કે જે પછી તેને સ્પેનામીન આવી મળશે. વૃદ્ધિના માર્ગમાં બહમન-અષ-શહેરેવર મળશે જેઓની મારફતેજ સ્પેનામીન આવશે. આ બધો ભેદ જે તેનામાં આવશે તે તરફ તેને ખેંચનાર કોણ છે અને કઇ રીતે તે બધી ભલી શુધ્ધ બુદ્ધ તે મેળવે તેની વીગત આ **વરશ્ત માન્સર નસ્ક**માં છે. **વરશ્ત માન્સર નસ્કના પહેલા** ફકરામાં દીન શું છે તેથી **હુમીનીદાર** કેમ થવાય સ્વાર્થને તોડીને પારકાની દાજવાળા થવાય તેનો ઇશારો કરે છે. બીજા ફકરામાં દીન મારફતે માણસો રોશનફેલ ઉપર જશે તેનો ઇશારો છે. **ત્રીજા** ફકરામાં તે રોશન ફેલથી તે માણસ દીન મારફતે દીનનું અદ્રષ્ય ઉસુલ જે ગાસ છે તેને સમજી શકે છે અને પુગી શકે છે તેનો ઇશારો છે. **ચાર-પાચ-છ-સાત-આઠ** અને **નવ** ફકરાઓમાં જે બતાવેલું છે તે બધાના ભેદથી તો તે સ્વાર્થી માણુસ વાકેફ થયલો છે અને તે બધી વીગતોમાં દુખ છે માટે તે દીન તરફ આવેલો છે! પછી દીન તેને કઈ રીતે દોરવે છે તેનો ઇસારો **દસ**માં ફકરામાં છે જેમાં કહે છે કે પેદાયશના છુટકારા માટે અહુરમજદ દીનનું શુભ ચલણુ ચલાવે છે અને દાનવોને તેમ રાએનીદારોને મોકલે છે જેઓ દેવોની તે આફતને છેતરામણુને તોડયા કરે છે. અહિંયાં તે માણુસ હાડમાર થઇને દીનના દસ્તુરો મારફતે સુધરે છે કે જેથી ગાથાના **સાત**માં ફકરામાં જે હાલત બનાવી છે તે તરફ તે પુગી શકે છે એટલે તેના કેહપમાં ખોદાની ગતી વસી શકે છે. પછી તે કહે છે કે એક વખતનો તે દએવનો પુજારી પછી જરથુસ્ત્રને લગતો એટલે અહુરમજદને લગતો થાય છે કે જેમ સપ્પર પહેલી પેદાએશ વખતે **ગયોમર્દ** થયલો એમ ગાથાના આ **સાતમા** ફકરાની છેલ્લી લીટીમાં કહે છે તેનો ચિતાર આ **નસ્કનો અગીયારમો** ફકરો આપે છે. પછી આ **નસ્કના બારથી સોલ** ફકરાઓમાં તે માણુસ ગાથાના તે **સાત**માં હામાં લખેલી મુરાદે પુગતો જાય છે તેની ટુંક વીગત બતાવી છે. આવી રીતે ગાથાના અંદરના મારમીક ભેદો આ **નસ્કો**માં છે. ગાથાના તે હાના ફકરાના

શબ્દ અર્થોના ફળના કોટલાની અંદર શું માવો છે જે ખાવા લાયક છે ખાવા ગમે તેવો છે તેનો ચિતાર રજુ કરે છે.

## ગાથા હા ૩૦-૭ માટે બગ નસ્કની સમજ.

(વાંચો **બગ નસ્ક** પાને ૬ થી ૧૧ મે.)

ગાથાના આ **સાતમા** હાનો અંદરનો અર્થ ઉપર જોયો. આગલા છઠ્ઠા ફકરામાં '**દઍવાચિના**' ભુલાવામાં અથાઇ ગયલો માણુસ એશમદેવના સિદ્ધા કબજામાં છે અને તે પાપો કરે છે જેથી કુદરતની હદ+ઇનસાફની દેવડી તેની ઉપર સજા મોકલે છે. હવે **સાતમા** ફકરામાં કુદરતની શીક્ષાની અસર તે **દઍવાચિના** ઉપર કેવી થાય છે તે બતાવે છે, તે માણુસ હવે સ્પેનામીનને મલવા જાય છે. પોતાના કેહર્પમાં બહમન-અષ-શહેરેવર આરમઇતીને વસાવીને તેઓ મારફતે સ્પેનામીનને વસાવે છે. આ બધું થવા દાદારે જરથુસ્ત્ર મારફતે સગવડો મુકી છે સંસ્થાઓ ખોલી છે, બગો આશીરવાદ રાખતી યઝતોને વસાવતી સંસ્થાઓ, નરો ઉભા કીધા છે-પાવ મહેલો બનાવ્યા છે કે જેઓની મારફતેજ તે **દઍવાચિના** છેક સ્પેનામીન લગી પુગો છે-ગાથાના તે **સાતમા** ફકરાની મુરાદે પુગે છે તે બધી સગવડો **બગ નસ્ક**માં બતાવી છે. ત્યાં તે **બગ નસ્ક**ના **પહેલા** ફકરામાં એરવદોની શાળાને ટેકવવા અને દીનને લગતા ઇલ્મોને ઉત્તેજન આપવાનો સવાબ બતાવેલો છે કે જેઓની હયાતીથીજ તે **દઍવાચિના** સ્વાર્થ માણુસની જુસરી દુર કરી શકાય અને ગાથાના **સાતમા** ફકરાની મુરાદે પુગી શકાય પછીના **બીજા** ફકરામાં-**ત્રીજા** ફકરામાં **ચોથા** અને **પાચમાં** ફકરાઓમાં પાક સિદ્ધાન્તો-માંથ્રવાણીઓ-પુરૂષાર્થ નેકીના કામો વીગેરે બધા પાક સિદ્ધાન્તો બતાવ્યા છે કે જેઓને તેવી શાળાઓમાં શીખવવામાં આવે છે કે જેથી તે **દઍવાચિના** ગાથાના **સાતમા** ફકરાની મુરાદે પુગશે. **છઠ્ઠા** અને **આઠમા** ફકરામાં તે સુધરતા માનવી ઉપરની ધાકનો ખ્યાલ આપ્યો છે કે જેથી તે પાછો દેવ તરફ નહિ ઢળે અને એમ ગાથાના **સાતમા** ફકરાની મુરાદે પુગી રહે. **સાતમા** ફકરામાં એક ઉત્તમ સલાહ છે કે જે પ્રમાણે તે સુધરતો માનવી ચાલીને સવાલ હાંસલ કરીને ગાથાના તે **સાતમા** ફકરાની મુરાદને ઘણા જલ્દીથી પુગી શકે છે. તે સુધરતો માણુસ પછી ગાથાના તે **સાતમા** ફકરાની મુરાદે પુગ્યો છે તેની પરીક્ષા કઇ રીતે થાય તેની અલામત **બગ નસ્ક**ના **નવમા** ફકરામાં છે કે તે માણુસ પોતાની ઉપરના આળોને **નીરંગ વર કરદનના**

ભેદથી એટલે અદભુત પ્રયોગથી દેખાડી શકે છે. પછીના દસથી તે છેક **સોલમા** ફકરા લગી આવા સુધરેલા માનવોનું કર્તવ્ય શું રહે છે–એશમને તોડીને દેવ–પરસ્તીને સ્વાર્થી મતીને તોડવાના તેઓ શું પ્રયોગ કરશે–જગત ઉપરથી આફત જે એશમથીજ છે તેને કઇ રીતે દુર કરી શકે તે બધાનું કંઇક બ્યાન કરે છે. એમ **બગ નસ્ક** ગાથાના આ **સાતમા** ફકરાની મુરાદને કઇ રીતે પુગવું તેનો ખ્યાલ આપે છે જે ઉપરથી તે ગાથાના તે **સાતમા** ફકરાની મહત્વતા, અંદરની ખુબી પામી શકાય છે. અહિંયાં ગાથાના **સાતમા** ફકરામાં **'ઉતયુઇતી'** શબ્દ જે કેહપ'ને લગાડેલો છે તે એક ઉભી કીધેલી શકિત બતાવે છે કે જે સ્પેનામીનના અને બહમન–અપ–શહેરેવર–આરમઇતીના વસવાટથી તેનામાં થઇ છે–તે શકિત કેવી છે તેનો બહાર શું છે માટે **બગ નસ્કના નવમા** ફકરામાં **'નીરંગ વર કરદન'**ની વીગત છે એટલે ખોટા આળને આવી અદભુત જાતની શકિતવાળાઓ તેવા અદભુત પ્રયોગથી ખોટા ઠેડવી શકે છે તેની વીગત છે. કોઇને **બગ નસ્ક**નું આ બ્યાન વાંચીને અજબ લાગે કે આવી વીગત તે **નસ્ક**ના લખનારે ગાથાના આ ફકરાની સમજ માટે કાંય લખી હોય–પણ **નીરંગ વર કરદન**નો ભેદ **કેહર્પ ઉતયુઇતી**ની શકિતના ચિતારનું માપ રજુ કરે છે માટેજ તે બ્યાન આપેલું છે તે હવે કોઇબી જોઇ શકશે. એમ દીનકર્દના **નસ્ક**ના બ્યાનો ઘણાજ દુરલભ છે કે જેઓને ક્રતુમની હકીકતની માહેતી વગર ઇનસાફ મળે નહિ. આમ છે માટેજ આજે કેટલાક અભ્યાસીઓ કહે છે કે પહેલવી સાહેબોને અવસ્તાની કંઇબી ખબર હતી નહિ માટે તેઓ ગમે તેવું લખી ગયા છે. કોઇબી અંગ્રેજ વિદવાને આવો મત જાહેરમાં જાહેર કીધો નથી પણ કહેવાને ઘણીજ દીલગીરી અને શરમીંદગી લાગે છે કે કેટલાક પારસી અભ્યાસીઓ આવો ખોટો બકબકારો કરી રહે છે.

---



હા ૩૦-૮.

**અત્ચા[41] યદા[42] અએષાંમ્[43] કએના[44] જમઇતી[45] અએનંઘ્રહાંમ,[46]**

**અત[47] મઝ્દા[48] તઇબ્યો[49] ખ્પથ્રૅમ[50] વૉહૂ[51] મનંઘ્રહા[52] વોઇવીદાઇતી,[53]**

**અએઇબ્યો[54] સસ્તે[55] અહુરા,[56] યોઇ[57] અષાઇ[58] દદૅન્[59] જસ્તયો[60] દ્રુજૅમ.[61]**

અને એ પ્રમાણે[41] || જ્યારે[42] || પેલા[43] || કાયદાને અપમાન કરનાર ગુનાહગારોને[46] (ધનામીનની તરફેણના નુકસાન કરનારને) || કાધેલાનો બદલો[44] || પોહોંચશે[45] || ત્યારે[47] (શીક્ષાથી સુધરી) || ભલા પરમાથી[51] || મન, બહમનના જેવા મનથી[52] (દોરવાઇ) || અએ મઝદા[48] (તેઓ) || તારે લગતાઓનો[49] (દીન-દસ્તુરોનો) || અધીકાર સત્તા[50] || અંગીકાર કરશે[53] || અએ અહુરા[56] || તેઓને માટે[54] (ગુનાહગારો કાયદા તોડનારાઓ માટે) || (કાધેલાની શીક્ષા જે દુખરૂપ પડે છે તે કાધેલાનો બદલો) નસીહતરૂપ થાય છે, રસ્તો દેખાડે છે[55] || જેઓ[57] (પછી) || અષોઇને જોરે તૈયાર કાધેલા, અષોઇ માટેના[58] || બે હાથોમાં[60] (પાલેલી દ્રુજ પરહેજની નીરંગના તાબામાં) || દ્રુજને[61] (પોતામાંની બધી દ્રુજી ગતીને, તન મન રૂવાનને લાગેલી નબળાઇ જે પાપો કરાવે તેને, જેની ઉપર ધના હકુમત ભોગવીને બુરો રસ્તો લેવડાવે છે તેને) || સોંપી દે છે[59] (કે જેથી તે બધી તનની નબળાઇ તુટી તન તુરમંદ થાય).

## મીલ્સના પોથામાંની પહેલવી સમજ.

### ગાથા હા ૩૦-૮ ની પહેલી લીટી માટે કહે છે કે:

**અઇતૂનોક્ પવન્ ઝક્ દહીશનો (પવન્ તનો ઈ પસીનો) અવો વલ્મનશાન્ કીનીકાનો (વનાસ્કારાનો) યામતૂનેદો કીનો (અઇધ્ શાનપાદ્ફ્રાસ વાદ્દૂનન્દ્')**=જ્યારે આખરના બનાવ થવાની

વખતે, બદલો જે મરણ પછીનો ભલો બુરો હોય તે લેવાને વખતે, એટલે મરણ પછીના ઇનસાફને વખતે (તનપસીન મરણ પછી મુક્તિનાં સુક્ષ્મ શરીરની બક્ષેશ લેવાને માટે) તેઓ જેઓ દીનને ધીકકારનાર (ગુનાહગારો છે) તેઓ તરફ તનપસીનને બદલે તેવો ધીકકારનોજ બદલો આવી પુગશે (એટલે તેઓ પાદેફ્રાહ કહેતા શીક્ષા જે આખરે સુધારીને ઠેકાણે લાવે છે તેને મેળવે છે એટલે તનપસીન મેળવતા નથી). (ત્યારે અહિંયાં કહે છે કે જેઓ દીનની તરીકત પાળતા નથી તેઓને મરણ પછી બુરો બદલો મળશે. અહિંયાં **દહિશ્નો** શબ્દ મરણ પછીની બક્ષેશ-બદલો ભલો બુરો જે કંઇ હોય તેને માટે વાપરેલો છે. કાઉંસમાં કહે છે કે મરણ પછીનો તનપસીનનો બદલો જોઇએ. પણ પછીથી કહે છે કે જે માણસે દીનને ધીકકારીને ગુનાહ કીધો તેને ધીકકારનોજ બદલો મળશે એટલે તેને શીક્ષા મળશે-પાદેફ્રાહ મળશે; પાદેફ્રાહમાં શીક્ષા ખમીને ભલા થવાની વીગત છે).

### પછી બીજી લીટી માટે કહે છે કે:—

**'અઇતૂનો અઊહુર્‌મજદ્દ મૂન્ અવો લક્ ખૂદાઇ અશ્ વૅાહૂમન્ બરા યહુબૂનેદ્દ મોજદ્દ'**=ત્યાર પછીથી (એટલે શિક્ષા-પાદેફ્રાહથી સુધરી ભલી અકકલવાળો થવા પછીથી) અએ અહુરમજદ, તારી ખોદાઇ (તારી સત્તાવાળા જે કોઇ હોય તે) તરફ તેને (દોરવવાનો) ભલો બદલો બહમન આપશે, (એટલે તેને શીક્ષા થશે જે પછી તેને ભલી ખેરદ આવશે કે દીનના વાલીઓની સલાહ પ્રમાણે ચાલવું-દીન દસ્તુરોના કહયાસરના થવું).

### પછી ત્રીજી લીટી માટે કહે છે કે:—

**'પવન્ વલ્‌મન્‌શાન્ આમૂખ્તીશ્નો અઊહુર્‌મજદ્દ (પવન્ દીનો ઇ અઊહુર્‌મજદ્દ) અમત્ અવો વલ્‌મન્ મૂન્ અહુલાઇ (અઇધ્ પવન્ મિનદ્રવન્ ઇ ફ્રારૂનો આમૂખ્તો એકવીમૂનેદો) અશ્ અવો યદ્દમન્ યહુબૂની અઇત્ દ્રુજો (દ્રુજ ઇ અહર્‌મોકીહ્)'** અએ અહુરમજદ, તેઓના શીક્ષણો મારફતે (એટલે અહુરમજદની દીન મારફતે) જયારે તે જે અશો છે તેના (એટલે સચ્ચાઇની ચીજો પ્રમાણેનો સત્યસંગવાળો તે શીખેલો હોય છે તેના) તેવા સચ્ચાઇના અષોઇના હાથમાં તે દ્રુજને આપે છે (હારમોકીના દ્રુજને-દીન ઉપર શક સુબેહના દ્રુજનાં વસવસાને તોડી નાખે છે).

## હા ૩૦-૮ ના શબ્દ અર્થ :

**અએનંઘ્રહામ્=અએનંઘ્રહ** એટલે અપમાન, કીનો ગુનાહ તેમ કીનો કરનાર, અપમાન કરનાર ગુનાહગાર. એ શબ્દ બહુવચનમાં છે.

**કએના**=કીધેલાનો બદલો.

**તઈબ્યો**=તારે લગતાઓ એટલે દીનને લગતાઓ, દીન-દસ્તુરો, મઝદાનો હોકમ માનીને બીજાને તે પ્રમાણે ચલાવનારાઓ.

**વોઈવીદાઇદી**=જાણી અંગીકાર કરશે. વીદ=જાણવું ઉપરથી બેવડુ રૂપ એટલે intensive ક્રીયાપદ પરસ્મૈ ૩ જો એકવચન ૩/૧

**અએઇબ્યા**=તેઓને માટે (એટલે કાયદા તોડનાર **અએનંઘ્રહુને** માટે).

**સસ્તે**=નસીહતરૂપ થાય છે, રસ્તો દેખાડે છે. **સંઘહુ**=શીખવવું, રસ્તો દેખાડવો ઉપરથી વર્તમાન આત્માને ૩/૧ : એના કર્ત્તા તરીકે '**કએના**' ની શીક્ષા અધ્યાહાર છે.

**અપાઇ**=અપને માટે અથવા અપને જોરે (ઉભા કીધેલા તૈયાર કીધેલા).

**જસ્તયો**=બે હાથોમાં (દવીવચન સાતમી વિભકિત).

'**દુજેમ્**'=દુજને, તનમાંની વોહુમનની ગતી કે જેની ઉપર ધનામીન કામ કરીને હવસોને ઉભરાવે છે તે.

## હા ૩૦-૮ ની ક્ષનૂમીક શરેહ :

આ ફકરામાં સંસારી દુન્યવી ઇનસાન કે જે સંસારમાં અટવાઇને ખુદ-પરસ્ત, આપ મતલબી એટલે હવસ-પરસ્ત થઇ પોતાની અંદરના હવસોને પોખીને ચાલે છે એટલે ધનામીન પ્રમાણે ચાલે છે તેની આકેબત શું થાય છે તે બતાવ્યું છે. જેમ જેમ ધનામીન તેઓની અંદરના હવસોને ઉગાડતો જાય છે તેમ તેમ તેઓ તે હવસોને તાબે થઇને પોતાનું વર્ત્તન કરી રહે છે અને વળી દુન્યવી સુખબી મેળવે છે, અને તે સુખમાં છકી જાય છે અને જુલ્મગાર આપખુદ આપ મતલબી થઇ જઇને દીન-દુન્યા-ઓકબાને ઠોકરે મારે છે. તદનજ જડ થઇ જઇને senses હવસોમાં રહીને હવસ-પરસ્તાર થઇ જાય છે, દુન્યાની માયામાં

લપટાઇ ખુદ-પરસ્તીમાં ગીરફતાર થાય છે. એવા ઇનસાન ઉપર આખરે તો વળતો જવાબ આવવાનોજ-કીધેલાનો બદલો તેને મલવાનોજ, જે દુખરૂપ પડશે. આ દુખના ભારથી આખરે તેની શુદ્ધ ખુલશે અને દુખમાંથી છુટવા દીન-દસ્તુરો પાસે જઇને કંઇક ચારો માંગશે. એમ તે શખ્સ દીનના અધીકારને માની તે પ્રમાણે ચાલવા જશે, એટલે તરીકત પ્રમાણે ચાલવા જશે. એટલે પહેલવહેલાં સચ્ચાઇ ઉપર ઉસ્તવાર થશે. પણ તેનાં અનુએ અનુમાં વોહુન છે જુઠ્ઠાઇ સાથનું તત્વ છે એટલે જુઠ્ઠાઇ તેમાંથી નીકળવાનીજ, માટે તેને તોડવા તેનો એકરાર કરીને તેવા જુઠ્ઠાંપણાંના હવસોને હવે પછી નહીજ થવા દેવા મહેનત કરવી પડે છે અને જે કાંઇ શીક્ષા દુખરૂપની પડે તેને શુક્રગુઝારીથી ખમવી પડે છે. આમ પોતાના દ્રુજને પોતાની કીધેલી સચ્ચાઇથી ભરેલી તરીકતના હાથમાં ગીરફતાર કરશે એટલે સાચ્ચું બોલી ગુનાહોનો એકરાર કરી તેઓને હવે પછી નહિજ કરવાનો કસદ કરીને હવસોને તોડતો જશે.

આ પછી તેની હાલત સુધરશે અને ખુદ અહુરા તેનો નેગેહબાન થશે, કેમકે એકગણી તેની આવી કોશેશને મદદ કરવા કુદરત સોગણી-હજારગણી-લાખગણી અણહદ રીતે તેની નજદીક જઇને ઉભી રહેશે. આમ આ ફકરામાં ક્ષથ્ર, મહેર, પતેતની ખુબીનું વર્ણન છે.

આ ફકરો કહે છે કે જેવું કરશો તેવું ભરશો. પાપની શીક્ષા થયા વગર રહેવાની નથી. પણ શીક્ષા શીક્ષામાંબી ફેર છે. જો પાપો કીધા પછી તે માણસ ખરો પસ્તાવો કરે અને રાહે-રાસ્તી ઉપર ચાલવા પ્રયત્ન કરે તો તેની તે શીક્ષા પાદેફરાહ તરીકેની થઇ રહે છે એટલે શીક્ષા એવી થાય છે કે જેને ખમવાનું જોર મળે અને જેમાંથી ભલી આકેબત જન્મશે એમ ઉમેદ આવે. પણ જો પાપો પછીનો ખરો પસ્તાવો હોય નહિ તો પછીની શીક્ષા **તોજશ્ને**ની હોય, જેમાં માણસ દુખની સામે ટકી શકે નહિ અને જેમાંથી તેને બચવાનું ઉમેદનું કીરણ મળી શકે નહિ. કહે છે કે ખરી રીતે જોતાં માણસ મરણ પછી ચહારમને દહાડે '**દહિશ્નો**' કહેતાં ભલો નતીજો જે તનપસીન થવાનો છે તેની ઉમેદમાં રહે છે. પણ પાપી આદમી કે જેણે પછીથી પસ્તાવો કીધો હોય તેને પાદેફરાહ મળશે. પાપી બીજો કે જેણે પસ્તાવો વટીક કીધો નથી તેને તો ધીકકાર અને નાસીપાસીજ મળે. જેવું તેણે કીધું તેવું તેનોજ જવાબ તેને મળે. પાપ કીધું પણ પછી પશેમાની કરીને પાપથી દુર રહયો તેથી તેનો પાદફરાહ મળે. પણ પાપ કીધું અને ચોરી ઉપર સરજોરી

જેવી વર્તણુક રાખી તો પછી તેની તેવી દીન તરફની બેઅદબી અને ધીકકારનો બદલોબી તેવોજ મળે. પણ બધાની આખરત તો સારીજ આવશે. ગમે તેવો પાપી હશે અને પસ્તાવામાં માનતો નહિ હશે પણ કુદરત તેને એવી તો શીક્ષા કરશે કે આખરે તેનામાં સાચ્ચી ખેરદ ઉગશેજ અને પછી પુન્યશાળી થવાનું વર્તન કરશેજ; દુજને પોતાની પાપવૃત્તીને અષોઇના હાથમાં એટલે રોશન ફેલની શુભ વર્તણુકના હાથમાં સોંપીને સત્યસંગ મેળવશેજ.

(૧) ત્યારે આ ફકરામાં ચાર મુળ બાબદો છે સ્પેના અને ધનાની પસંદગીમાં તે ધનાને માન આપીને ગુનાહો કરશે. એમ જેવું કરશો તેવું ભરશો. કીધેલાંનો બદલો મળશે, ધના અને સ્પેના વચ્ચેની પસંદગીમાં તે ગોવાયા કરશે.

(૨) પછી શુદ્ધી ઠેકાણે આવશે એટલે દીનના અધીકાર મુજબ ચાલીને સ્પેનામીનનો પીછો પકડીને બહમનનો પાઠ ભલું મન-પાપ વૃત્તીથી દુર રહેવાનો ઠરાવ ઉભો થશે.

(૩) બહમનને મેળવીને પાપવૃત્તીથી દુર જવાના ઠરાવની નસીહત પછીથી અષને ઉભા કરવાના પ્રયોગોમાં ગુંથાશે.

(૪) છેલ્લે પોતામાંના હવસી દોરોને તરીકતને જોરે ઉભા કીધેલા અષના હાથ મારફતે તે અષને સોંપશે.

ત્યારે **પહેલાથી બીજા ભાગ** ઉપર જવા તેને શીક્ષા થાય છે જેને **પાદફ્રાહ** કહે કે **તોજશ્ને** કહે, એમાંની કોઇબી જાતની તે હોય.

**બીજાથી ત્રીજા ભાગ** ઉપર જવા તેને સત્યસંગ દીન-દસ્તુરોની દોરવણી મળશે.

**ત્રીજાથી ચોથા ભાગ** ઉપર જવા તેને તરીકતનું જોર મળશે. છેલ્લે પોતાની દુજી ગતીને અષના હાથમાં સોંપશે એટલે દુજને ગવમાં ફેરવશે-તનપસીન મેળવશે.

## ગાથા હા ૩૦-૮ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

ગાથાના આ આઠમા ફકરામાં કહે છે કે જેઓ દીની કાયદાઓ જે કુલ સમાજ માટે ખુદ બસ્તે-કુસ્તીઆન માટે છે તેઓને પાળતા

નથી–હસી કાઢે છે તેઓને શીક્ષા પહોંચશે, જેથી તેઓને સુબુદ્ધિ આવશે અને દીનના તે કાયદાઓને માન આપશે, દીન–દસ્તુરો પાસેથી તે બાબેની માહીતી લેશે. **એમ તે શીક્ષા તેઓનો રાહબર થશે.** પછી તેઓ અષવન થઇને દ્રુજને પુગી વળશે કે જેથી પોતાનું તેમ પોતાનાનું કુલ જગતનું સારથક થાય. ત્યારે શીક્ષા પામ્યા પછી તેઓને દીનને જાણવાની જીજ્ઞાસા થશે માટે દીન–દસ્તુરો પાસે જઇ સલાહ માંગશે કે તેઓએ કયે રસ્તે જવું એમ તેઓ તરીકત માટે જોઇતી માહેતી મેળવશે–આ રસ્તો શું હશે તે બધો તરીકતરૂપનો ચિતાર આ **સુદકર નસ્કમાં છે,** કે જે પ્રમાણે ચાલવે તે માણુસ ગાથાના આ ફકરાની છેલ્લી લીટીની મુરાદ બર લાવશે એટલે દ્રુજને–દુખનાં મુળને પુગી વળવાનું શીખશે.

## ગાથા હા ૩૦–૮ ને માટે વરશ્ત માન્સર નસ્કની સમજ.

( વાંચો **વરશ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬ )

**ગાથાના** આ **આઠમા** ફકરાની સમજ ઉપર જોઇ. ત્યાં કહયું છે કે દીનને તરછોડનારાઓની ઉપર જ્યારે કુદરતની શીક્ષા થાય છે ત્યારે તેઓને દીનની કદર આવે છે અને દીનને જાણવાને માટે અને તે પ્રમાણેની સમજ લેવાને માટે તેઓ દીન–દસ્તુર પાસે જઇને તેની આણુ કબુલે છે–દીન દસ્તુર તેઓના આગળ દીનનો ભેદ ખોલે છે જે પ્રમાણે ચાલવે તે માણુસની વૃદ્ધિ થઇ રહે છે. ત્યારે દીનદસ્તુર તેને દીન વિષેના સમજ આપે છે તે સમજ શી હોઇ શકે તે બધાના હકીકતી–મારેફતી ખ્યાલો આ **વરશ્ત માન્સર નસ્ક**માં છે. દીન–દીનના માંથ્રો–યસ્ન–દીનમાં આપેલી નઇતીક–માનસીક વીગેરેની એખલાકરૂપ સલાહો, દીનના ગ્રાહનુ ઉસુલ–દીનની અંદર આપેલી ભલાઇ બુરાઇની સમજ–બુરાનો બુરો ફેજ–ભલાનો ભલો ફેજ–ભલાઇની કઇ રીતે આખરે ફતેહ થશે અને તેમજ ચાલવાની માણુસની આખરની નેમ છે વીગેરે વીગેરે બધું આ **નસ્ક**માં ચિતારેલું છે, જે ગાથાના તે ફકરાનો રહસ્ય પુરો પાડે છે.

## ગાથા હા ૩૦–૮ માટે બગ નસ્કની સમજ.

( વાંચો **બગ નસ્ક** પાને ૬ થી ૧૧ મે. )

**ગાથાના** આ **આઠમા ફકરાની સમજ** ઉપર જોઇ. તે સમજ પ્રમાણેનો તરીકતી રસ્તો અને તે રસ્તાના ઉભા થવા માટેની મારેફતો અને તે મારેફતોને પુરી પાડનારાં હકીકતી કારણોના કેટલાક ખ્યાલો **સુદકર** અને **વરશ્ત માન્સર નસ્કો**માં છે તે જોયા, હવે તે હકીકતોના રસ્તા

ઉપરથી જવે મુરાદ કઇ રીતે હાંસલ થશે તેનો ખ્યાલ આ **બગ નસ્ક** આપે છે. ગાથાના તે **આઠમા** ફકરાની છેલ્લી લીટીમાં કહે છે કે તે મુરાદ કે તે માણુસ દીન પ્રમાણે ચાલી રહીને અશવન થઇ દુંજને બુરાઇને ધમને પોતામાંથી તેમ દુન્યામાંથી પોતાની મકદુર પ્રમાણે દુર કરે છે– આ કઇ રીતે બજા લવાશે તેનો કંઇક ખ્યાલ આ **બગ નસ્ક**માં છે. આ **બગ નસ્ક** પોતાના **પહેલા** ફકરામાં કહે છે કે પોતાથી બને તેટલું કરીને એરવદની શાળાને ટેકવવી તેમ ભલા ઇલ્મોને ટેકવવા, કે જે સવાબના નતીજા તરીકે તે માણુસ ઉપર આશીશો ઉતરશે, જેથી **બીજા** ફકરામાં કહે છે તેમ તેની મનશ્ની સુધરશે–તેના સિદ્ધાન્તો ઉંચ થશે, જેથી **ત્રીજા** ફકરામાં કહે છે તેમ તેને માંથ્રો ભણુવાનું જોમ થશે અને તેનો ફાયદો મેળવશે; જેથી **ચોથા** ફકરામાં કહે છે તેમ તેને યજશ્નેનો ભેદ હાંસલ થશે–કુદરત સાથનો કંઇક મેલાપ થશે; જેથી **પાંચમા** ફકરામાં કહે છે તેમ તે ખુદ કેરફેનાં કામો કરીને બીજાઓને તે કામો કરવાનો શુભ દાખલો પુરો પાડશે અને **છઠ્ઠા** ફકરામાં કહે છે તેમ પોતાની સત્તાનો ભલો ઉપયોગ કરશે અને **સાતમા** ફકરામાં કહે છે તેમ બીજાઓની દાદ લેશે અને **આઠમા** ફકરામાં કહે છે તેમ જે કોઇ સરદારી ભોગવવાને લાયક છે તેને તેવી સત્તા અપાવવાનું જોમ ઉત્તેજન આપશે અને **નવમાં** ફકરામાં કહે છે તેમ પોતે ખુદ **બગ** જેવો થશે–પોતે **અષવન** જેવો થઇને **નીરંગ** વરનો પાવર મેળવી શકશે–કેહપની સુક્ષ્મ હાલતનો થઈ દીનદુશ્મન આશમોઘની સામે તે બધા ગુનાહગારોની સામે ટકી શકશે અને **દસમાં** ફકરામાં કહે છે તેમ પોતે યઝનોથી ફાયદો મેળવી તે ફાયદાઓને ખુદ તે આશમોઘોની ઉપર નેસાર કરી તેઓને **અગીઆરમા** ફકરામાં કહે છે તેમ દીન ઉપર વિચાર કરવાનો મોકો અપાવશે. એમ તેઓને **બારમા** ફકરામાં કહે છે તેમ દેવપરસ્તીથી દુર લઇ જઇને દુન્યામાંથી બુરાઇને દુર કરવાનું સાધન પુરૂ પાડશે. એમ **ખુરશેદ યઝત**નાં કામનો હમકાર તે થાય અને એમ દ્રુજી ગતીને અષોઇના હાથથી તાબે કરે આવો બધો ખ્યાલ બાકીના ફકરાઓમાં છે તે **ગાથા**ના ૩૦ મા હાના આઠમા ફકરાની છેલ્લી લીટીના ભેદોને સમજાવી રહે છે.




**અત્‌ચા[1] તોઇ[2] વએમ્[3] ખ્યામા[4] યોઇ[5] ઇમ્[6] ફ્રેરષેમ્[7] કેરેના-ઉન્[8] અહૂમ્,[9]**

**મજ્દાઓસ્‌ચા[10] અહુરાઓંઘ્હો[11] આ મોયસ્ત્રા[12] બરના[13] અષાચા;[14]**

**હ્યત્[15] હથ્રા[16] મનાઓ[17] બવત્[18] યથ્રા[19] ચિસ્તિશ[20] અંઘ્હત્[21] મએથા.[22]**

અને એ પ્રમાણે ત્યારે તો[1] ‖ તેઓ[2] ‖ જેઓ[5] ‖ મઝદાના[10] ‖ નેમેલા પતીઓ[11] (છે, જેઓએ) ‖ આ[6] ‖ હયાતીને–જડતાવાલા જગતને[9] ‖ જડતાના દુખથી નીરાળુ તાજુ આગળ વધતું[7] (ફ્રશો–ગર્દનો હિંગામ પામતું) ‖ કીધું છે[8] (તેઓના જેવા) ‖ હમો[3] (માનવો કે જેઓએ દુજને અષના હાથમાં આપેલો છે તેઓ) ‖ અષથી–અષને જોરે[14] ‖ ઇશ્કે-હકીકી સાથના મેલાપ કરવાના તે સાધનને તે મીનોઇ અનજુમનને 'આ' ‖ અહિંયાં ગેતીમાં[12] ‖ જારી કરી, ઉભી કરી, ચલાવી રાખી ટકવીને[13] ‖ થઇએ[4] (ગેતીમાં હમોબી ફ્રશો–ગર્દ નજદીક લાવીએ), ‖ કારણ કે[15] ‖ તે તરફ[16] (તે મીનોઇ અનજુમન જે મગવપતીની છે જેમાં અષ જામેલી છે–ફ્રશો–ગર્દ લાવવાનો અથાક પ્રયાસ છે તેના) ‖ વિચારો[17] (ફ્રશો–ગર્દ લાવવાના જગતના દુખને નીરમુળ કરવાના) ‖ હોય છે–જામેલા ચલીત રહે છે[18] ‖ તેજ તરફ[19] (તેવી મગવપતીની ફ્રશો–ગર્દ લાવવાની અનજુમનમાં) ‖ ચિશ્તી યઝતે, મહા ડહાપણનું પુર્ણ ગ્નાન જે યવએચનું સાત ઝરવાને અકરનેનું છે તેને રાખનાર અને આપનાર શકિતએ મહા =ડહાપણે[20] ‖ મકાન[22] ‖ રાખેલું હોય છે.[21] ‖

**મીલ્સના પોથામાંની પહેલવી સમજ.**

**પહેલી લીટી માટે કહે છે કે :—**

**'અઇતૂનોક્ લનમન્ મૂન્ લક્ હોમનેમ (અઇધ્ લક્ નકૂશમન્ હોમનેમ અમાન્) દેનમન્ ફ્રેરશકૈ ફૂનિશ્નો દેન્ અહુવાન્'**

=એમ ત્યારે હમો જેઓ તારા છીએ (એટલે હમો તારા પોતાના છીએ) આ જગામાં ફ્રશો-ગર્દ નજદીક લાવવાનું કુલ્યાતી મોક્ષ જલદી આવે તેમ કરવાનું હમારૂ થાય.

**બીજી લીટી માટે કહે છે કે:**

**'અઊહરૂમજદીક ઝક્ ઇ હમાક્ હનજમનીકીહ્ વ ચેદરૂનિશ્નો ઇ અશવહિશ્તોક્ (અઇધશાન્ હમીશકો હનજમન મદમ્ તનો ઇ પસીનો કુનીશ્નો)'**=અહુરમજદને લગતા બધાની અનજુમનને લગતા હમો થઇએ અને અષવહિશ્તનું તેમાં લાવવાનું કરીએ (હમેશગીની અનજુમન જેમાં **'તન પસીન'** વિષે કામ થઇ રહે તે તેઓ કરી રહે).

**પછી ત્રીજી લીટી માટે કહે છે કે:—**

**'મૂન અસારૂ મીનિશ્નો ચેહેવૂનેદો (અઇધ મીનિશ્નો પવન દસ્તોબરીહ્ ઈ અહુવો યખ્સેનુનેદો) અશ તમન ફ્રરૂઆનકીહ્ અઇતો (અઇધ ફ્રરજામ ઇ મિનદવમ પવન ફ્રારૂનોઇહ્ બરા ખવીતૂનેદો) દેન મીહનો'**=જે કોઇ અનંતકાળના જ્ઞાનના વિચારવાળો હોય (એટલે વિચારો મગવપત ઉસ્તાદની **'દસ્તોબરીહ્'**=દસ્તુરી હોકમની સાથે પ્રમાણે રાખે તેવો હોય એટલે મગવપતનો સાત કાળના ઉપર ફ્રશો-ગર્દ થવાનાજ વિચારમાં હોય એટલે well ordered in mind રાદીજ વિચારમાં હોય તેમજ તે ચેલોબી હોય) તેને ગેતી ઉપરાંતની એટલે હાલીહાલની જીવતી હાલત ઉપરાંતની પેલી મેરની એટલે આગળ પાછળનું ઝરવાને અકરનેના કાળ વિષેનું જ્ઞાન-ડહાપણ હોય (એટલે કે પોતાની નીખાલેસી સચ્ચાઇ અષોઇને જોરે દરેક (બનવાકાળ અથવા બની ગયેલી) (ચીજનું જ્ઞાન સમજી શકે). આ બાબદો જે ગુપ્ત છે તેઓનું (જાણવું તેઓને છે).

અહિંયાં **'અસાર'** શબ્દ પહેલવીમાં આપેલો છે જે **'હદપાર વગર'**નું આવો અર્થ દેખાડે તેમ વળી તે શબ્દ અવસ્તેઇક **'હથ્રા'** શબ્દની નકલબી હોય. પણ ઉપર **'હથ્રા'** શબ્દની તાવીલ શબ્દ અર્થમાં આપી છે જેમાં સાત કાળના જ્ઞાનની બાબદ છે એટલે હદપાર વગરની બાબદો વિષેનો તાત્પર્ય તેમાં છે. માટે **અસારનો** અર્થ અનંત કાળના વિચારને લાગુ પડી શકે.

અવસ્તા શબ્દ **'મજદાઓસ્ચા અહુરાઓંઘહો'**ને માટે **'હમાક્**

અઊહુરમજદ્દીક' શબ્દ આપેલો છે એટલે તેમાં અહુરમજદને લગતા, અહુરમજદના એમ શબ્દ આવે છે જેમાં યઝતો તેમ અષવનો બધાજ આવેલા ગણેલા છે. અષવનોનેબી તેમાં ગણેલા છે કેમકે તે અનજુમનને તનપસીનને માટેની ગણેલી જેમાં તનોમંદ વ્યક્તિઓનો ઇશારો મુકેલો છે. 'મોયસ્ત્રા' શબ્દને માટે અનજુમન કે જે તનપસીન થવા માટે થયલી તેનો અર્થ મુકેલો છે. તનપસીન થવા માટે હવસ રહિતના, ઓઇશવાળા= યઝતી પ્રેમવાળા અને 'હમખેશી'=સગાઇ જે યઝતોની છે તેવા થવાજ જોઇએ માટે તેમાં 'ઇશ્ક'ના મેલાપનો ખ્યાલ આવે છે.

## ગાથા હા ૩૦–૯ના શબ્દ અર્થ :

'અત્ત્યા'=એ પ્રમાણે ત્યારે તો, (આગળના ફકરામાં કહયું છે કે હમો પાપરહિતના થઇ તરીકત ઉપર ચાલી અષના હાથમાં હમારી દુજીઓને હવસોને આપીને હવસ રહિતના થઇએ ત્યાર પછી તો–એમ સંબંધ દેખાડે છે).

'તોઇ'=તેઓ.

'યોઈ'=જેઓ.

મજદ્દાઓસ્ચા અહુરાઓંઘહો=મઝદાના અહુઓ, પતીઓ, મઝદાએ નેમેલા પતીઓ એટલે યઝતો, અષવનો. 'અહુરા'નો અર્થ પતીનો છે; અહિંયાં અહુરાનું બહુવચન આપેલું છે, જેઓને નાના અહુરા= યઝતો તરીકે ઓળખે છે.

'અહૂમ'=હયાતીના દમને, જડતાના જગતને, દુખવાલા જગતને.

'ફેરષેમ'=તાજુ દુખરહિતનું અનન્ત સુખનું એટલે ફ્રશો–ગર્દનું.

'મોયસ્ત્રા'=આ શબ્દનો અર્થ જુદા જુદા વિદવાનો જુદો જુદો કરે છે, એમાં 'મીત' અને 'થ્ર' બે આકારો છે, 'મીત' શબ્દ મળવું પ્રેમમાં એકરસ થવું, હમમીથ્રના થવું–દુધ અને સાકરની માફક ચાહઇશકવાળા મધુર થવું અને 'થ્ર'=મારેફત એટલે સાથે ઇશકથી મલી રહેવાની મારેફત. અહિંયાં ત્યારે અનજુમનનો ખ્યાલ લેવાનો છે. વળી પહેલવી તેમ નઇર્યોસંગના તરજુમામાંબી અનજુમનનો અર્થ આપેલો છે. આ શબ્દનો અર્થ ત્યારે પુર્ણ ઇશ્કની અનજુમન–અરદાફ્રવષની અનજુમન–યઝતોની અનજુન જેવી અનજુમન White Brotherhood ઇશ્કે–હકીકીના મેલાપની અનજુમનનો અર્થ દરોબસ્ત રીતે આવી શકે છે.

'અષાચા'=અષોઇથી, અષને જોરે.

'આ' 'બરના'=ચલાવી ઉભી કરી-રાખી; 'બર' એટલે રાખવું, લાવવું-ઉભુ કરવું-ચલાવવું-પકડવું-ટેકવવું ઉપરથી
વર્તમાન કૃદંતનો આકાર છે.

'હુથા'=તે તરફ એટલે ઉભી કીધેલી ગેતીમાંની મીનોઇ અનજુમન જે ફ્રશો-ગર્દ જગતમાં લાવવા માટે 'મગવપતી'એ કીધી છે તે તરફ, જેમાં સાત કાળનું 'યવએચ'નું જ્ઞાન જારી છે તે તરફ.

'યથા'=તે મીનો અનજુમન તરફ

'હુયત'=કારણ કે;

'મનાઓ'=વિચારો જે ફ્રશો-ગર્દ લાવવા માટેના તે અનજુમનમાં થઇ રહે છે તેઓ

ચિસ્તિશ=ચિરિત યઝત જે દીન યઝતનો હમકાર છે, જે મહા ડહાપણું રાખી તે લાયકને આપે છે તે

'મએથા'=મકાન

અંઘહત=કરે છે-હોય છે.

## ગાથા હા ૩૦-૯ ની શરેહ:

અહિંયાં તરીકતમાં આગળ વધેલાઓ જેઓ પારકાંને સારૂ કામ કરી રહયા છે માટે જગતના નીર્વાણ-ખએતનની હાલત લાવવા કામ કરી રહયા છે તેઓ વિષે વીવેચન છે. ઉપરના ફકરામાં જોયું કે પાપીઓ શીક્ષા ખમીને ભલાં મનના થઇને દીન-દસ્તુરોના કહયાસરના થઇ રહે છે. તરીકત ઉપર ચાલી અષને ઉભી કરી દ્રુજને અષના હાથમાં આપી રહે છે. હવે તેઓ પારકાંને માટે કામ કરવા બહાર પડે છે. જેમ અહુરાએ પોતામાંથી પોતાના જેવાજ બીજાઓને કાઢયા-જેમ ઝાડના થડમાંથી ડાંખલી થાય છે તેમ કાઢયા છે, જેઓને અહુરાઓંઘહો-યઝતો કહે છે, જેઓ અહુરાનુંજ કામ કરી રહયા છે-ના ખુદ તેઓ અહુરાના અંગોજ છે-જેઓ બધા મલીનેજ અહુરાનું ઝાડ થાય છે, જેઓ બધાજ અહુરામાં મળે છે અને પછી બહાર નીકળીને એમ મલી જઇ એક થઇ જ્ઞાની થઇને જગતને તારવાનું કામ ફ્રશો-ગર્દ કરી રહયા છે, તેમ

આ અશવનોની અનજુમન એટલે દએનના દસ્તુરો અને તેઓના મુખી દસ્તુરાંન દસ્તુરની અનજુમનથી તે યઝતી ગતીમાં મલી જઇને એટલે **મોયસ્ત્રા**ની હાલતનીજ થઇને ઉભી છે, જેથી હવે તેવુંજ ફ્રશો-કેરેતીનું કામ કરી રહી છે અને તેટલા માટે અષને જગતમાં પાંથરી રહી છે કેમકે ફ્રશો-ગર્દ થવા માટે અષનીજ જરૂર પડે છે. તેઓનું મન વિચાર સેકંડે સેકંડ તે કામને બજા લાવવા રોકાઇ રહે છે એટલે જગતને લય-નીર્વાણ કરાવવાના મીથ્રામાં તેઓ છે માટે ઝરવાને અકરનેમાં શું શું થશે-થયું-થાય છે તે ઉપર મનન કરી રહીને હવે પછી સદ્દગતી કરવી જોઇએ એટલે **યવએચ યવેતાએતે** કે જે અહુરાનું વસ્ત્ર છે તે વસ્ત્ર તરફ જવું જોઇએ તેનાં ઉંડાં મનનમાં તેઓ રહયા કરે છે. એમ તેઓ મઝદયસ્ની દએનનાં કામના મીથ્રામાં રહે છે એટલે મઝદયસ્ની જરથોસ્તી દએનના એટલે **રજીશ્તાંમ્ ચિસ્તાંમ્ મઝદદાતાંમ્ અષઍાનીમ**ના ભેદોવાળી ચિસ્તી યઝનના કામમાં રાતો દીન રહે છે. આ કામમાં અએ **અહુરાઓંઘહો** તમો હમુંને મદદ કરો તમારા જેવા કામવાલા હમુને કરો, એમ દુઆ માંગી રહે છે. જેમ યઝતોએ પોતાનો ફ્રશો-ગર્દ કરીને હવે તેઓ જગતનો માનવનો ફ્રશો-ગર્દ કરી રહે છે તેમ હમોબી કરીએ એમ દુઆ છે.

અહિંયાં **જરથોશ્તી હદ-માંથ્ર યસ્નના સાહેબો** મોટા દીલપતાનો, આઝાદગાનો, નેકાનો, વેહાનોના પરગંજુ પરદુખભંજની મનના ઉભરાવાળાં મનનની તેહકીક છે. મુસ્તસલા-એ-દુવ્વમ એટલે બુનદહેશ્નથી થયલું કુલ જગત જે **દએવો-ત્બએષ**=દેવની બીમારીમાં હતું એટલે વૃદ્ધિ વગરની સ્તંભતામાં હતું તેમાંથી તેમ વળી તે જગત **દએવો-દ્બઓમન**=દેવ-ભુલાવાના છટકાંમાં હતું એટલે અહૂ તરફના વિશ્વાસની ગેરહાજરીમાં હતું તે બધામાંથી બચીને ચલીત થઇને તે અહૂના વિશ્વાસ ઉપર ચાલી રહયું છે,-અવસ્તાની જબાનમાં બોલીએ તો **મઝદદાતાંમ્ પઇતી પન્તામ્ પઇતી યઓનેમ**=મઝદાના સરળ રસ્તાની તરફ, મઝદાની સાથે સંબંધ કરવા ખાતર જયાંથી નીકલ્યું ત્યાં ટુંકે રસ્તે પાછું જવા ખાતર દોડી રહયું છે તે જગતને તેમ કરવાની લાયકાત તરફ=ફ્રશો-કેરેતી તરફ=ફ્રેરેશોની તરો તાઝગી તરફ હંમેશની સુખશાંતી તરફ દોરવવા મદદ કરવાની છે એટલે જગતને મઝદાનાં પેવંદથી ઘણે દુર નીકલી જવાના અને એમ તે મઝદાના સંબંધથી હમેશના છુટી જવાના સંકટ ભયમાંથી અટકાવીને તેને પાછા મઝદા તરફ ફેરવવા જે **ઉરવીસ**=ફેરો જોઇએ તે **ઉરવીસ્** આપવા **આ મોયસ્ત્રા**ની હાલતના આ ભવ્ય મીનોઇ

અનજુમનના સાહેબો કામ કરી રહયા છે અને તેમાં ફતેહ મેળવવા તેઓ મદદ માંગી રહયા છે. **ઇનસાનને આજ અર્થે જીંદગી બક્ષેલી છે અને તે કામ તેને ભરપાઇ કરવાનું છે એમ સચેતી ઇનસાનોમાં ઉભી થાય એમ તેઓ દુઆ કરે છે અને ખુદ તેઓ તે કામ ભરપાઇ કરે એમ ઇચ્છે છે.** ચિસ્તી યઝત જે દીન યઝતનો હમકાર છે, જે મઝદયસ્ની જરતોસ્તી દએનને દોરવી તે મારફતે અન્ય દીનોને દોરવી રહે છે, તેના વિચારો હરહમેશ **ફ્રશો–ગર્દ**નાજ રહે છે. આવા મોટા અષવનો દીક્ષપતાનો કે એક અદના માણસ જે દીન ઉપર ઉસ્તવાર છે તેઓ બધાળી **ચિસ્તી**નાજ મિથ્રમાં થોડા કે ઘણા રહે છે. માટે કહે છે કે **'યથા'** જે તરફ જયાં એટલે ઉપર કહેલી **'મોયસ્ત્રા'**ની અનજુમનમાં **'મનાઓ'**=ફ્રશો–ગર્દના વિચારો જામેલા છે કે જે વિચારો **ચિસ્તી**નાજ છે માટે **'ઇથા'**=તેજ **મોયસ્ત્રા** તરફ **ચિસ્તી યઝત** પોતાના મહા ડહાપણ સાથે જઇ રહે છે એટલે તેઓના ફ્રશો–ગર્દ લાવવાના વીચારોને કેળવીને ઉસ્તવાર પુખ્ત બનાવીને ફ્રશો–ગર્દ ગેતીમાં જલ્દીથી જામે તેમ કરી રહે છે.

## ગાથા હા ૩૦–૯ ને માટે સુદકર નસ્કની વીગત કેવી રીતે લાગુ પડે છે તેનો ખ્યાલ:

વાંચો **સુદકર નસ્ક** પાને ૧ થી ૩.

ઉપર **ગાથાનો** આઠમો ફકરો જોયો તેમાં કહયું છે કે તે માણુસ બુંરાઇ કરી કુદરતની શીક્ષા પામીને પછી દીન તરફ જાય છે, દીનના અધીકારીઓને તાબે થાય છે, અને તેઓથી નસીહત પામીને દ્રુજને અષોઇના હાથમાં કેમ આપવો તે શીખે છે. હવે કહે છે કે તેઓ પછી જગતનાં કલ્યાણનું કામ કરવા બહાર પડે છે, અને જેમ યઝતોએ **સફેદ** અનજુમન કરીને જગતનો ફ્રશો–ગર્દ કરવા ચાહયો છે તેમ તેઓની દીન–દસ્તુરોને મળી **સફેદ અનજુમન** ગેતીમાં કરીને પછી યઝતોની અનજુમનને મળે છે અને દીન યઝત અને **ચિસ્તી યઝત** સાથે સંબંધ કરે છે; એમ જગતમાં મલી દીનનું જોસ અને ડહાપણને ચલાવે છે. આવી હાલત લાવવા માટેનો તરીકતી ખ્યાલ ઉપર જોયું તેમ **સુદકર નસ્કમાં** છે.

## ગાથા હા ૩૦–૯ માટે વરસ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો **વરસ્ત માન્સર નસ્ક** પાને ૩ થી ૬.)

આવી ઉપર કહેલી વીગતો જે કંઇ ગેતીમાં થયલી **સફેદ અનજુ-**

**મનથી**-જામી રહે છે તે બધું શાં કારણે થયું તે બારેક્તોનો ખ્યાલ-સમજ **આ નસ્કમાં છે જેની સમજ** ઉપર જોઇ ગયા છીએ. દીન વિષેની માહેતી અને એતેકાદ જ્યારે વધે છે ત્યારે સ્પેનામીનનું જોમ ચાલે છે-યઝતોનું જોમ ચાલે છે અને યઝતો જેમ કામ કરે છે તેમ કામ કરવાનું મન માનવોને થાય છે એટલે યઝતો જેવી-**અરદાફ્રવષ** જેવી **સફેદ અનજુમનોની** ગેતીમાં જાતજાતની રીતે ઉભી થાય છે તે બધા વિષેનું ગ્નાન જે દીનમાં છે તેને આ **વરશ્ત માન્સર નસ્કમાં** કંઇક પ્રમાણમાં આપ્યું છે, જેમાં કહે છે કે માંથ્રેનાં ભણુતરોની ખુબી અને **યજશ્ને**ની યસ્નોની ખુબી ઉપર કહયા છે તેવાં કામમાં મોટો ભાવ ભજવે છે તેવા ચેરાઘને સળગતો રાખવા માટેનું તેલ પુરૂ પાડે છે.

## ગાથા હા ૩૦-૯ માટે બગ નસ્કની સમજ.

( વાંચો **બગ નસ્ક** પાને ૬ થી ૧૧ મે ).

ઉપર જે બધું વાંચ્યું છે તે કઇ રીતે પાર પડતું આવશે-યઝતો માફકની અનજુમન ગેતીમાં કઇ રીતે-કયાં મુળ કારણની મદદથી થશે અને ભલી દીનનું જામવું અને ડહાપણનું થવું દુન્યામાં કઇ રીતે થશે તેનો ભેદ આ **બગ નસ્ક**માં છે. દીનનાં ગ્નાનની વ્યવહારૂ બાજુથી માંથ્ર-યસ્નોના વ્યવહારૂ નતીજાથી અને તે માંથ્રો-યસ્નો માટેની દીની મકતબના ટકાવથી તે બધું થઇ રહેશે તે બધો ખ્યાલ આ **નસ્ક**માં છે કે જેથી **ગાથા**ના આ **નવમા** ફકરાની મુરાદ ગેતીમાં કામયાબ થાય.

---

## હા ૩૦-૧૦.

**અદા[23]-જી[24] અવા[25] દુજે[26] અવો[27] બવઈતી[28] સ્કૅન્દો[29] સ્પયશ્રહ્યા[30]**

**અત્[31] અસિરતા[32] યઍાજન્તે[33] આ[34]-હુખિતોઈશ્ વંધ્રહે-ઉશ્[35] મનંધ્રહો[36]**

**મઝ્દાઓ[37] અષપ્યાચા,[38] યોઇ[39] જઁન્તી[40] વંધ્રહાઉ[41] સવહિ.[42]**

જેઓ[39] ‖ ભલી, ભલાઇ ઉભી કરાવી આપનારી પરદુખભંજની નીશ્કામ વૃત્તીની[41] ‖ (મા-બાપોની) માંથ્રોની બંદગી (ના અવેજ) માં, કીરતીવંત નામના ભરેલા ખોરેહવાલા આશીરવાદીક પ્રભાવમાં[42] ‖ જન્મેલા છે તેઓ[40] (ભલા તુરમંદ પ્રભાવ સાથે જન્મેલા છે, મા-બાપનાં ઉંચ બુનક પાસબાનીવાળાં પવિત્ર-આઝાદ થયલાં તોખ્મોની બુન્યાદ ઓકાદ સાથે જન્મેલા છે તેઓ) ‖ જ્યારે[31] ‖ મઝદાના[37] (પુર્ણ ડહાપણવાળાં જ્ઞાનના અને) ‖ ભલાં, નીશકામ વૃત્તીનાં[35] ‖ મનવાળાં[36] (બહમનનાં અને) ‖ અષોઈવાળાં[38] (અષવહિશ્ત સાથનાં) ‖ ભલાં રહેઠાણુમાં ભલી તલેસમાતીક અસરોની દોરવણીમાં[34] ‖ જોડાય છે,[33] (શરીક બને છે, આણુમાં આવે છે), ‖ કે તુરતજ[32] ‖ ખચીતજ કંઇપણ શક સોબેહ વગર[23-24] ‖ નપુશક જેવો નીરબળ, હેઠે પડેલો,[25] ‖ ફેંકી દેવા લાયકનો, નાશ થવા કાબેલનો[30] (એવી સેફતના) ‖ દુજનો[26] ‖ આશરો, ટેકો-પકડ[27] ‖ છીન્નભીન્ન થયલો[29] ‖ બની રહે છે.[28] ‖

**મીલ્સના પોથામાં આપેલી પહેલવીનો તરજુમો.**

**પહેલી લીટી માટે લખે છે કે:**

**'અઇતૂનો પવન્ ઝક્ દહિશ્નો (પવન્ તનો પસીનો) વલ્-મન્ ઇ દુજ (ગનરાક્ મીનવદ્) પવન્ ક્રોદબૂયિશ્નીહ્ (અમતશ મિનવદમ્ બરા અવો નિઝારીહ્ યક્વીમૂનાદ્દ) તેઘૂની અઇત સિપાહ્'** = કીધાનું ફળ બદલો જે કંઇ હોય તે મલતી વખતે (તન

પસીનના બનાવ વખતે ) દુજ (ગનામીન) પીગલી જશે-નાબુદ થશે (જ્યારે તેનાં કામો નહિ જેવાં થશે, તે નીચે પડશે-બરહમ જશે) તે (ઘનામીન) ના સેપાહ (સેતાન-તીરે ગોહર વીગેરે કાળી કુદરતના અનુયાયીઓનું) લશ્કર તફરગે થશે).

બીજી લીટી માટે કહે છે કે:

અઇતૂનો તીઓ આયૂઝેન્દ્ (અવો મોઝદ્ યનસેગૂનતન) ઝક્ ઇ પવન્ હૂ-માનિશ્નીહ્ ઇ વોહુમનો (અમત્ પવન્ ફ્રાર્-નોઈહ્ કેત્રૂનસ્તો ચેક્વીમૂન્દ્') =તેઓ જલ્દી ચાલે છે (કે જેથી મોજદ=ભલો બદલો મેળવે) જે કંઇ મોજદ બહમનના ભલા રહેઠાણમાં મળે છે (જે વખતે બહમનનાં રહેઠાણમાં રહેતી વખતે સચ્ચાઇમાંજ રહેવાનું થયું હોય ).

પછી ત્રીજી લીટી માટે કહે છે કે:

'અવો અઊહુર્મઝ્દ્ વ અષવહિશ્તોક્ (આયૂઝેન્દ્) મૂન્ વ ખૂદૂન્દ્ ઝક્ ઇ શપીર્ નામીકીહ્ (અઇધ્ ઝક્ અઇશ વઝલૂનેદ્ અવો મોઝદ્ યનસેગૂનતનો મૂન્ હૂસ્રોબો અઇતો) '=અહુરમજદ અને અષવહિશ્ત તરફ (જેઓ વધે છે) તેઓ નેકનામી, ભલી નામના મેળવા રહે છે (એટલે કે જે કોઇ ભલી ભલાઇવાલા ભલી મનશ્નીની રોનકવાલા છે તેઓ મોજદ=ભલો બદલો લેવા આગળ વધે છે ).

ઉપર 'શપીર્ નામીકીહ્' કહી છે જેમાં ભલી નામના એમ અર્થ થાય છે. **ભલી નામના તે તરીકત પાળીને નેકી ઉભી કરીને કોમ અને જનસમાજનું ભલું કરવાની શકિત હિમ્મત, હામ અને resourcefulness દરેક હાજતોને મેળવવાની શકિત બતાવે છે.'વંઘહાઉ સ્રવહિ'**ને માટે 'શપીર્નામીકીહ્' બોલો આપેલા છે. પછી કાઉંસમાં કહે છે કે 'ચો '=જેઓ 'હૂસ્રોબો અઇત્' ભલી મનશ્નીના બહારના ભલા ખોરેહવાલા છે તેઓ 'વઝલુનેદ્ અવો મોઝદ્ યનસેગૂનતનો': મોઝદ્=ભલો બદલો લેવા આગળ વધશેજ. ભલો બદલો તે 'વંઘહાઉ સ્રવહિ'=ભલી બંદગીનો છે જે બાપ કરતાં સવાયા ફરઝંદની આમદ જન્મનું થવું બતાવે છે. અહિંયાં આ ફકરામાં 'જજેન્તી' શબ્દ (જન્મ લે છે) એ શબ્દ ખાસ આપેલો છે માટે 'મોઝદ્' ભલા ફરઝંદની આમદનો છે એમ ખુલ્લુ થઇ રહે છે. ત્યારે 'શપીર્ નામીકીહ્'માં બુનક પાસબાની કરવાનો ઉમદા ગુણ છે કે જે મોટામાં મોટા સદગુણની

**પુર્વે બીજો કોઇ ગુણ નથી કેમકે જે કોઇ પોતાની 'મનો'ને સાચવે તે 'વીર-હોશ-ખેરદ'વાળો 'મનશ્ની-ગવશ્ની-કુનશ્ની'વાળો હોય.** 'જાન'ની શકિતનો પાસબાન હોય એટલે ગેતીના જાનનો પાસબાન હોય એટલે કુલ સમાજ જે માણસોનું કે બીજું છે તે બધાનો પાસબાન હોય. એમ છે માટેજ **શર્પારૂ નામીકીહુ હુમોબો** એવા બોલો આપેલા છે. **આવાઓજ તે અનજુમનને ગેતીમાં ચલાવે કે જેથી ફ્રશો-ગર્દ આવી રહે.**

## ગાથા હા ૩૦–૧૦ ના શબ્દ અર્થો.

અહિંયાં **'અવા'** અને **'અવો'** બેઉ આકારો જુદા અને મતલબ-સર વપરાયલા છે. **'અવા'**માં હેઠો પડેલો, અસર વગરનો એટલે નપુંશક જેવાનો અર્થ છે. એ શબ્દ દુજ હવમી ગતીને લાગુ પડે છે. જેઓ ઉંચી અષોઇની બુન્યાદનાં બુનોમાંથી કે જેમાં 'દુજ' 'અવા' છે નરમ પ્રકારનો છે તેવા બુનોથી જન્મેલા છે, તેઓમાં તે દુજબી નરમ-પ્રકારનો **'અવા'** નપુસક જેવો છે એમ સંબંધ દેખાડે છે.

બીજો 'અવો' શબ્દ દુજોનો ટેકો-આશરો-પકડ એમ અર્થ દેખાડે છે. **'બુનક પાસબાની'** કરવે શું થાય છે તેની આ નોંધ છે. **'વંઘહાઉ સવહિ'** શબ્દો મા-બાપની ભલી, ભલાઇ ઉભી કરતી નીશ્કામ વૃત્તીની પરમાર્થી બંદગીનો અવેજ બતાવે છે, જે અવેજ તેઓના બુન બોદાનમાં ખોરેહરૂપ પ્રતાપરૂપ ઉતરીને બચ્ચાને ઉંચ બુન્યાદ-ઓકાદના જલ્વામાં જન્મ આપે છે. માટે અહિંયાં કહે છે કે જેઓ '**વંઘહાઉ સવહિ**'માં **જજેન્તી**=જન્મે છે તેઓમાં 'દુજ' પોતે '**અવા**' હોય છે એટલે નીરસુળ જેવો હોય છે; તે ફરઝંદ બાપ કરતાં સવાયુ હોય છે. **એમ અહિંયાં બુનક પાસબાનીના પ્રતાપની નોંધ છે.**

**'સ્કેન્દો'='સ્ચીદ'**=કાપવું છીન્નભીન્ન કરવું ઉપરથી છીન્નભીન્ન થયલો. બુનક પાસબાનીવાળાં બુનોમાં દુજ હવસ છીન્નભીન્ન થયલો રહે છે એમ કહેવા માગે છે. બુનક પાસબાનીની શુભ અસર દેખાડે છે.

**'સ્પયથ્રહયા': સ્પા**=ફેંકી દેવું; **'થ્ર'**=મારેફતી ચીજ. ફેંકી દેવા જેવી ચીજોને લગતો, રૂવાન દરોસ્તી માટે નડતલ જેવો. પહેલવીમાં એની સમજ માટે '**ફ્રાદબૂચીશ્નીહુ**'=ઉડારી નાખવા લાયકનો, પીગલાવીને તફરગે કરવાનો એમ શબ્દ આપેલા છે. અહિંયાં કહે છે કે 'દુજ' રૂવાનની **હુવીઅતનો સ્એથ્વ**=કચરો છે જેણે રૂવાનને તનાસકમાં ફેંકેલુ છે અને

ફેંકે છે, તે દુજને પીગલાવીને ઉડારી દઇને ભલાઇમાં બદલવાનો છે, માટે દુજ નકામો હોવે નાશને પાત્ર છે—ફેંકી દેવાની ચીજ છે કે જે પછી કુદરતના તાપથી વસળરૂપમાં આવીને ભલાઇમાં બદલાય.

'આ-હુષિતોઇશ'=ભલા રહેઠાણમાં એ શબ્દને સાતમીમાં લીધેલો છે. આ શબ્દમાં 'હુ'=અહૂની ઉંચ વારનાના એટલે ભલા, અને 'ષિ'=મકાન કરવું રહેવું એવા બે આકારો છે. પણ 'ષિ'ને બદલે 'ખ્શ' શબ્દ જો લઇએ તો રાજ કરવું ઉપરથી રાજનીતીવાળો એમ અર્થ થાય, જેમાં 'આ' શબ્દ અહિંયાં જડ દુન્યામાં એમ અર્થ બતાવે છે. પહેલવીમાં એને માટે 'હુ-માનિશનીહ' શબ્દ છે જેમાંબી ભલાં અહૂ વસેલાં મકાનનો એટલે ભલી તલેસમાતી પાવીકતના બનેલા પાવ મહેલનોજ અર્થ છે. જેમ બહાર ગેતીમાં પાવ મહેલો છે જેઓ ગેતીના અભડાટથી નીરાળા છે, તેમ માનવોબી પોતાનાં તનમાં એવો પાવ મહેલ બનાવે કે જેમાં હવસનું જોર હોય નહિ. એનો અર્થ ત્યારે ભલાં યઝત વસેલાં પાવ માટે ભલી રાજનીતીવાલાં મકાનનો એટલે પાવ મહેલ જેવાં મકાનનો અર્થ છે જે શરીરમાં થયલો હોય.

'વંઘહાઉ સ્રવહિ'=ભલાઇવાળા માંથ્રો-ભણુતરોમાં એટલે ભલાઇ ઉભી કરે તેવા માંથ્રો (ભણવાના અવેજ) માં એમ અર્થ બતાવે છે. પહેલવીમાં એ શબ્દોને માટે 'શપીર્ નામીકીહ'=સચ્ચાઇની આણુવાળી નામના, હુસ્રોબો=ભલી આબરૂ, ભલી ભલાઇ આપવાની શકિત એવા અર્થો આપેલા છે. પછીથી ત્યાં સમજાવે છે કે જેઓ 'હૂસ્રોબો અહત'=ભલા આબરૂવાળા સત્યવાદી પ્રભાવના છે તેઓ 'અવો મોઝદ યન્સેગુન્તનો'=ભલો બદલો, ભલો ખોદા-રસીદા અવેજ લેવાને માટે 'વજ્લુન્દ'=આગળ વધી રહે છે. અહિંયાં ત્યારે 'વંઘહાઉ સ્રવહિ'માં ભલા નીશ્કામ વૃત્તીવાળા માંથ્રો-બંદગીઓ જે ભણાયલી હોય તેઓના અવેજમાં એટલે ભલા નીશ્કામ વૃત્તીના પ્રભાવમાં, ભલી નામનામાં, ખોરેહરૂપ આશીરવાદીક ગતીમાં; એટલે બુન-ઓહાન કે જેઓમાંથી તેઓ 'જજેન્તી'=જન્મ લે છે-જન્મે છે તે બુનોમાં ભલી નામના છે, ભલી આશીરવાદીક ગતી છે, તેવા તે બુન ઓહાન ઇનઝાત થયલા છે એટલે મા-બાપોની ભલી મનસ્નીથી ભરપુર થયલા છે જેમાંથી જે પાક ફરઝંદ થાય તે બાપ કરતાં સવાયુ રહે. બુનક પાસબાનીની ખુબીથી થતાં બુનોમાં તે મા-બાપોની 'સ્રવંઘહ' 'સ્રવ'=ખરી બંદગી-ખરી સ્તુતી-માંથ્રોના ભલાં મન સાથનાં ભણુતરો-દુઆઓનો અવેજ ઉતરે છે. અહિંયાં

'**વંઘહાઉ સ્રવહિ**' સાતમી વિભક્તિમાં છે તેમાં ભલા મથ્રીઓ જે મા-બાપે ભણેલા તેઓનો અવેજ જે જુનોમાં ઉતરેલો છે તેવા ભલા ભણતરોના **અવેજમાં** એમ અર્થ દેખાડે છે; એટલે ભલા મથ્રીઓના અવેજમાં જેઓ જન્મેલા છે એટલે ઇનજાત થયલા જુનક પાસબાની પામેલા મથ્રીઓની ગતી રાખતા જુનોમાંથી જેઓ જન્મેલા છે એમ અર્થ બતાવે છે. જન્મતાને વારજ-તે બચ્ચામાં તે **સ્રવંઘહ**ની ગતીને લીધે તે દ્રુજ '**અવા**' થયલો છે-હેઠો પડેલો નપુસક થયલો છે અને તે દ્રુજનો '**અવો**'=ટેકો-પકડ ત્યાર પછીથી કે જયારે તેનામાં મઝદા અને બહમન અને અષવહિસ્તનું '**હુષિતોઇશ**' થશે-વસેલું મકાન થશે-તેઓની સત્તાનો દોર થશે કે તુટી જશે, દ્રુજ સામે થવાનું કુવત રાખશેજ નહિ કેમકે પહેલેથી ત્યાં દ્રુજ નબળો છે. જો તેવી રીતનો કોઇ જન્મેલો નહિ હોય અને પછીથી જો તે પોતે પોતાની તરીકતથી તેવી '**હુષિતોઇશ**' કરે તો તે મકાન ઉપર તે દ્રુજ હલ્લો કરે. પણ અહિંયાં તો કહે છે કે જન્મથીજ દ્રુજ '**અવા**'=નબળો છે માટે તે પછીથી ટકી શકે નહિ-હોમલો લાવી શકે નહિ.

**દ્રુજો અવો**=દ્રુજનો ટેકાવ. **દ્રુજો** ૬/૧ માં છે.

## ગાથા હા ૩૦-૧૦ શરેહ:

ઉપર ફ્રશો-ગર્દ લાવવાની હકીકત જોઈ હતી. ત્યાં કહે છે કે જેમ મઝદાની '**આ-મોયસ્ત્રા**'=અનજુમન જે હમખેશીવાળી ઇશ્કવાળી છે જેમાં **અહુરાઓંઘહો=યઝતો** છે, તેમ ગેતીમાંથી તેવી અનજુમન હમો કરી રહીએ છીએ કે જેથી અજ્ઞાન ગુનાહગાર ગેતીને સત્યસંગ મળે. હવે બીજા આગલા દસમા ફકરામાં કહે છે કે જે માણસોના મા-બાપોએ જુનક પાસબાની કીધી છે અને '**વંઘહુ**' ભલી ભલાઈ ઉભી કરે તેવા **સ્રવાઓ, સ્રવંઘહો** મથ્રીઓ બંદગીઓ ભણી નેઆમતો મેળવી છે તેઓની તેવી બંદગીના અવેજમાં, તેઓની જુનક-પાસબાનીની રૂયે તેઓના એવા ફરઝંદો જન્મે છે કે તેઓના વોહુનમાં દ્રુજ નબળો હોય. ઉપર કહેલા નરો કે જેઓએ ગેતીમાં યઝતી અનજુમન વસાવી છે-ગેતીમાં અરદાફ્રવષનું સાહજન ઉભું કીધું છે તેઓના જુન-ઓદાનમાં '**વંઘહાઉ સ્રવહિ**'નો ભેદ ઉતરે છે; તેઓના જુન ઓદાન ઇનજાત થયલા કહેતા પાક મનસ્નીથી અને મા-બાપના શુભ ખોરેહથી ભરપુર રહે છે એટલે તેઓનું ફરઝંદ તેઓ કરતા સવાયુ હોવે તેઓએ સફેદ અનજુમનને ચલાવવાનું કામ જે આરંભેલું છે તેને ઘણું વધારી દેશેજ. એમ ફ્રશો-

અર્દ લાવવવાની તેઓની તેમ તેઓનાં પોતાથી સવાયાં ફરઝંદોથી આગળ અને આગળજ જશે. જન્મથીજ દુજ જે 'સ્પયથ્રહુયા'=નકામો-ફેંકી દેવા જેવો છે તેને 'અવા'=હેઠો પાડેલો છે માટે પછી જીંદગીમાં તે દુજને 'અવો'=મદદ-વધવાનું જોર મળશેજ નહિ અને એમ તેઓમાંનો તે દુજ 'શ્કેન્દો બદ્દ્હતી'=છીન્નભીન્ન થઇ જશે જેથી તે ફરઝંદો મોટા અષવનો થઇને ફરશો-કેરેતીને ગેતીમાં જમાવવાનું કામ વધારી દેશે. જગતમાં જે કોઇ 'વંઘહુ'નો ભેદ પામે એટલે પરમાર્થ કરે-પોતાનો સ્વાર્થ ભુલીને પરમાર્થ કરે તેજ 'અષ'ની ઉપર જઇ શકે અને તેનેજ ક્ષથ=મીનો અધીકાર મળે આવાઓમાંજ 'આરમઇતિ'ની શકિત આવે જેને 'આરમઇતિ તેવીષી' એટલે આરમઇતી જેવી વાસ્ના કહે છે. એમ અહિંયાં બે મીનોમાંના સ્પેનામીનની આખરે ફતેહજ છે તેનો ભેદ ખોલેલો છે.

## ગાથા હા ૩૦-૧૦ માટે સુદકર નસ્કની સમજ.

વાંચો સુદકર નસ્ક પાને ૧ થી ૩.

ગાથાના આ હામાં કહે છે કે જેઓ માંથ્રોની બંદગીના અવેજમાંથી જન્મેલા છે એટલે જેઓ માંથ્ર ભણનાર મા-બાપોના ખુનોમાંથી પેદા પડેલા છે તેઓ જીંદગીમાં આગળ વધવાનાજ-બહમન અને અષના રહેઠાણમાં જોડાવાનાજ એટલે મીનોઇમાં આગળ વધવાનાજ. આત્રાઓમાં દુજી ગતી કોઇબી રહેતી નથી. એક તો જન્મથીજ ખુનમાં તે કમ હતી કેમકે મા-બાપોએ ખુનક પાસબાની કીધેલી અને પછી બાપ કરતાં સવાયાં ફરઝંદમાં દુજી ગતી રહી શકતીજ નથી પણ તેમાં બહમનનું હુષિતોઇશ =ભલુ રહેઠાણ-નીશ્કામ વૃતીનું પરમાર્થી મન-ગોસ્પંદી તેવીષી થાય છે-યઝતી ગતીઓ વસે છે.

અહિંયાં કહે છે કે: "યઓજન્તે આ હુષ્તિતોઇશ વંઘહેઉશ મનંઘહો મજદાઓ અષખ્યાચા"=તે નર જે માંથ્રોના અવેજમાં જન્મેલો છે તે નર મજદા-અષ અને બહમનનાં રહેઠાણમાં જોડાય છે-દાખલ થાય છે એટલે તેનામાં તેવી બધી ગતીઓ વસી રહે છે. ગાથાના આ ભેદની સમજ દીનકર્દનો સુદકર નસ્ક પહેલા ફકરામાં એમ આપે છે કે તે યઝતી ગતીઓના તેનામાં રહેવાથી યા તે નર તે યઝતોનાં રહેઠાણમાં રહેવાથી 'પાહ્લુમીહ્ પન્જ આવાકીહ્'=પાંચ જાતની કરમબક્ષેશો કે જેથી તેનું તન-મન-રવાન આબાદ થાય છે તે તેને મળે છે. પછી તે બધી પાંચ જાતની કરમબક્ષેશોને ગણાવે છે. અથવા

બીજી રીતે એમ કહેવાય કે તે પાંચ જાતની મીનોઇ આબાદીવાળી દોલતના આશીશો તેને મળે છે તેથી તેનામાં મઝદા અષ અને બહમનનો વસવાટ થઇ રહે છે-પોતે પાંચ જાતની મીનોઇ આબાદીને લીધે તે માણુસ મઝદા અષ અને બહમનનાં રહેઠાણુમાં જઇ મળી શકે છે. ત્યારે 'હુપિતોઇશ' શબ્દમાં દાદાર તરફની આવતી બક્ષેશો-નીઆમતોનું મુળ રહેઠાણુ તેમ તે નેઆમતોના શરીરમાં રહેવાનો કશ બેઉ રીતનો અર્થ છે. આવી ચીજો એટામાં મોટી દોલત કહેવાય. પછી સુદકર નસ્કનો બીજો ફકરો કહે છે કે 'એલફૂનીશન ઇ ઉલ તુખ્શાકાન ગદ'= કારીગીરી કરનાર પોતાનું ફીમીઉ કરનારને એટલે દીન પ્રમાણે ચાલનાર તરીકત ઉપર પાબંદ રહેનારને 'ગદ' કહેતા અઇપિની સુક્ષ્મતા મળે છે એટલે તેનામાં દુજી ગતી નીરબળ થઇ જાય છે. જેની અઇપિને એટલે પોતા સાથની વાતાવરણુને ગદ, ગદમન કહે તેના શરીરના અનુઓ ગવના એટલે દુજી રહિતના હોય. આવી સમજનો ઉંડો અર્થ ગાથાના તે દસમા ફકરાની પહેલી લીટીને સમજાવે છે. ગાથાના તે ફકરામાં કહે છે કે જેવો યઝતોનો સંબંધ તેને થયો કે તુરતજ તેનામાંથી દુજ નબળો પડીને દુર ફેંકાવાનોજ એટલે તેની અઇપિ 'ગદ' તરીકે થવાનીજ. જેઓ 'જજેન્તી વંઘહાઉ સ્રવહિ'=માંથના અવેજમાં જન્મેલા છે તેઓ જ્યારે મોટા થઇને આગળ વધશે તરીકતો પાળશે ત્યારે 'એલફૂનીશનઇ ઉલ તુખશાકાન' ના ભેદના થશે પોતાના તનનું ફીમીઉ કરનાર કારીગર થશે. વળી સુદકર નસ્કનો ત્રીજો, પાંચમો, છઠ્ઠો, આઠમો અને નવમો ફકરોબી ગાથાના તે દસમા ફકરાની બીજી લીટીની કેફીઅતો જણુાવે છે. સુદકર નસ્કનો ચોથો ફકરો કે 'ઝરમાન ગબના'=ઉમરે પુગેલાની 'ગીરાન પશીમા-નીહ'=મોટી પશેમાની થાય છે કે જુવાનીને આળસાઇમાં કાઢી એટલે જુવાનીમાં પોતાના તનને માટે ફીમીયુ કીધુ નહિ, કેમકે જો તેવું ફીમીયું કરતે તો ફરઝંદબી તેવુંજ થતે કે જેમાં દુજો અવો બદઇતી સ્કેન્દો સ્પયથ્રહુયા'=દુજ ખુનથીજ નાપાએદાર હોઇને આખરે હલાક થતે. એવા ફરઝંદથી તે બાપનીબી પુલગુઝારી થતે. આમ ગાથાના આ દસમા ફકરાની બધી વીગતો સુદકર નસ્કનાં બ્યાનોમાં આવી જાય છે.

## ગાથા હા ૩૦-૧૦ ને માટે વશ્તરત માન્સર નસ્કની સમજ.

(વાંચો વશ્તરત માન્સર નસ્ક પાને ૩ થી ૬)

ગાથાના આ દસમા ફકરાની વીગત ઉપર જોઇ. તેમાં કહે છે કે ખુનક-પાસબાનીથી થયલું ફરઝંદ જયારે ઉમરે પુગે છે ત્યારે મઝદા અને

બહમન અને અષનાં રહેઠાણુમાં જોડાય છે. આને માટે વશ્સ્ત માન્સર નસ્ક પહેલા ફકરામાં સમજાવે છે કે 'આયઝીશ્ને આઓમંદી'= દાદાર સાથે મેળાપ કરાવી આપનારા અને 'નીયાચીશ્ન આઓમંદી'= દાદારની પુર્ણ રીતની ભક્તિ કરવાના સાધનરૂપના માંથ્રો જે દીનમાં છે તેઓ બીનહરીફ છે એટલે ભલો નતીજો લાવે છે એટલે બાપ કરતાં સવાયા ફરઝંદોનો શુભ નતીજો તેમ બીજા તેવા શુભ નતીજાઓ લાવે છે. ત્યારે ગાથાના દસમા ફકરાની છેલ્લી લીટીમાં કહે છે કે 'વંઘહુાઉ સ્રવહી'=ભલા નીશ્કામ માંથ્રોના અવેજમાં 'જજેન્તી'=જેઓ જન્મે છે તેઓમાંનો દુજ નાપાએદાર થાય છે તે બાબદમાંનાં 'વંઘહુાઉ સ્રવહી' શબ્દોને માટે એટલે ભલા નીશ્કામ માંથ્રોના ભણવાના અવેજ માટે વશ્સ્ત માન્સર નસ્કના પહેલા ફકરામાં આયઝીશ્ને આઓમંદી અને નીયાચીશ્ન આઓમંદી શબ્દો અને તેઓની વીગત આપી છે. એટલે માંથ્રો અને તેઓના ભણતરો માટેના 'આયઝીશ્ને આઓમંદી' અને 'નીયાચીશ્ન આઓમંદી' શબ્દ અને તેઓની વીગતો જે વશ્સ્ત માન્સર નસ્કના પહેલા ફકરામાં છે તેઓ વંઘહુાઉ સ્રવહીની સમજ માટે છે. માંથ્રોની બંદગી અને યજશ્ને જે દીનમાં છે તેઓ અનેક ફાયદાઓ આપી શકે છે તે બધા અનેક ફાયદાઓમાં ઝુનક-પાસબાનીનો આ ફાયદો એક છે એમ કહે છે.

આ નસ્કના ત્રીજા ફકરામાં 'ગાસ'ની તેહકીક છે કે જેમાંથી મુરાદો ઇચ્છાઓ મળી શકે. ગાસમાં તલેસમાતીક પાવ મહેલોની અણુદીઠ તલેસમોનો અર્થ છે, જે અર્થ ગાથાના આ દસમાં ફકરાની બીજી લીટીનો ભેદ રજુ કરે છે જયાં કહે છે કે ઝુનક-પાસબાન ઝુનનું ફરઝંદ મોટું થઇને પછી મઝદા-બહમન અને અષની 'આહુષિતોઇશ' માં જોડાય છે એટલે પાવીકતના આશીશો-મેળવી શકે છે. પોતામાં તેવી હુષિતી રાખી કશ રાખીને પછી તેને જોરે પોતેળી તે મીનો મકાનના પાવીકતના કશમાં રહે છે એટલે અણુદીઠ મીનો ગતીના ગાસના સંબંધની તે પાવીકતમાં રહે છે. આમ 'આહુષિતી'નો ભેદ વશ્સ્ત માન્સર નસ્કના ત્રીજા ફકરાના ગાસ શબ્દમાં અને તે સાથની સમજમાં આપેલો છે. આ વશ્સ્ત માન્સર નસ્કના દસથી તે છેક છેલ્લા ૧૫ મા ફકરામાં જે જે વિગતો જણાવેલી છે તે બધી વીગતો ગાથાંના હા ૩૦ ના દસમા ફકરામાં જણાવેલા ઝુનક-પાસબાન ઝુનમાંથી થયલા નરનું કર્તવ્ય દેખાડે છે.

## ગાથા હા ૩૦-૧૦ માટે બગ નસ્કની સમજ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે.)

ગાથાના આ દસમા ફકરાની વીગત ઉપર વાંચી ગયા છીએ. ત્યાં કહે છે કે બંદગીના ભલા અવેજમાં જન્મેલા ફરઝંદોમાં બુનની શરૂઆતથીજ દુજ નબળો રહે છે એટલે તેવાં ફરઝંદો મોટાં થાય ત્યારે દાદારની હુષિતી=પાવીકત=ગાસમાંજ જોડાય એટલે પોતાની અંદર કશ કરે જેથી દુજ તદ્દનજ જાય અને પછી પોતે દાદારની ગાસમાં જોડાય. એમ તે નર ખુદ પોતે બગ થાય-પોતાના ખોદાને મળે-ખોદારસીદા થાય. આવા બગ થયલાઓ માટે બગ નસ્કમાં વીગતો છે તેમાંના પહેલા ફકરામાં કહે છે કે એરવદોની શાળાઓને-ભલા ઇલ્મોને કોઇબી ભોગે ટેકવવા એટલે ગાથાના આ દસમા ફકરાની બીજી લીટીમાં બતાવેલી હુષિતી-ગાસને કોઇબી રીતે ટેકવવી કે જેથી આવા નરો ઉભા થાય કે જેઓમાંથી આવા બુનક-પાસબાનીના ફરઝંદો જન્મે કે જેઓમાં દુજ ટકી શકતો નથી. ગાથાના આ દસમા ફકરાની પહેલી લીટીમાં કહે છે કે તેનામાં દુજ ટકી શકતો નથી-'સ્પયથ્રહુયા'=લગભગ નાશ થયલો દુજ 'બવઇંતી સ્કેન્દો'=છીન્નભીન્ન થઇ જાય છે;-આવો નર કેવો હોય? દુજ વગરનો નર શું કરે? તેનું ચારિત્ર શું છે? કદી જો તેનામાં કંઇ દુજ રહેલો માલમ પડે તો તે દુજને છીન્નભીન્ન કરવાની શકિત તેનામાં રહેલી છે. એમ તે નર યઝત વસેલો બગરૂપનો થાય છે એમ ગાથાના તે ફકરાનો કહેવાનો અર્થ છે માટે હવે પછી બગ રૂપ થયલા તે નરનું ચારિત્ર શું હોય તે ચારિત્રને આ નસ્ક પોતાના બીજા-ત્રીજા, ચોથા, પાંચમાથી તે છેક છેડાના ૨૫ મા ફકરા લગીમાં જાતજાતની વિગતોથી સમજાવે છે, તેવી તે ચારીત્રની અનેક વીગતો આપે છે જેમાં નવમા ફકરામાં જણાવેલી 'નીરંગ વર કરંદન'ની શકિત જે તેવા નરની બુલન્દ ગતી-મઝદા બહમન અને અપની હુષિતીમાં રહેવાનો ભેદ રાખે છે તે સમજાવે છે. 'વંઘહાઉ સ્રવહી' શબ્દો જે ગાથાના આ દસમા ફકરાની છેલ્લી લીટીમાં છે જેમાં ભલી બંદગી સાથે ભણવાના અવેજમાં એવો અર્થ છે જેથી ઉત્તમ ફાયદાઓ છે એમ જણાવેલા છે-તે બધાની વીગત અને સમજ અને મકદુર આ બગ નસ્ક ત્રીજા-ચોથા-પાંચમા-દસમા વીગેરે ફકરાઓમાં બતાવેલા છે. આખો બગ નસ્ક ગાથાના તે દસમા ફકરામાં જણાવેલા 'નર'ની મકદુર-લાયકાત અને ખીસ્કારી માટે છે અને તે દસમા ફકરામાંના 'આ-હુષિતી' અને 'વંઘહાઉ સ્રવહી' વીગેરે શબ્દોના ઉંડા ભેદી અર્થો ઉપરથી બગ નસ્કના તે બધા ફકરાઓ લખાયા છે.

## હા ૩૦-૧૧.

હાત[43] તા[44] ઉર્વાતા[45] સષથા,[46] યા[47] મજ્દાઓ[48] દદાત,[49]
મશ્યાઓંઘ્રહો,[50]

ખ્રીતિચા[51] એનૅઇતી,[52] હાત્ચા[53] દરૅગૅમ[54] દ્રૅગ્વોદેબ્યો[55]
રષો,[56]

સવચા[57] અષવબ્યો,[58] અત્[59] અઇપી[60] તાઇશ[61] અંઘ્ર-
હુઇતી[62] ઉશ્તા.[63]

ત્યારે[43] ‖ અએ માણુસો[50] ‖ મઝદાએ[48] ‖ તે બે[44] ‖ આશીર-વાદીક ફરમાનો-કરમબક્ષેશો[45] (નામે અવસ્તા અને તેની ઝંદ) ‖ જે[47] ‖ આપેલા છે[49] ‖ તે તમો શીખશોજ.[46] ‖ તેઓ ખુદ[51] (પોતાવતપણાના દુ:ખથી મુક્તિ આપનારા), ‖ તકલીફ જે દુ:ખની છે તેથી દુર કરનાર, દુ:ખની તકલીફ વગરના, હવસો રહિત કરાવનારા[52] (છે; જન્મ મરણના આજાબમાંથી બચાવનાર છે). ‖ એમ ત્યારે[53] (આ સીદ્ધ છે કે) ‖ તે ફરમાનોથી દુર જનાર ભડકીને નાસી જનાર અષોઇથી દુર જનાર પાપી માણુસને માટે[55] ‖ લાંબા કાળ લગી[54] ‖ દીલનું જખમાવું અફસોસ-પશ્ચાતાપ[56] (છે) ‖ તે ફરમાન પ્રમાણે ચાલીને અષોઇ મેળવનાર અષવનોને[58] ‖ હમેશગીનો ફાયદો[57] (છે). ‖ એમ ત્યારે[59] ‖ તેઓના[61] (તે કરમબક્ષેશની એટલે અવસ્તાની) ‖ વાતાવરણ[60] (અસરો) ‖ હમેશનું અમર સુખ[63] ‖ (આપનાર) હોય છે.[62] ‖

### મીલ્સના પોથામાંની પહેલવી સમજ:

### પહેલી લીટો માટે કહે છે કે:—

'ઝક્ ઇ કોલા દુ આફ્રીનગાનીહ્ આમૂખ્તિશ્નો મૂનૂ અઊહરૂમજદ્દ દાદો અવો અનશૂતાનો'=આ બે કરમબક્ષેશો (અવસ્તા અને ઝંદ) શીખવાની છે કે જેઓને માનવને માટે દાદારે આપી છે.

### બીજી લીટી માટે કહે છે કે:

'મૂનિક્ ખ્વદ્દ નહિન્ (ખ્વઇન્ અહિન્) આમૂખ્તિશ્નો ઝક્ મિનદવમ્ (અઇધ્ વદ અમ્ પવન્ પસાખ્તો યઝિશ્નો લા યેહેવૂનાદો) મૂનીક્ દેર્ રેશ (મિન્ ઝક્ પસાખ્તો) દરવંદાન્'= તે શીખવાની બાબદે (તે કરમ બક્ષેશ એટલે ઝંદ અવસ્તા) પોતે આઝાર રહિતની (છે ચલકતી લોઢા જેવી) (એટલે તેઓને જ્યાં લગી પાળે નહિ ત્યાં લગી એટલે તેઓને પાળ્યા વગર અહુરમજદનો મેલાપ થઇ શકે નહિ). તેઓને લાંબા કાળનો ડંખ-દુખ (જેઓ પાળવાથી દુર છે તેઓને) દરવંદોને છે.

### પછી ત્રીજી લીટી માટે કહે છે કે:—

'સૂદિક્ ઇ અહ્‌લૂબાન્ (અઇધ્ ચિગૂન્ આવાયદો કરૂદનો) અઈતૂનો આખર વલ્‌મનશાન્ અઇતો નદૂકીહ્ (અમત્ ઝક્ સૂદ્દ બૂનદક્ બરામદો)'=નેક અને રાસ્તોને તેઓ ફાયદા કરે છે (કેમકે તેઓનો વપરાસ જેમ જોઇએ તેમ કરવામાં આવે છે તેથી). એમ ત્યારે તેઓને આખરે ભલાઇજ મળે (જ્યારે પુર્ણ રીતનો ફાયદો તેઓને મળેલો હોય). ત્યારે આ પહેલવી તરજુમો આ કરદાની ઉકેલામણુ માટે ઘણોજ ઉપયોગી થઇ પડયો છે કે જે વગર આવો તરજુમો થઇ શકતેજ નહિ. અને બીજાઓના તરજુમાઓમાં જે ફેરફાર છે તેનું કારણુજ આ છે કે પહેલવીનો code-word જેવો આ તરજુમો તેઓ ક્ષ્નૂમનાં ગ્નાનની ગેરહાજરીમાં સમજી શકેલા નહિ.

પહેલાં ઉવ્તિતાને 'આફ્રીનગાનીહ' કરમબક્ષેશ તરીકે કહયા છે જેમાં ૨૧ નસ્કો અને તેઓની ઉપરથી થતા નાના આકારો જેઓને રાએનીદાર સાહેબો કરી આપે છે-પોતાને તાબેના લોકો ઉપર એનાયત કરે છે તેનો અર્થ છે. બીતિયા અને એનૅઇતીને માટે નીચે પુરતું લખ્યું છે. 'બએત્વ' શબ્દનો લોખતીક અર્થ જે ક્ષ્નૂમની લાઇનનો છે તેના ભાન વગર આ પહેલવી અર્થો સમજ પડે નહિ. અવસ્તાનું ભણુતર અને ઝંદ પ્રમાણેની દસ અંદર્ઝ પાળે તો બીતે પથો ઉપર જવાય એટલે પોતાવટપણું મેળવવાના દુજ-રહિત થવાના તરીકતના રસ્તા ઉપર જવાય એ ભેદ અહિંયાં છે જે ક્ષ્નુમના ગ્નાનની બહોળી હકીકત રજુ કરે છે. દરવંદો કોણુ? બસ્તે-કુસ્તીઆનો જેઓ જરથુસ્ત્રના હોકમ ઉપર શકસુબે લઇ જાય છે તેઓબી દરવંદો છે તેમ બીજાઓ જેઓ જરથુસ્ત્રને

અને નહિ તેઓથી દરવંદ છે. બીજી વર્ણના પતમાન ઉપરના નરોને તો જરથુસ્ત્રની તેહકીક ખબર હોય છેજ, પણ બીજી વર્ણના જેઓ પોતપોતાને લગતી તરીકત ઉપર નથી તેઓને જરથુસ્ત્રની મોટાઇ ખબર હોયજ નહિ માટે માનથી હોયજ નહિ માટે તેવણનાં ફરમાનોની કદર હોયજ નહિ, જેઓ ત્યારે દરવંદો છે; જ્યારે બીજી વર્ણના પતમાનના સાહેબો તો કુદરતના બાતેનીમાં ગયલાઓ રહે છે તેઓને જરથુસ્ત્રની કદર છે; તેઓ દરવંદ નથી. 'દરેગેમ રષો'=લાંબા કાળની હાય અફસોસમાં તના-સકનો ભેદ છે. 'તાઇશ'=જેઓને અવસ્તા ઝંદની 'અઇપિ'-વારનામાં રહેવે ઉશ્તા મળે છે. એતેકાદનો આવો ભેદ છે.

ગાથા હા ૩૦-૧૧ ના શબ્દ અર્થ :

'ઉર્વાતા' શબ્દમાં 'વર' એતેકાદથી માનવાનો મુળ છે. પહેલ-વીમાં એનો 'આફ્રીનગાનીહ' તરીકેનો અર્થ આપેલો છે જેમાં આશીરવાદીક ફરમાનોનો અર્થ છે. દસ્તુર નૈર્યોસંઘહના તરજુમામાં એ શબ્દની તાવીલ માટે અવસ્તા અને ઝંદ શબ્દો આપેલા છે.

'તા'=તેઓ, તેઓ બે; એ શબ્દ અહિંયાં દવીવચન તરીકે વપરાયલો છે. એ શબ્દ 'આફ્રીનગાનીહ' એટલે કરમ બક્ષેશ તરીકે અપાયલી ચીજો માટે છે જેઓને ૨૧ નસ્કો કહે છે. ત્યારે ૨૧ નસ્કો બે જાતના છે એમ કહે છે. એક જાત ફ્રુષો-માંથ્રના છે જેઓ 'ફ્રુ' કરનારા છે ભલો ઉદયોગ જે રૂવાન દરોસ્તી માટેનો છે જે 'ફ્રુ'=આગળ ચલાવનાર સાત કાળ લગી ફ્રશો-ગર્દ લગી લઇ જનાર છે તેઓને માટે છે. બીજી જાત માંથ્ર-સ્પેન્તના ૨૧ નસ્કોની છે, જેઓ માનવથી સમજી શકાય તેવા હોય છે, જેઓ હીદાયત મેળવી અપાવીને વૃદ્ધિની જેત આપનારા છે, જેઓમાં ઉપરના ફ્રુષો-માંથ્રના ભેદોને ગ્રહણ કરવાની તદબીર છે. આમ પેગામ્બર સાહેબના વખતના ૨૧ નસ્કની જોડ છે. પછી જમા-નાના રાએનીદાર આ જોડમાંથી સ્તોત યસનના કાયદાની રૂયે જમાનને અનુસરતી બીજી જોડ ૨૧ નસ્કોની થયલી કાઢી આપે છે. આ જોડમાંનો ૨૧ નસ્કોનો એક સંગ્રહ તલેસમાતીક ભણવા માટેનો છે અને બીજો ૨૧ નસ્કનો સંગ્રહ તે આગળાની સમજ-તાવીલ માટે છે. પહેલી જોડને અવસ્તા કહે છે, બીજીને ઝંદ કહે છે; જ્યારે તે અવસ્તા અને ઝંદને સાથે ભેળીને જે જવાબ કાઢે તેને ઝંદ અવસ્તા કહે છે જે આજે આપણી પાસે છે. દીનકર્દમાં જે ૨૧ નસ્ક છે તે તાવીલને લગતાં છે. દીનકર્દમાંના આ નસ્કો અસલના એક રૂપીઆની બેઆની જેટલાથી બચ્યા નથી. ત્યારે 'તા' શબ્દના દવીવચનનો આવો ભેદ છે.

'ખીતિચા એનેહતી' આ શબ્દ ઘણુજ મુશ્કેલ છે. એનો અર્થ સુખ અને દુખ તરીકે કરે છે તે દરોસ્ત નથી. પહેલવી શબ્દો જેઓએ અવસ્તા શબ્દોની ઉકેલામણુ માટે આપેલા છે તેઓબી સમજવા અતી મુશ્કેલ છે, 'ખીતીચા'ને માટે પહેલવીમાં ખુદ, ખવદ શબ્દ છે. એ શબ્દ લોપતીક છે માટે પહેલવીમાં તેનો અવસ્તેઇક આકાર આપી દીધેલો છે. આ પહેલવી આકારનો અર્થ ખુદ પોતે તરીકેનો છે. અવસ્તા શબ્દ 'ખીતિ' જે 'ખએતિ'નું બીજું રૂપ છે તેનો અર્થબી પોતે itself himself એમ થાય છે. 'દએના માઝદયસ્નીશ ખીતે'=મઝદયશ્નની દીન પોતે પોતાવત આપનારી ખુદ–એવું વાકય મહેર યશ્તમાં છે જેમાં 'ખીતે' શબ્દ 'પોતે' એમ અર્થ દેખાડે છે. અહિંયાં 'ખીતિ'ની સાથે 'ચા' પ્રત્યય છે જે ઉપર કહેલા ઉર્વાતા=ઝન્દ અવસ્તાને બતાવે છે. એટલે 'ખીતિચા'માં તે ઉર્વતાની ઝન્દ અવસ્તાની બક્ષેશ પોતે એમ અર્થ કહેવા ધારેલો છે. આ બક્ષેશ કેવી છે ? કહે છે કે 'એનેહતી'ની છે એટલે 'ઈન' કરે નહી–કંઇબી નુકસાન કરે નહી તેવી છે, પણ ખએત્વ તરફ દુજરહિતની હાલત તરફ લઇ જાય તેવી છે એટલે જન્મ મરણના આજાબમાંથી બચાવનારી છે. એમ છે માટેજ પહેલવીમાં 'ખીતિચા'ને માટે ખુદ=પોતે એમ શબ્દ આપેલો છે. 'ખએતિ' શબ્દ 'ખ' 'હ્વ' 'હુવ' ઉપરથી છે જેમાં 'પોતાનો' એમ અર્થ છે. 'હુવ'નો લોપ્રતીક અર્થબી છે જેમાં પોતાવતપણું એટલે શરીર જે દુજથી ડોલાયા કરે છે=દુજને તાબે છે તેવી પરતંત્ર હાલતથી છુટી એટલે દુજની ઝુંસરીમાંથી છુટીને 'સ્વ'પણું ખુદપણું independance મેળવવું એમ અર્થ બતાવે છે. એટલે ખએત્વની હાલત દુજરહીતની હાલત એમ અર્થ થાય છે. પણ જો પહેલવી શબ્દ આકારને 'ખ્વાઈન' તરીકે વાંચીએ તો ચલકાટની હાલત એમ અર્થ થાય છે. અવસ્તા શબ્દ 'ખન' જે ખનરથમાં છે તે શબ્દ જે ચલકાટ બતાવે છે તે શબ્દ ઉપરથી 'ખ્વાઇન'નો જો શબ્દ લીધો હોય તો તેમાંબી દુજરહીતની માંટે ચલકતી આઝાદગીની હાલતનોજ અર્થ રહયો છે. મી. પુનેગર એ શબ્દને 'ખન' ચલકવું ઉપરથી લે છે. ત્યારે 'ખીતીચા' એટલે પોતે; તે ઉર્વાતાની બક્ષેશ પોતે, પોતાવતપણું આપનાર, દુજ-રહિતની કરનાર પોતે છે એમ પોતે–પોતાવતપણાનો અર્થ ખીતીચામાં છે. પછીનો 'એનેહતી' શબ્દ છે. એ શબ્દ ઉર્વાતા ખીતિચા ઝંદ અવસ્તાને પોતાને માટે આવેલો છે–તેઓના ગુણ દેખાડનાર વિશેષણ તરીકેનો છે: 'અન' નહિ અને 'હન' નુકસાન કરનાર એમ ગુણ દેખાડે

છે. ત્યારે **એનેઇતી** શબ્દ પોતે '**ખીતીચા**'ના નતીજા તરીકેનો છે, **ખીતીચાને** દરશાવનાર connote કરનાર છે. '**એનેઇતી**' માટે પહેલવીમાં '**નહીન,**' '**નહીનીહ**' શબ્દ આપેલો છે જેમાં '**ન+અહિનીહ**' આકારો છે જેઓનો અર્થ 'અખ્તી વગરના'–'દુખ પાડે નહિ તેવા'–એમ થઇ શકે. એવોજ અર્થ અવસ્તા શબ્દ '**એનેઇતી**'માંથીબી નીકલી આવે છે. '**અન+ઇન+ઇ+તી**'નો બનેલો એ '**એનેઇતી**'ને લઇએ તો **with absence of severity** એમ અર્થ થાય. એમાં જન્મ-મરણના આજાબમાંથી રહાઇ મેળવવાનો ભેદ છે એટલે કહે છે કે તે ઝંદ અવસ્તા ખુદ પોતે ખએત્વ અપાવનાર, દુજથી રહાઇ અપાવનાર '**ખીતે પથો**'=પોતાના દુજરહીતના રસ્તા ઉપર લઇ જઇને '**એનેઇતિ**' નુકસાનમાંથી બચાવનાર એટલે જન્મ-મરણના આઝાબમાંથી મુક્તિ આપનાર છે. એમ '**એનેઇતિ**'માં નુકસાન જે હવસોનું જન્મ મરણના આઝાબનું છે તેમાંથી છોડવવાનો અર્થ છે. '**અન**'માં નહિ અને '**ઇન**'માં નુકસાનનો અર્થ છે. એને માટે જુઓ **મીલ્સ ગાથા પાને ૪૪૭-૪૪૮.** એ શબ્દને '**અનીતી**'=પાપ તરીકે લેવામાં કંઇ અર્થ નથી કેમકે ત્યાં કહે છે '**ઉર્વાથા સપથા**'=આશીરવાદીક વેણો ઝન્દ અવસ્તા શીખો. '**ખીતિચા**'=કે જેઓ પોતે પોતાવતપણાવાળા '**એનેઇતી**'=સંકટ દુર કરનારા છે એમ અર્થ બતાવે છે. એવા આશીરવાદના વેણમાં પાપ આવે નહિ. ગાથાના આ શબ્દોવાળી લીટીના પહેલવી તરજુમામાં કહે છે કે '**આક્રીનગાનીહ આમૂખ્તીશ્નો મૂન્ અઊહરમઝદ્ દાદો અવો અનશુતા**=માણસોને દાદારે બક્ષેશ આપી છે '**મૂનીક**'=જેઓ '**ખુદ, ખવદ**' =પોતે '**નહીન્**'=આઝાર રહીતની, આશાનાં કીરણવાળી દયાવાળી છે. એમ ત્યારે અવસ્તા જે **ઉર્વાતા** બક્ષેશ છે તેમાં '**અનીતી**'=**પાપ** આવે એમ બને નહી માટે '**એનેઇતી**'નો અર્થ અનીતી ટકી શકતો નથી. ત્યારે '**ખીતીચા**' એટલે **ખાસ પોતે** એટલે તે **ઉર્વાતાની**–બક્ષેશ ઝન્દ અવસ્તા પોતે પોતાવતપણાવાળા, દુજથી મુક્તિ આપનાર પોતે, એમ અર્થ બતાવે છે અને '**એનેઇતી**' એટલે તકલીફ રહીતની જે છે તે એમ અર્થો થાય. પહેલવી તરજુમામાં **આક્રીનગાનીહ** એટલે કરમ-બક્ષેશ તરીકેની અવસ્તાનો અર્થ આપેલો છે. આ અવસ્તાની બક્ષેશ '**ખવદ–નહીન**'વાળી છે એમ લખે છે માટે તેમાં પાપ કે દુખનો અર્થ આવે નહિ.

'**અઇપી**' એટલે આસપાસની વાતાવરણ એટલે આસપાસની અસરો.

અઇપીનો અર્થ 'ને લીધે' કરે તેવી ચાલે કે જેમાંની અસર વાતાવરણનો અર્થ છે.

'અંઘઅઇતી'=અંઘહતી,-'અહુ'=હોવું ઉપરથી વર્તમાન ૩/૧

'તાઇશ'=તેઓની એટલે ઉશ્વાતાની.

## હા ૩૦-૧૧ ની ક્નૂમીક શરેહ :

ઉપર બે મીનોની હકીકત જાણી; લોકોની ઉપર ધનામીન ફ્રાવી રહે છે; પછી તેઓ સુખ દુખ ખમીને બહમન તરફ જઇને છેલ્લે ફ્રશો-ગર્દ ઉજવવાની નેમમાં ગુથાઇ રહે છે તે બધું ઉપરના ફકરામાં જોઇ રહયા. હવે કહે છે કે માનવને માટે ત્યારે દાદાર અહુરમજદે મોટી કરમબક્ષેશ કરીને જરથુસ્ત્રને ઉતાર્યા અને ઉર્વાતા=૨૧ નસ્કનો ઇલ્મ અને તેની સમજ સ્તોત યસ્ન આપી. આ ઉદારતામાં તે દાદારનો આશીરવાદ છે. હરેક જમાનના રાએનીદારો દાદાર અને જરથુસ્ત્રના પેવંદમાં રહીને આવી ઉર્વાતા માનવોને આપી જાય છે કે જેને ઝન્દ અવસ્તા કહે છે. આ ઝંદ અવસ્તાની એ ખુબી છે કે તેમાં દાદારના તે આશીશો છે નામે માંથ્ર-સ્પેન્ત કે જેઓને દાદારે હોશબામ વખતે ઉતારેલા. જ્યારેબી માનવ ઝન્દ અવસ્તાને કાયદેસર પઢે છે ત્યારે તે આશીશો નામે માંથ્ર-સ્પેન્ત તેને મળે છે કે જેથી તે માનવમાંનો દુજ હેઠા પડે છે અને તે ખએત્વની હાલતે દુજ રહીતની હાલતે પુગે છે. એમ છે માટે કહે છે કે આ ઉશ્વાતા=આ ઝન્દ અવસ્તાની જોડ 'ખીતિચા એનેઇતી' ખુદ પોતે દુજરહીત કરાવીને જન્મ મરણના સંકટમાંથી નીરાળા કસવે છે. ખીતિચામાં 'ખુદ'નો પોતાનો દુજરહીત કરવાનો અર્થ છે અને એનેઇતીમાં 'ઇન'=સંકટમાંથી દુર થવાનો એટલે જન્મ મરણના આજાબમાંથી રહાઇ મેળવવાનો અર્થ છે. માટે કહે છે કે કોઇબી દાદારની તે કરમબક્ષેશ એટલે અવસ્તા ભણશે અને ઝન્દ તાવીલ પ્રમાણે ચાલશે તેઓ 'ખીતે પથો' ઉપર જશે એટલે ખએત્વ અપાવનાર-દુજથી મુક્તિ અપાવનાર રસ્તા ઉપર જઇને 'એનેઇતી'એ પુગશે એટલે જન્મ-મરણના આજાબમાંથી બચશે.

પછી કહે છે કે જેએ આ 'ઉશ્વાતા'નો ફાયદો માંથ્ર-સ્પેન્તના આશીશો મેળવશે તેઓ અષ ઉપર જઇને ઉસ્તાનું હમેશગીનું સુખ મેળવશે. પણ જેઓ આ 'બક્ષેશ'નો લાભ નહિ લેશે-તેથી દુર જશે તેઓ હાય અફસોસમાં લાંબો વખત રહી શીક્ષા પામશે જો કે આખરે

તો તેઓથી સુધરશેજ. અહિંયાં કહે છે કે 'અઇપીતાઇશ'=અવસ્તા ઝન્દની શુભ વાતાવરણ એવી છે કે તેથી ઉસ્તા હમેશાજ રહે છે.

## ગાથા હા ૩૦—૧૧ ને માટે સુદકર નસ્કની સમજ.

વાંચો સુદકર નસ્ક પાને ૧ થી ૩.

**ગાથાના** આ **અગીઆરમાં** ફકરામાં કહે છે કે અએ માણુસો, ત્યારે તો (ઉપર બધી માંથ્રોની ખુબી જોઇ તે ઉપરથી તે કહે છે કે ત્યારે તો ) મઝદાએ આપેલી તે બે કરમખશ્રેશો ઝન્દ અવસ્તાને તમો શીખો. તે ઝન્દ અવસ્તા પોતાવતપણું આપનાર દુજી ગતીમાંથી છોડવીને સ્વતંત્ર ખુદના ખુદીના માલેક કરાવનાર છે; આજે જેમ માનવ હવસોની ખુદીનો બંધવો છે તેમાંથી છોડવનાર અને એમ તન—મન રૂવાનને આજાબમાંથી જન્મ મરણુના ફેરામાંથી છોડવનાર છે. આવી ઝન્દ અવસ્તા છે કે જેમાં દાદારે જરથુસ્ત્રને નસીહતો આપી છે. આવી ઝંદ અવસ્તાથી દુર જનાર દ્રવંદને આજાબજ છે. પણુ તે ઝંદ અવસ્તાને પકડનાર અષવનને હમેશની ઉસ્તા છે. અહિંયાં ત્યારે તે બે આશીશે-વાલી ચીજ ઝન્દ અવસ્તાને શીખવા કહે છે. આ શીક્ષણો શું હોય? **સુદકર નસ્ક** તે શીક્ષણોમાંના કેટલાકને પોતાના નવ ફકરાઓમાં ગોઠવીને આપે છે. આવા શીક્ષણો પ્રમાણે ચાલવે શું ફાયદો થશે અને નહિ ચાલવે શું ગેરફાયદો થશે તેનો કંઇક સારાંશથી તેમાં આપેલો છે.

## ગાથા હા ૩૦—૧૧ માટે વશ્શ્ત માન્સર નસ્કની સમજ.

(વાંચો વશ્શ્ત માન્સર નસ્ક પાને ૩ થી ૬.)

**ગાથાના** આ **અગીઆરમાં** ફકરાનો ભાવાર્થ ઉપર જોયો. તે **અગીઆરમાં** ફકરાની પહેલી લીટીમાં **ઉર્વાતા** શબ્દ આપેલો છે જેનો અર્થ આશીરવાદીક ફરમાનો ઝન્દ અવસ્તા તરીકેનો છે. આ ઝન્દ અવસ્તા કઇ રીતે આશીરવાદીક છે તેઓને **વશ્શ્ત માન્સર નસ્ક** પોતાના પહેલા ફકરામાં જણાવે છે. ત્યાં કહે છે કે દીનમાં માંથ્રો છે જેઓ **'આયઝીશને આઓમંદી'**=યઝત સાથે મેલાપ કરાવે છે, **'નીયા-યીશ્ન—આઓમંદી'**=પુર્ણ ભક્તિ કરાવી શકે છે. આમ **ગાથાના** તે **અગીઆરમાં** ફકરાની પહેલી લીટીની સમજને માટે આ **નસ્કનો** પહેલો ફકરો છે. **ગાથાના** આ **અગીઆરમા** ફકરાનો **'ઉર્વાતા'** શબ્દમાં દાદાર તરફના આશીરવાદીક ફરમાનોનો અર્થ છે જેઓને

દવીવચનથી બતાવેલા છે. આ ફરમાનો દરેક જમાનામાં એકસરખા વીસ્તારના ચાલી શકતા નથી. ઉર્વાતા શબ્દનો અર્થ અને તેમાં શું શું આવે છે તે માટે જુઓ શબ્દ અર્થ પાને ૧૪૫ ઉપર ઉર્વાતા અને તા શબ્દોના અર્થો જમાનાના રાએનીદારો તે ઉર્વાતાને તે લોકોની જરૂર પ્રમાણે કાઢી આપે છે એમ ઉર્વાતાની વધુ સમજ માટે વરશ્ત માન્સર નસ્કના દસ અને અગીઆર અને બાર અને ચૌદમા ફકરાઓમાં નોંધો છે. આ 'ઉર્વાતા' કે જે ઝન્દ અવસ્તા છે કે જેથી રાહત છે તેની સમજ માટે વરશ્ત માન્સર નસ્કમાં છેલ્લો સોલમો ફકરો છે, જેમાં કહે છે કે માણસને ત્રણ ચીજ જાણવી જોઇએ જેથી ફ્રશો-ગર્દ આવે: પહેલી ચીજ દીન પ્રમાણેનું ચાલવું એટલે તરીકતો પાળવી, રાહે રાસ્તીમાં જવું, ફરજો બજાવવી વીગેરે; બીજી ચીજ પેદાયશનો ઇસરાફ કરવાથી દુર રહેવું જેમાં જાતજાતનાં ભોગવટાઓને ભલી નઇતીક પ્રમાણેના moral standard ઉપર કરવાનો ભેદ છે તેમ તેમાં વળી દુજ પરહેજ કરવાનો ભેદી અર્થ બી છે; ત્રીજી ચીજ માનવ જાતનાં ભલાં થવા માટે મહેનત કરવી, ભોગ આપવો.

ગાથાના તે અગીઆરમાં ફકરામાં આ ઉર્વાતા=ઝન્દ અવસ્તા 'એનેઇતી'વાલા છે-આજાબ દુખ સંકટમાંથી છોડવનારા છે-જગતની જડ માયાની જંજીરમાંથી-જગતની ખોટે રસ્તે ઉતારતી માયામાંથી-જન્મ મરણના ફેરાવામાંથી છોડવનાર છે એમ કહયું છે. આનો ખ્યાલ વરશ્ત માનન્સર નસ્ક આપે છે. પહેલા, ચોથા, પાંચમા, છઠ્ઠા, સાતમા, આઠમા ફકરાઓ બદીનું ઉસુલ બતાવે છે-બદીનું જોર-સ્થાપના બતાવે છે. નવમા ફકરામાં માનવો ઉપર તે બદીથી દુખ પડે છે તે બતાવે છે. પછી દસ-અગીઆર-બાર-તેર-ચૌદ વીગેરે ફકરાઓ તે દુખ-તે બદી કઇ રીતે તુટશે તેનો ખ્યાલ બતાવેલો છે. ઘનામીનની ફનથી બદી જે અસલથી દ્રવાઓ રૂપમાં ભલાઇની સાથે જન્મેલી અને તે ભલાઇથી નહી તુટે તેવી જન્મેલી હતી તે બદી ઉગે છે. આ બદીને સ્પેનામીન આ ઉર્વાતાથી ભલાઇમાં ફેરવી શકે તેનો ખ્યાલ આ વરશ્ત માન્સર નસ્કમાં આપેલો છે. ત્યારે ગાથાના આ અગીઆરમા ફકરાના ભેદનું તત્વ વરશ્ત માન્સર નસ્ક બતાવી રહે છે. માંથ્રોના આશીશોથીજ જગત ફ્રશો-ગર્દ જશે-જે વગર ફ્રશો-ગર્દ નથીજ તેનો બુલન્દ ખ્યાલ ગાથાના આ અગીઆરમા ફકરામાં છે, જેનો વ્યવહાર ચિતાર આ વરશ્ત માન્સર નસ્કમાં છે.

## ગાથા હા ૩૦-૧૧ ની સમજ માટે બગ નસ્કનો ખ્યાલ.

(વાંચો બગ નસ્ક પાને ૬ થી ૧૧ મે).

**ગાથાના** આ ફકરાનો અર્થ ઉપર જોયો. ત્યાં **ઉરવાતા** એટલે ફરમબક્ષેશ તરીકેના ઝંદ અવસ્તાની કેફીઅત આપી છે કે તેઓ '**ખીતિચા**'=ખુદ પોતે તરીકતના રસ્તા ઉપરથી દુજની ઝુસરીને તોડનારા અને '**એનેઇતી**'=સંકટ દુખ જે આ જગતમાં છે તેથી રહાઇ અપાવનાર છે. આવી '**ફરમબક્ષેશ**'ના ઝાડને જગતમાં રોપીને તેનાં મુળને જમાનમાં મજબુત કરીને તેને જોઇતું પાણી છીપાવવા માટેની સમજ અને ફરજ વિષે '**બગ નસ્ક**'નો **પહેલો** ફકરો સમજ આપે છે. અવસ્તા ખુદ ઉરવર છે-આશીરવાદીક ઝાડ છે કે જે ઝાડ મીનોઇમાં રોપાયું છે અને તેનું મુળ ગેતીમાં જરથુશ્ત્રે આણ્યું છે. આવાં ઝાડની તકેદારી માટે એરવદોની શાળા છે કે જે શાળાઓને ટેકવવી જોઇએ; કેમકે તે શાળામાંથી ભલા મુબેદો જાહેર થઇ અવસ્તાના તે આશીશોને તે ઝાડમાંથી લઇને જગત ઉપર પાથરશે.

આ '**ઉરવાતા**' કહેતાં ઝંદ અવસ્તા '**ખીતિચા**'=ખુદ પોતે પોતાવતપણું આપશે એમ **ગાથાના** આ ફકરાની બીજી લીટી કહે છે. આ સ્વતંત્રતા-દુજરહીતની હાલત કઇ રીતે અવસ્તા અપાવવા ધારે છે તેનો ખ્યાલ-તેની કંઇક સમજ **બગ નસ્કનો બીજો-ત્રીજો-ચોથો-પાંચમો-દસમો-અગીઆરમો-ચૌદમો-પંદરમો** ફકરો આપી રહે છે. ત્યાં જે જે રીતીઓના બયાનો છે તેમાંથી ખએતવની હાલત-દુજ રહીત થવાની હાલત મેળવી શકાય છે.

તે **બગ નસ્કના બીજા** ફકરામાં દાત કાયદા, સિદ્ધાન્તો રાખવા કહયા છે કે જેમાંથી ખએતવની હાલત જન્મે છે. **ત્રીજા** ફકરામાં માંથ્રોની વરઝીશી કરવા કહી છે કેમકે તેમાંથીબી દુજરહીતની એટલે ખએતવની-મોક્ષની-પોતાવતપણાની હાલત જાહેર થાય છે; ત્યાં **ચોથા** ફકરામાં સચ્ચાઇ રાખીને દીની બ્યવહાર ચલાવવા કહયો છે જેમાંથી દાદારના આશીશો ઉતરીને ભલા ભોગવટાઓ થઇ પાપો બળી જઇને **ખએતવ** જાહેર થશે. ત્યાં **પાંચમા** ફકરામાં કેરફે કરવા સવાબો કરવા બીજાઓને માટે ખુદનો ખુશીથી ભોગ આપવા કહયો છે કે જેમાં ખએતવે પુગેલાઓ બીજા દુજી ગતીવાળાઓને માટે ખએતવ તરફ પુગવાની જમીન પેદા કરે છે તેનો ખ્યાલ છે. ત્યાં તે **બગ નસ્કના દસમા** ફકરામાં યઝતોનો સંબંધ કરવાની

સલાહ અને દુજી ગતીને છોડી દેવાની સલાહ છે જે તરીકતોને રસ્તે ખએત્વ ઉપર લઇ જાય છે તેનો ખ્યાલ છે. બગ નસ્કના અગીઆરમા ફકરામાં માણુસે મિથ્રની ગતી કુદરતના મુળ બુનદહેશ્નના સિદ્ધાન્ત ઉપર રાખવા–લેવા વિચારમાં રહેવા કહયું છે કે જેમાંથી 'પાતો મનાઓ'=શાદ મન થઇને ખએત્વ આવી મળશે. ત્યાં ચૌદમા ફકરામાં ભલી રાદી સત્તાવાળાઓ ખએત્વ તરીકતો મારફતે અપાવે છે તેનો ખ્યાલ આપેલો છે. ત્યાં પંદરમા ફકરામાં યઝતોની ખેશી કરવી માટે મહેર–પતેતમાં રહેવું–માંથ્રો ભણુવા વીગેરેથી 'ખએત્વ' મળે છે તેનો ખ્યાલ આપેલો છે. ગાથાના તે અગીઆરમા ફકરામાં તે ઉર્વાતા=ઝન્દ અવસ્તા 'એનેઇતી'વાળા છે–સંકટનું નીવારણુ કરનાર છે અપોઇની હાલત ઉભી કરાવીને ઉસ્તા અપાવનારા કહયા છે. આ કઇ રીતે અને કોણુ કોણુથી થઇ શકે તેનો ખ્યાલ બગ નસ્કના છઠઠા ફકરામાં, સાતમા ફકરામાં, નવમા ફકરામાં, બારમા ફકરામાં, તેરમા ફકરામાં જાતજાતની રીતે બતાવેલો છે. છઠઠા ફકરામાં ભલી સત્તાવાળાઓ માણુસોને ભલી રીતે ચાલવાની ફરજ પાડે છે કે જેથી તન–મન–રૂવાનનું સંકટ ટળશે તે બતાવેલું છે. સાતમા ફકરામાં તંગીમાં આવેલાઓની તંગી જો પુરી કરે તો પછી તેઓને રોશન ફેલ કરવાનું જેમ થાય એમ તેઓનું મનનું સંકટ ટળીને તન અને રૂવાનનાં સંકટ ટળતા જશે તેનો ખ્યાલ આવેલો છે. નવમા ફકરામાં અષવન નરો યા આઝાદ નરો ઉપરના સંકટને દીનની તે 'ઉર્વાતા' નીરંગ વરના અખતરાથી દુર કરાવે છે તેનો ખ્યાલ આપેલો છે. બારમા ફકરામાં દેવપરસ્તી–સ્વાર્થની વર્તણુકોથી દુર જવાની નસીહત છે કે જેથી તન–મન–રૂવાનની બીમારી–આજાબ ટળશે તેનો ખ્યાલ આપેલો છે. તેરમા ફકરાઓમાં અષવનો–આઝાદ મર્દો–આથ્રવનો–નેકાનો–પાકાનો પોતપોતાની મીથ્ર–માંથ્ર–યસ્નની બંદગી કરીને યઝતોના આશીશ ગ્રેતીમાં મોટા હિંગામોના વખતે તેમ અન્ય વખતે ખુબ જોશથી ઉતારે છે કે જેથીબી માનવોનું સંકટ દુર જવાની વકકી ઉભી થાય છે. ખાસ કરીને સંસારમાં હાડમાર થતા દીનદારોનો આજાબ દુર થવાની આવશ્યક્તા ઉભી થાય છે.

☞ અહ્યા યાસા નેમંઘ્હ્યા ઉસ્તાન-જસ્તો રફ્ઁદ્રહ્યા
મન્યેઉશ મઝ્દાઓ પઓઉર્વીમ્ સ્પેન્તહ્યા અષા વીસ્પઁગ ખ્યઓથ્ના

વંઘ્હેઉશ ખ્રતૂમ મનંઘ્હો, યા ખ્ષ્નેવીષા ગેઉશચા ઉર્વાનેંમ.

(☞ ઉપલો ફકરો બે વાર ભણવો).

યથા અહૂ વઇર્યો ૪, અષેમ વોહૂ ૩. અત્-તા-વખ્ષ્યાંમ્ હાઇતીમ્ યજમઇદે.

યેંગ્હે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્હો,
મઝ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.



## ગાથા હા ૩૦ ના ૧૧ ફકરાઓની અંદરનો તાત્પર્ય :

## મરણ વખતે ગાહેસારણામાં આ હાનું ભણુતર કેવી રીતે કામે લાગે છે તેનો ખ્યાલ:—

મરણ વખતે ગુજરતા બસ્તે-કુસ્તીઆનાનની શી હાલત થાય છે તેનો ઉડતો ચીતાર **ગાથા સીરીઝના પહેલા ભાગના** ૧૧૮ થી ૧૭૨ પાનાઓની ઉપર આપેલો છે. ગાહેસારણું **શબના મિથ્રને તોડે છે, અછપિમાંની નાશકારક મગનાટીસને નશ્ટ કરે છે, ઉભા થયલા દ્રુજે-નસુને રોકે છે** અને મુરદાર તનમાં ફસી પડેલી **ગવની પાસબાની કરનાર કેહર્પ-ઉશ્તાન-તેવિષી** જેઓને બાતેન અનાસર તરીકે ઓળખે છે તેઓને મદદ કરે છે-રૂવાનના **હોશને સચેત** કરે છે તે બધો ચિતાર ત્યાં આપેલો છે. ગાથા હા ૨૮ અને ૨૯ના ફકરામાંનો ગાહેસારણા વખતનો ચિતાર જોયો. હવે આ હા ૩૦ ના અગીઆર ફકરાઓમાં રહેલો ગાહેસારણાનો ભેદ જોઇએ.

અહુનવદ ગાથાના માંથ્રોથી થતા સ્તોતો વ્યવસ્થા પાંથરવા માટે ખાસ છે કેમકે તેઓ વ્યવસ્થા કરનાર આસમાન સાથે સંબંધ રાખે છે. બીજા ગાથાઓમાં બીજી શકિતઓ છે-વ્યવસ્થિક શકિત નથી માટે તે બીજા ગાથાઓ અહિંયાં ભણાતા નથી. ત્યારે મરણ વખતે શરીરમાં ગેરબંદોબસ્ત થઇ રહે છે તે બધા ગેરબંદોબસ્તને બંદોબસ્તીમાં લાવવાની ગતી આ અહુનવદ ગાથાના માંથ્રોના સ્તોતોમાં છે એમ ટુંકમાં કહી શકાય. સ્તોતો અણદીઠ રીતે કામ કરે છે તેનું વર્ણન કંઇ આપી શકાય નહી. પણ સ્તોતોના તે વ્યવસ્થીક કામનો કંઇક ચિતાર અહુનવદ ગાથાના હાઓના ફકરાઓના અંદરના તાત્પર્યમાંથી ભાખી શકાય-તેટલુંજ કહી શકાય તે જોઇએ.

### ગાથા હા ૩૦-૧.

આ ફકરામાં અશો જરથુશ્ત્ર લાયક ઇલ્મદાર ઉમેદવારોને પોતાના હાવીશ્ત કરીને પોતાના મીશનને બર લાવવાનું જ્ઞાન આપી રહે છે. આ જ્ઞાન અને તેની કાર્યસાધકતા **સ્તઓતાચા અહુરાઇ=અહુરાને પુગવા** માટેના સ્તતોની ખુબી ઇલ્મ જાણવા માટેની, **વંઘહેઉશ મનંઘહો**

**યસ્નાઆ**=યઝતી શક્તિઓની યસ્ન કરવા માટેની અને **હુમાંઝદ્ર અષા**=અશોઇ ઉભી કરવા માટેના માંથ્રોની વરજેશીને લગતી છે કે જેથી પછી બધું જ્ઞાન પ્રાપ્ત થઈ રહીને કંઇભી મહા સહાસ ઉપાડી શકાય અને તેઓમાં **રઓચેબીશ**=ખરી રોશની જામી શકે અને તેઓનું રૂવાન **ઉરૂને ઉષીમાં** આવી શકે અને તેઓને દુખ જેવું વીયોગ જેવું લાગેજ નહિ પણ હર હાલમાં ખરી **ઉશ્તા** લાગ્યા કરે.

## ગાહેસારણામાં આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

અત્યાર લગીના ભણુતરથી તે શબની આસપાસનું કોટલું તુટતું જાએ છે અને તે શબમાં ઉભો થયેલો દ્રુજે-નસુ ઘેરામાં સપડાતો જાએ છે. રૂવાન હવે હરબરેઝ ઉપર જઇ શકે છે અને દાદારના શુક્રાના કરે છે કે તેને જોઇતી યસ્ન મળતી જાય છે અને હવે જે મોટું કામ તે રૂવાનને કરવાનું છે જે પેલા ઘેરાતા દ્રુજને મારીને ગવમાં ફેરવવાનું છે તે થતું જશેજ. હવે તે રૂવાન પોતે નીમ હોશમાં આવેલું છે એટલે **'વીદુષ'**=બંદ દરોશથી મુકત થતું જઇને પોતાની રચતે વધારતું રહીને જ્ઞાની થતું રહેલું છે માટે પોતે **ઇર્યન્તો**=ઉમેદવાર થાય છે કે પોતાનાં ગુજરેલાં શબની વ્યવસ્થા કરે અને તેટલા માટે તે દ્રુજે-નસુ જે ઘેરાયો છે તેને મારીને ગવમાં ફેરવવાની લાયકાત મેળવે. આવી લાયકાત માટે તે રૂવાન હવે **સ્તઓતાચા અહુરાઇ**=અહુરા લગી પુગાય તેવા સ્તોતાના વધુ ભણુતરો, એટલે ગાહસારણાનું આગળ ચાલવું **યસ્નાચા વંઘહેઉશ મનંઘહો**=યઝતોની યસ્ન એટલે બીજી જોઇતી પાવમહેલની અને હુશ મુરદી ચાર દીનની ક્રિયાઓ અને **'હુમાંજદ્ર અષા'**=અશોઇ લાવે તેવા માંથ્રોનું ભણુતર તેના સગાઓથી થાય તે-એટલે પતેત સરોશ વીગેરેના ભણુતરો મળે તેની દુઆ કરે છે કે જેથી તે રૂવાનનો બંદ દરોશ જે અડધો ઉંઘડેલો છે તે પુરો ઉંઘડે અને તેનું ભાન **રઓચેબીશ**નું થાય-પુર્ણ રચની ગતીવાળું થાય અને **ઉરવાજા**=ખરી ખુશાલી મેળવે અને પોતાના શબના અનુએ અનુઓની શુભ વ્યવસ્થાના કામ માટે ઉમંગવાળું થઇ રહે. આમ તે રૂવાન હવે તે દુઆ કરી રહે છે.

## ગાથા હા ૩૦-૨.

આ ફકરામાં કહે છે કે **ગેઉષાઇશ વહીશ્તા**=કેહપંના ખીલેલા ચશ્મો ઉત્તમ થયલા **ચશ્મોથી વહીશ્તા**=ઉત્તમતા કુદરતના નાદને સમજો અને **સુચા મનંઘહા**=રોશન ઝમીરથી થયલી ત્રીજી આંખે કુદરતના ભેદને

અવએનતા=નરી આંખે જુવો. દરેક માણુસે પોતપોતાની એબો માટે પસંદ કીધેલો એતેકાદ લેવાનો છે એટલે તરીકતો લેવાની છે અને તે તરીકતો પાળીને તેનું ખરાપણું રોશન ઝમીરવાળા થયા પછીથી જોઇ લેવાનું છે. એવા રોશન ઝમીરવાળો બઓદની યઝતી અકકલવાળો થઇ રહેશે. તે નર એમ ભુતના ભુતથી તે ભવિષ્યના ગાએબાન લગીના સાત કાળોના મોટા બનાવો જેમાં તનપસીન એક છે તે બધું હમારેથી જાણી માહીતગાર થશે. એમ તે નરને બઓદનો યઝતી અકકલ મેળવવાનો શુભ બદલો મળશેજ. તે બધું જાણુવા માટેનો તેનો હક હમો બજા લાવીશુંજ.

## ગાહેસારણાને આ ભેદ કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે જોયું કે ઉરવાન હવે પોતાના કેહપના હરબરેઝની ઉપર જઇ પોતાના ફ્રોહરને મળશે અને બઓદની ગતી પામશે અને પોતાનું ભાન જે પન્જે-ઝરવીકશનું સરોશની ગતીનું છે તે મેળવશે અને તેથી પછી તેના વહાણ તરીકે થયેલા તે કેહપના ગેઉષાઇશને હવે ખીલવીને વહીશતા=કુદરતના ભેદને સમજતુ કરીને પોતાના ગુજરેલા તનની વ્યવસ્થા કરી શકશે અને પોતે પોતાના મુરદાર તન ઉપરના દ્રુજની ગતીને જોઇને તેને કઇ રીતે તોડીને ભલી કરવી તે સમજી શકશે. એમ તે રૂવાન હવે ધીમે ધીમે બંદ દરોશ ઉંચકાવે અને દ્રુજે-નસુ કબજામાં આવવે પોતે હરબરેજ ઉપર જઇને ફ્રોહર અને પન્જે-ઝરવીકશને-સરોશને મળીને કરી શકશેજ તેને માટે દાદારની શુક્ર ગુજારી કરી રહે છે. રૂવાનને હવે ખબર પડે છે કે ચંદ વખતમાં તે પોતાની આગલી 'હુરએ સૂક'ની શકિત-મેળવીને એટલે એક ઝરવાને અકરનેની ગતી મેળવીને ભુત ભવિષ્ય જાણી શકશે અને એમ દાદારના ધ્યાનમાં લીન્ન થશેજ. આ ગાહેસારણાથી તેમ બીજી ચાર દહાડાની યશનથી તે વખત નજદીક આવતો જાય છે અને વધુ નજદીક આવે માટે બીજી તેવી ક્રિયા થઇ રહે એમ તે રૂવાન દુઆ શુક્ર ગુજારી કરતું ગાથાના આ બીજા ફકરાને પઢી રહે છે અને તેનાં માંથ્રોની તલેસમથી હવે હરબરેઝ ઉપર જઇ સુચા-મનંઘહાતું થઇ કેહપના ગેઉષાઇશને ખીલવી રહે છે અને કેહપને અગમ પચ્છમનું આગાહ કરવાનો પ્રયોગ શરૂ કરી રહે છે-જરથુસ્ત્રના તનોમંદ ગતીના હાવીશ્તોની સફમાં તે જોડાતું જાય છે-અરદાફ્રવષના ભાનમાં અનુ-શેઠીમાં આવતું જાય છે.

## ગાથા હા ૩૦-૩.

અહિંયા કહે છે કે સપ્પર પહેલીવાર તે બે મીનોની શક્તિઓ જે રૂપમાં એકએકમાંથી છુટે નહિ તેવી છતાં સામસામેના વિચાર રાખે તે નીકળી. તેમાંની એક માવતર કરતાંબી ભલી હતી જ્યારે બીજી બુ હતી. તે બેઉ ફેરસીસ એક બીજાને પોતાના સામસામા વિચારો ક સંભળાવતા. જે ભલો હતો તેને સત્ય માંગ્યું; જે બુરો હતો તેણે અસ બુરૂં ચલાવવા માંગ્યું.

## ગાહેસારણાને આ ભેદ કઇ રીતે લાગુ પડે તે જોઇએ.

ઉપર આપણે જોયું કે રૂવાન હવે નીમહોશમાં છે; તેનો બંદ-દરો ખુલતો જાય છે. તેનાં જડ મુરદાર શરીરનો ગેરબંદોબસ્ત હવે ઠીક ઠી થતો જાએ છે-મુરદાર શરીરનો દુજ હવે ઘેરાતો જાએ છે અને તે મુરદ તનની અઇપિમાંથી અહીને પાછું હઠવું પડે છે. આ વખતે રૂવાનને તે સાથેની બઓદ પોતાના વહાણુના અજીત કિલ્લા નામે હરબરેઝમાં ચઢાવે હરબરેઝ એટલે કેહપર્નો અતી સુક્ષ્મ ભાગ જે હાલમાં સરોશના તાબા છે જ્યાં આમળ ફ્રેરોહર છે અને પન્જે ઝરવીકશ છે. તે મુરદાર તનને લગ કેહપર્ના આવા બાગે-બહેસ્ત જેવા ભાગમાં રૂવાન જઇને પછી પોતાની રય છત્રીને ઉઘાડી શકે છે અને દુખના તાપથી જરા રાહત પાગીને દાદાર શુક્ર ગુજારી ને મીથ્રમાં પડે છે અને આ પરાના કાળ વખતની સા સામેની ગતીઓ જેઓએ સૃષ્ટિ રચનાના વિચારો કીધેલા હતા તે બધા ઉપ મનન કરીને પોતાની હવે ખુલતી રયને વધારે ખુલવા માટે આ પરાના કાળના બનાવોને વિચારોમાં ફેરવવાની કોશીશ કરે છે. રૂવા પોતે ગાથાનો આ ફકરો પઢી તેની અંદરના ઉંડા ભેદોની ઉપર મન કરીને પોતે મજબુત થઇ રહે છે કે જેથી તે બંધાયલા દુજે-નસુની હ તે સદગતી કરી શકે અને ગુજરેલાં રૂવાનના અનાસરોની તેમ કેહપ વીગેરેની સદગતી કરી શકે. આમ તે ગુજસ્તે રૂવાન હવે ગાથાના ફકરાના મીથ્રોને ચલાવી મીથ્રમાં મજબુટ થઇ ગાથાના તે ફકરા માંથ્ર ભણીને તે દુજે-નસુને મારીને ગવની ગતીએ ચઢાવવા માટેની યર કરવા માંગે છે. દુજ આ વખતે હરબરેઝ ઉપર રહેલા રૂવાનના મારાથી આજે થઇને કેદ પકડાય છે. આવા દુજની આગળ આ સૃષ્ટી રચના થવાની અગ ઉના તે બે મીનોના વિચારોને કહીને તે દુજનું ઉસુલ કયાંથી છે તે તે દુજ સંભળાવીને દુજની તરીમઇતીને આરમઇતીમાં ફેરવવાનો પ્રયાસ હવે રૂવા કરે છે, એમ રૂવાન પોતાનાં શબની વ્યવસ્થા કરી રહે છે.

## ગાથા હા ૩૩–૪.

આ ફકરામાં કહે છે કે જ્યારે ત્રીજા ફકરામાં કહેલા તે બે મીનો (વહુયો અને અક) જેટલા મળી શકે તેટલા સાથે મળ્યા ત્યારે તેઓના તે મેળાપથી **પઓઉર્વીમ=સપ્પર** પહેલું ઉસુલ **દઝદે**=ઉભું થયું એટલે યઝતો થયા, હસ્તીના આસ્માનો થયા અને તે બધાના મુખી સ્પેનાએ અંગ્રમીનને ઉભો કીધો. આમ સ્પેનામીન અને અંગ્રમીન થયા. આ બેઉને **પઓઉર્વીમ**=સપ્પર પહેલું મુળ કહે છે. આ મુળ પછી **દઝદે**= નીસ્તી ગેતી ઉભી કરે છે જેમાં ગવ=જીંદગી અને મોત છે. આમ જગત થયા કરશે અને પછી આખરે આ મોતના ભેદમાંથી એવું થશે કે તે ઘુરો દ્રેગવન્ત પોતે અશોઇના મનનો થશે. એમ આખરે ફ્રશો–ગર્દ થશે. નીસ્તી જે હસ્તીમાંથી–તે **પઓઉર્વીમ**=સપ્પર પહેલાં મુળમાંથી થઇ છે તે નીસ્તી હસ્તીમાં મળશે.

### આ ભેદ ગાહેસારણાને કઈ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર જોઇ ગયા છીએ કે ગુજરેલાંનું રૂવાન અને બઓદ જે પોતાના કેહર્પમાંથી બહાર પડેલા હતા તે રૂવાન હવે પોતાના બઓદની સાથે તેજ પોતાના કેહર્પના ઉંચામાં ઉંચા ભાગ હરબરેઝ ઉપર જઇને **પન્જે-ઝરવીકશને–સરોશને**–ફ્રોહરને મળીને પોતાની સંકોચીત થયલી રયને બસીત કરી રહે છે અને પોતાનાં ગુજરેલાં તનની વ્યવસ્થા કરવાની હેદાયત માંગી રહે છે. તે બાંધેલા દુજને મારીને ગવમાં ફેરવવા માટેની દુઆ કરી રહે છે. આ વખતે તે રૂવાન જે નીમહોશમાંથી વધુ હોશમાં આવતું જાય છે તે રૂવાન ગાથાનો આ ફકરો પઢીને બુન દહેશ્નના ભેદને યાદ કરે છે કે સપ્પર પહેલાં તે બે મીનો મળીને હસ્તી થયલી અને હસ્તીમાં સ્પેનાનો અધીકાર ચાલેલો, જેવણે અંગ્રમીનને કાઢેલો. પછી આ સ્પેના–ધનાથી આ જડ જગત થઇ રહે છે જેમાં જન્મ–મરણના ભેદો છે. આજે મરણના વઇભવમાં હું રૂવાન છું. મને મરણ પછીથી આવી સુક્ષ્મ હાલત મળી છે એવી કે જેથી આવા દુજને રોશન ગતીનો કરી શકીશ. એમ હું રૂવાન આ મારાં ગુજરેલાં તનને ગવહોમંદ એટલે અષવનનું કરી શકીશજ. આ વખતે રૂવાન ગાથાના આ ફકરો ભણતા દુઆ કરીને તે દુજે–નસુને હવે કઇ રીતે મારવો અને ગવમાં ફેરવવો અને તે મુરદાર તનની આગળ વળી વ્યવસ્થા કઇ રીતે કરવી તે બધાની ખેરદ મેળવી રહે છે. કેમકે **અચિશ્તો દ્રેગવંત**=તે દરવંદી ઘુરી મતી **અષાઉનેમ વહિશ્તેમ મનો**= અશવનોની પરમારથી મતીમાં બદલાવાનીજ છે–આવો બનાવ બના લાવવાની

હાલતમાં હું રવાન આવેલું છે માટે મને તે મદદ ઘટે છે અને તે મને મળશેજ, કેમકે મારી સાથે મારૂ ફરોહર છે જે તે દુઆ ફળીભુદ કરાવવા પુરૂં પડી શકશે.

## ગાથા હા ૩૦-૫.

આ ફકરામાં કહે છે કે તે બે મીનો (સ્પેના અને ધના)માંનો જે અશોઇથી દુર રહેતો હતો (ધના) તેણે સૃષ્ટીમાં બુરૂ થવાનું ઇચ્છયું. પણ બીજો વૃદ્ધિ કરનારો મીનો જેણે સખત પથ્થરનો પોશાક પહેરેલો છે તેણે અષ=રાહેરાસ્તી ઇચ્છી. (ધનાથી ભમાંઇ જનાર પાપોમાં લપટાશે જેને પેલો પથ્થરના કપડાવાળો મીનો દાબી દાબીને ઠેકાણે લાવીને અષ તરફ લઇ જશે એમ તે દુખી થશે). જેઓ મઝદા ઉપર ભરોસો રાખીને ભલાં કામો કરી રહે છે તેઓજ મઝદાને ખુશ કરે છે અને પોતે સુખ મેળવે છે.

## આ ભેદ ગાહેસારણાને કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે ગુજરેલાં માણસના રૂવાનની હાલત સચેત થયલી જોઇ છે. તે રૂવાન હવે પોતાના બઓદની સાથે પોતાના કેહર્પના હરબ-રેઝનો ભાગ કે જ્યાં આગળ સરોશ અને ફરોહર છે, જ્યાં આગળ પન્જે-ઝરવીકશ છે, ત્યાં જઇ અનુશેહની હાલત મેળવતું જાય છે અને પોતાનાં મુરદાર તનની વ્યવસ્થા કરવાની હીદાયત માગી રહે છે. પોતે રયને ખીલવતા જઇને દાદારના પરાના કાળના અને તરોના બુનદહિશ્નના કાળ અને યાઓંઘહુઇર્યના કાળનાં ખ્યાનો ઉપર મનન કરી રહે છે. અહિંયાં હવે પોતાનાં તનની જીવતી હાલતોથી થયલાં ભલાં બુરાં કર્મોની યાદ કરી રહે છે. તેઓ જે કંઇ થયાં હોય તેઓમાંના દ્રેગવાઓના બુરા દરવંદી અચીશ્તા=જબુનતાના જેઓ હોય-જેઓ ફ્રઓજદિશ્તેંગ અસેનો વસ્તે=પથ્થરનો પોશાક પહેરેલા અષેમ મઇન્યુશ=અશોઇ લાવવા માગતા મીનોથી શીક્ષા પામવા લાયકના હોય છે તેઓને જોઇ રહે છે અને તેઓની વળી ઇનસાફથી જે કંઇ થવાની હોય તે ઉપર શુક્રગુઝારી કરી રહે છે અને બીજા હુઇથ્યાઇશ બ્યઓથ્નાઇશ=સચ્ચાઇના જે કંઇ કામો હોય તેઓને જોઇને ખુશ થઇ રહે છે. ભવિષ્યમાં આવા હુઇથ્યાઇશ =ભલાંજ કામ થઇ રહે તેવી હીદાયત આ ગુઝસ્તે તનને મળે-તેવી ખેરદ મળે એમ દુઆ કરી રહે છે. તે સાહેબ ઉપર અચળ વીશ્વાસ રાખીને હવે તે રૂવાન પોતાના તે ગુજરેલા અને દુજના હોમલાથી

મોકળાં થયલાં શરીરની વ્યવસ્થાનો વીચાર પોતાના બઓદ-ફ્રેરોહરની હીદાયત હેઠળ કરી રહે છે.

## ગાથા હા ૩૦-૬.

દેવોના પુંજારીઓમાંનો કોઇબી તે બે મીનોના ભેદને પામી શકયો નહી. તેઓમાંનો આગેવાન હાવીસ્તો સાથે સવાલ જવાબ માટે બહાર પડયો પણ હાવીસ્તોએ તેને મહાત કીધો. એમ હાવીસ્તોએ તેઓને છેતરામણવાળા જાહેર કીધા-પુરવાર કીધા. છતાંબી તે આગેવાને બુરામાં બુરી રીતે ચાલવાનું મન રાખવા તે દેવોના પુજારીને આગ્રહ કીધો-બુરો રસ્તો લેવડાવ્યો અને એગ અએષમ દેવને મળવા તેઓ ધસ્યા કે જેથી હાડમંદ જગતની હયાતી પાપોની બીમારી ખગી અપવીત્ર-થાય-ફ્રેશો-ગર્દથી દુર જાય.

### આ ભેદ ગાહેસારણામાં કઈ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે અનુશેહીની ગતી લેતાં રૂવાનને પોતાનાં કેહર્પમાં બઓદ અને ફ્રેરોહર સાથે દાદારના **પરા** અને **તરો**ના કાળનાં મનનમાં રહેલું જોયું. તે જડ તનનો દ્રુજ ઘેરાયો છે માટે રવાન નચીંત હતું. પણ આ નચીંતાઇ હમેશની હતી નહી કેમકે તે બાંધેલો દ્રુજ ઝરફ્વા લાગ્યો-છુપાથી છુટવા લાગ્યો. તે શરીરે જીવતી હાલતમાં **દએવાચીના** થઇ-સ્વાર્થી થઇ જડતાનું થઇને **એરેશ નોઈત વિખ્યાતા**=ખરેખરૂં શું છે તે પામેલું નહિ અને **આ-દબએમા**=છેતરાયા કીધેલું હતું તે **હવે પરેસ્મનેંગ ઉપાજસ્ત**=સવાલ જવાબ માટે ઉઠયું એટલે તે મુરદાર શરીરમાં ધનાનો તાજો હોમલો થવે ત્યાંનો દ્રુજ બંદમાંથી છુટવા ઝરફ્વા લાગ્યો અને એમ **અએષેમેમ હેનદવારેન્તા**=અએષમને મળવા દોડી જવા ચાહયું, **યા બાનયેન અહૂમ મરેતાનો**=કે જેથી જીવતી પણ હાડમંદ હયાતીને પાપથી અભડાવીને અપવીત્ર કરે-એટલે શરૂઆતની માફક તે દ્રુજ ચારે તરફ હોમલો કરીને હાડમંદ હયાતીના દમને હલાક કરે. આમ હવે બાંધેલો દ્રુજ ઝરફ્વા લાગ્યો છે માટે તેને તેના ઘેરામાં મજબુત રાખવાની ફરજ રૂવાનને પડે છે. આ કામમાં આ ભણાઇ રહેતું ગાહેસારણું એટલે ગાહેસારણામાં ભણાઇ રહેતા આ ફકરાના માંથ્રોના સ્તોતો અને તે માંથ્રોમાંના ગાહેસારણા થવા માટે બાંધેલા ગીથ્રો બહાર પડીને મદદ કરે છે, જેમાં સગદીદ અને ત્યાં ભોંય આગળ થઇ રહેલી અશોઇ એ જાહેરી મદદગાર થઇ રહે છે.

## ગાથા હા ૩૦–૭.

તે દએવાચીનાવાળાને એટલે દેવથી ભમાયલાને પછી ભલાં નીશ્કામી મન મારફતે બહમનનો પેવંદ મળશે, જે પેવંદ તેને અશોઇ અપાવશે, જે અષ પછી તેને ક્ષથ્ર ગીનો સત્તા અપાવશે એમ તેને બહમન અષ અને શહેરેવરનો પેવંદ મળવે ઉતયૂઇતીની શકિત એટલે યઝતોના સંબંધમાં રહેવાની શકિત–યઝતોના જેવા થવાની શકિત, યઝતોનો સીલસીલો રાખવાની–યઝતોના નાયબ થવાની શકિત મળશે. તેના તનમાં આરમઇતી આવી વસીને તેને આન્મા=દ્રઢતા–મુશ્કેલીમાં નેકીની ઉપર તટસ્થ રહેવાની શકિત મળશે. એમ તેઓનું એટલે યઝતોનું તારામાં એટલે માનવમાં આવવું થાઓ જેમકે સપ્પર ગરોદેમાનની દુન્યામાં સ્પેનાગીનનું આવવું થયલું હતું.

### આ ભેદ ગાહેસારણાને કઇ રીતે લાગુ પડે તે જોઇએ.

આપણે ઉપર જોયું કે રૂવાનને તેનાં શબનો બાંધેલો દુજ જે ઝરફવા લાગેલો તેને ફરીથી બાંધવો પડયો છે–ચાલુ ભણાઇ રહેતા માંથ્રોથી અને સગદીદથી તેમ ત્યારની જાહેર અશોઇથી તે કામ થઇ શકેલું હતું. હવે તે ગુજરેલાં શબની અઇપિ આસપાસનું શબના મિથ્રનું એટલે ગુજરતી વખતના છેલ્લા વિચારોનું કોટલું છીન્ન ભીન્ન થઇ રહે છે અને તે અઇપિ અસલ જીવતી હાલતના જેવી પાક થતી આવે છે–તેમાં અહુમાઇચા ક્ષથ્રા જસત મનંઘહા વોહુ અષાચા=બહમન અને ક્ષથ્રનો સંબંધ અને તેથી દાદારનો સંબંધ થઇ રહે તેવી આવશ્યકતા ઉભી થાય છે. મુરદાર શબમાં તરોમઇતીના દેવને બદલે તે દેવના કોહવાતની ગેરવ્યવસ્થાને બદલે આરમઇતિશ આન્મા=આરમઇતીની દ્રઢતા આણુ આવી રહે એમ થતું આવે છે. રૂવાન હવે દુઆ કરે છે કે અએષાંમ તોઇ અંગહુત=તેઓ તારામાં રહે એટલે તે અઇપિ તેવી દુજના ઝરફ્યા વગરની રહી શકે, યથા અયંગહા આ દાનાઇશ પઓઉરૂયે જેમ સપ્પર પહેલી પેદાશ માટે યઝતો આવેલા તેમ આ દુજથી નિરાળી થયલી અઇપિમાંથી અસરે–તારીકી જઇને હમેશને માટે તેમાં અસરે–રોશનીનો પેવંદ રહે. આમ દુઆ તે રૂવાન કરી રહે છે અને ગાહેસારણામાં આ ફકરાના ભણાતા સ્તોતોથી–સગદીદથી અને બીજી જાહેરની અશોઇથી તે દુઆ ફળીભુદ થતી આવે છે.

## ગાથા હા ૩૦-૮.

અને એ પ્રમાણે જ્યારે પેલા કાયદાને અપમાન કરનાર ગુનાહગારને કીધેલાનો બદલો મળી રહે છે શીક્ષા થઇ રહે છે કે પછીથી તેમાં ભલી ખેરદ ઉગે છે, ભલું મન ઉભું થાય છે અને ભલાઇ કરવાની ઇચ્છા પ્રબળ થઇ રહે છે. દીનદસ્તુરોની સત્તાનો અંગીકાર કરે છે. એમ તેના કીધેલા ગુનાહો તે ગુનાહોની થયલી શીક્ષાને લીધે નસીહતરૂપ થાય છે. આવો નર પછી અષની શક્તિ મેળવી અશોઇના ઉભા કીધેલા હાથમાં એટલે દ્રુજ પરહેજ કરવા પાલેલી નીરંગના તાબામાં તે દ્રુજને પોતાના તનની બુરાઇઓ જે રહી હોય તેઓને સોંપી દે છે કે જેથી તે નબળાઇઓ ભલાઇમાં બદલાય.

### આ ભેદ ગાહેસારણાને કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે શબના ઝરકતા દ્રુજની દરોબસ્તી જોઇ ગયા પણ ત્યાં મુકેલી લોઢાની ગેહાનની ઉપર દ્રુજનો કંઇક પાસ પડેલો રહે છે જેમાંથી પાછી નવી મદદ તે મુરદાર તનના બાંધેલા દ્રુજને મળે છે અને એમ હવે તે ગેહાન ઉપરનો દ્રુજે-નસુ તે ગેહાનમાં રહીને તે મુરદાર શરીરમાં દાખલ થઇને તે બાંધેલા દ્રુજને તે શરીરમાંથી પાછો ઝરકવામાં મદદ કરી રહે છે. આ વખતે તે દ્રુજે-નસુ **અએનંઘહામ**=નુકશાન કરવાનું જોમ મેળવે છે, રૂવાનને પાછા તે દ્રુજને રોકવો પડે છે. ચાલતી ક્રીયાના સ્તોતો અને તે સ્તોતો સાથના બાંધેલા ગીંઓ તે દ્રુજને પાછો રોકે છે. **કએના જમઈતી**=તેની ઉપર શીક્ષા મોકલે છે જે પછીથી તે દ્રુજ કાબુમાં આવે છે **અત તઇબ્યો ક્ષથ્રેમચા વોહુ મનંઘાહા વોઈવી-દાઇતી**=તે દ્રુજ **અત** ત્યારે પાછો બંધાઇ-ઝરકતો અટકીને બહમનના મીથ્રથી શાંત પડી તારે લગતાઓનો-ભણુતા દીનદસ્તુરોના અધીકારનો અંગીકાર કરે છે. એમ તે દ્રુજે-નસુ પાછો ભણાતા માંથ્રોથી બંધાઇ જાએ છે જે પછીથી **અએઇબ્યો સસ્તેઅહુરા**=તે દ્રુજને માટે આ ભણુતર નસીહત રૂપનું થઇ રહે છે એટલે દ્રુજને બાંધીને તેના જોમને અટકાવનાર થઇ રહે છે અને એમ **યોઇ અષાઇ દદેન જસ્તયો દ્રુજેમ: યોઇ** જેઓ એટલે તે ભણનારાઓ અષોઇના હાથમાં એટલે ગાહેસારણામાંથી અને ત્યાંની પાવ જમીનમાંથી ચોખ્ખાઇમાંથી થતી અશોઇના ઇલાકામાં તે દ્રુજને સોંપી દે છે એટલે તે દ્રુજને અષના કબ્જામાં મજબુટ બાંધી શકે છે. તે દ્રુજ તે ગેહાનમાં બંધાય છે તેમ તે મુરદાર તનમાંથી બંધાય છે કે જે દ્રુજની પછીથી ગાહેસારણાને જોરે રોશન આકેબત થશે એટલે તે દ્રુજ

જમીનમાંની મગનાટીશથી ખેંચાઇ અદલાઇને જમીનમાં ફળદ્રુપપણું લાવી શકશે. એમ ગાહેસારણાંના ભણતરથી લોહાની ગેહાનમાંથી તે દુજે-નસુને નીરમુળ કરે છે તેમ તે ગુજરેલા તનમાં તેને ફરીથી ઝરફે નહિ તેમ બાંધી દે છે.

## ગાથા હા ૩૦-૯.

એમ ત્યારે મઝદાના તે નાયબો યઝતોએ એકયતામાં રહી એક **અનજુમન તરીકે થઇ** આ જડ જગતને **ફ્રશો-ગર્દ** તરફ જતુ કીધું છે **એમ હમો** કે જેઓએ દુજને **અષના** હાથમાં સોંપેલો છે તેઓબી **અશોઇને** લીધે એક ભલી મીનોઇ અનજુમન ગેતીમાં જારી કરીને યઝતોની નકલ કરીએ. આવી અનજુમનમાં **ફ્રશો-ગર્દ** કરવાનાજ વિચારો ચાલી રહેશે કેમકે ત્યાં **ચીશ્તી** યઝતનું રહેઠાણ થયેલું છે એટલે **રઝીશ્તયાઓ ચીશ્તયાઓ હએનયાઓ**નું રહેઠાણ થયલું છે કે જેને લીધે ત્યાંથી પુર્ણ જ્ઞાન હાંસલ થઇ શકશે.

## આ ભેદ ગાહેસારણામાં કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

આપણે જોયું કે ગેહાન ઉપરની દુજીએ તે જડ શરીરમાં બાંધેલા દુજે--નસુ પાસે બળવો કરાવેલો હતો પણ તેને રૂવાને સમાવી દીધો છે અને એમ પાછી દુજી ગતીને ગેહાનમાં તેમ તે મુરદાર તનમાં બાંધી રાખેલી છે. રૂવાન હવે તેની વધુ બંદોબસ્તી કરવા માગે છે માટે હવે તે રૂવાન દુઆ કરે છે કે **અતચા તોઇ વએમ ખ્યાચા યોઇ ઇમ ફ્રેરષેમ કેરેનાઉન અહૂમ મજદાઓસ્ચા અહુરાઓંઘહો આ મોયસ્ત્રા બરના અષાચા**=જેમ તે યઝતો=મઝદાના નાયબોએ એક અનજુમન કરી આ જડ જગતને **ફ્રશો-ગર્દ** તરફ ચાલતું કીધું છે તેમ હમોબી અશોઇને જોરે એક તેવી અનજુમન કરીને જગતમાં **ફ્રશો-ગર્દ** કરીએ-**ગાથા**ની આ મુરાદ મુજબ હું રૂવાન હવે આ મારા બગોબખ્ત અને બઓદ-ફ્રેરોહર અને પન્જે-ઝરવીકશની સાથે રહી એક મીનોઇ અનજુમન કરીને આ મારાં ગુજરેલાં તન કે જેમાં આ નસુને બાંધેલો છે તેને તે નસુ સહીત **ફ્રેરશો**=તાઝગીવાળો એટલે ગવની રોશન ગતીવાળું કરી શકું-કે જેથી હું રૂવાન મારી સાથના તે દ્રવાઓની શુભ ખેતી જલ્દીથી કરી શકું કે જેને માટેજ આ જન્મ મરણનો ભેદ ચાલી રહે છે. તે રૂવાન દુઆ કરતું કહે છે કે મારી સાથનું ફ્રેરોહર અને બઓદ અને બગોબખ્ત અને સરોશની ગતીવાળું પન્જે-ઝરવીકશ તો

રોજે-અવ્વલથી તેઓના જન્મથીજ અહુ-પરસ્ત છે-દાદારના ફ્રશો-ગર્દ થવાની મરજી સાથે એકતાન થયલા છે માટે આવા મારા બઓદ ફ્રરોહર અને પન્જે-ઝરવીકશ અને મારા બગોબખ્તની બનેલી અનજુમન ફ્રશો-ગર્દ કરવાના વીચારોમાંજ રહેશે અને વળી ત્યાં આગળ ચીશ્તી યઝતનો એટલે રઝિશ્તયાઓ ચીસ્તયાઓ દએનયાઓ વંઘઉહીમ મઝદયસ્નીનોજ વાસો રહેશે કેમકે જયાં ફ્રરોહર-બઓદ અને સરોશ અને બગોબખ્ત હોય ત્યાંજ દએને મઝદયસ્ની હોય તેઓ બધા હામોઇમાંજ હોય છે. આમ દુઆ કરતું જઇને તે રૂવાન ગાથાના આ ફકરાને પઢી રહીને પોતાના ફ્રરોહર અને બગોબખ્ત અને બઓદ અને પન્જે-ઝરવીકશ (સરોશ) સાથે રાદ પેવંદ જોડી રહે છે કે જેથી તે ગેહાનને લાગેલી દુજ જો કદી પાછી ઉશ્તવાર થઇ જાય અને આ જડ મુરદાર તનની બાંધેલી દુજને છોડવા મદદે આવે તો તુરતજ તે બળવો કરતી દુજે-નસુને પુરતી રીતે પુગી વળી શકાય.

## ગાથા હા ૩૦-૧૦.

જેઓ 'વંઘહાઉ સ્રવહી'=ભલી વૃત્તીના બંદગીના અવેજમાં જન્મેલા છે એટલે ઉપર કહેલા નર કે જેણે દુજને અષના હાથમાં આપેલો છે તેને પેટે જન્મેલા છે તેઓ તેઓના ઉંચા તોખ્મના જેવા તેઓથાબી વધુ થશે અને જયારે તેઓ અશોઇવાળા બહમનની ગતીવાળી તલેસમોમાં જોડાશે એટલે જયારે તે બચ્ચુ નવજોત કરીને નાવર મરાતબની પાહેડીએ ચહડશે ત્યારે તે બચ્ચામાંનો જરાતરા રહેલો દુજ એકદમ નાશ પામશે. (આવા ફરઝંદો પછી સ્પેનામીનની બહારને ગેતીમાં જમાવી જરથુસ્ત્રના ગેઉશ ઉરવાના હમકાર તરીકેના કામમાં મદદ આપશે).

## આ ભેદ ગાહેસારણાને કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે રૂવાનની દુઆ જોઇ કે જેમાં તે રૂવાન પોતાના ફ્રરોહર, બગોબખ્ત-બઓદ અને (પન્જે-ઝરવીકશ) સરોશ સાથે રાદ પેવંદ કરવા માંગે છે અને ભવિષ્યમાં ઉભા થવાના તે દુજે-નસુના બળવા સામે સાવચેતી લેવા માંગે છે. હવે તે રૂવાન શુક્રગુઝારી કરે છે કે આવું થયલું જોડાણ જારી રહે અને બીજાઓમાંબી તેમ થઇ રહે. જેમ ગાથાના આ ફકરામાં કહે છે કે યોઇ જજેન્તી વંઘહાઉ સ્રવહિ=જે ફરઝંદો માબાપની ભલી દુઆના-બંદગીના અવેજમાં-બંદગીનું જોમ ખુનોમાં જવે તેવા ખુનોમાંથી જોરવાળા થઇને જન્મે છે અદાજી અવા દુજો-તેઓના શરીરમાંનો દુજ ખરેખરજ નબળો રહે છે તેમ 'હું રૂવાનના-મારા' આ ફ્રરોહર-બગોબખ્ત

—સરોશ બઓદ સાથના જોડાણુથીજ 'વંગ્રહાઉ સ્રવહિ'નો ભેદ થશે એટલે ભલી બંદગીના અવેજમાં ઉભા થવા જેવો ભેદ થશે, જેમાંથી **ચોઇ જજેન્તી**=જે કોઇ નીપજશે જન્મશે તેથી તન-પસીનનોજ અર્થ ઉભો થશે એટલે પછીથી **અદ્દાજી**=ખરેખરજ **અવા દ્રુજો**=દ્રુજનું જોર તદ્દનજ દપટ પડશે—તેનો બળવો નહિ જેવો થશે. તે રૂવાન હવે આગળ દુઆ કરે છે કે આ ગાહેસારણું કાયદાસરનું આગળ જતું જશે અને બીજી સાથની ચાર દહાડાની ક્રીયાઓ થતી જશે તેથી પછી આ મારા મુરદાર તનનો દ્રુજ તદ્દનજ **સ્કેન્દો**=છીન્ન ભીન્ન થશે. જેમ ઉપર કહેલા ભલા અશવન મા-બાપના ફરઝંદનો દ્રુજ **અવો** = નબળો રહે છે અને પછી **અત અસિશ્તા યઓજન્તે આ-હુષિતોઇશ વંઘહેઉશ મનંઘહો મઝદાઓ અષખ્યાચા**=જેવું તે બચ્ચું મઝદાની આપેલી દીનમાંની અશોઇવાલી બહમનની શકિત સાથની **હુષિતોઇશ**માં દીન તલેસમોની સંસ્થામાં દાખલ થશે નવજોત કરી નાવર મરાતબે પુગશે ત્યારે તો તે જરાતરા આવો દ્રુજ **સ્કેન્દો**=છીન્ન ભીન્ન થઇને **સ્પયથ્રહુયા**=દુર ફેંકાશે—એવીજ રીતે હવે પછીથી જયારે આ મારા મુરદાર તન ઉપર ગાહેસારણું થતું જઇને સાથની બધી ક્રીયાઓ જેઓ આ **હુષિતોઇશ વંઘહેઉશ મનંઘહો**ના ભેદની છે એટલે અશોઇવાળી બહમનની પરદુખભંજની ગતીની છે અને મઝદાની દીનમાં ફરમાવેલી છે તેઓ થતી જશે એટલે તે મુરદાર તનમાંનો દ્રુજ છીન્ન ભીન્ન થઇને દુર ફેંકાશે કે જેથી કદીબી તે પાછો બંદમાં ઉઠી શકશેજ નહિ અને પછીથી હું રૂવાન મારા બંદ દરોશને આ મારા બઓદ —બગોબખ્ત-ફરોહરમાં સરોશના પેવંદના જોરે વધુ ઉંચકતો જઇને—મારા આ તનની રોશન ગતીની ખેતી કરી તેને પાથવન કરીને જન્મ મરણના તનાસકમાંથી ટાળીશ. એમ **અદ્દાજી અવાદ્રુજો અવો બવઇતી સ્કેન્દો સ્પયથ્રહુયા**ના ભેદના એટલે દ્રુજને છીન્ન ભીન્ન કરીને દુર ફેંકવાથી તે આખરનો નતીજો લાવીશ.

## ગાથા હા ૩૦-૧૧.

ત્યારે અએ માણુસો તે બે આશીરવાદીક ફરમાનો—દાદારની કરમ બક્ષીશો નામે ઝંદ અવસ્તા તમો શીખો—દાદારે તમારા નીરવાણુ માટે તેઓને તમારી આગળ ધરેલા છે. તેઓ દ્રુજને તોડી દ્રુજ રહિતના કરી જન્મો જન્મની તકલીફ જે તનાસકની છે તેમાંથી છોડવી શકે છે. પણ જેઓ તે ફરમાનોથી દુર જશે તેઓને લાંબા કાળ લગી ખમવું પડશે—હાએ અફસોસમાં રહેવું પડશે એટલે ગેતીમાં તનાસકમાં પડવું પડશે. તે ઉરવાતા પ્રમાણે ચાલનાર નર પોતે અશવન થઇને હંમેશગીનો ફાયદો મેળવે છે. તે

**ઉશ્વાતા**=ઝંદ અવસ્તા-તેની વસીઅત-તરીકતો-ત્યાંની મીથ્ર-માંથ્રો-યસ્નોની વાતાવરણ-શુભ અસર હંમેશગીનું સુખ અમરગીની ઉશ્તા અપાવનાર હોય છે તે તમો જાણો.

## આ ભેદ ગાહેસારણાને કઇ રીતે લાગુ પડે છે તે જોઇએ.

ઉપર આપણે જોયું કે તે રૂવાને બઓદ ફ્રેરોહર અને પન્જે-ઝરવીકશ અને બગો-બખ્ત (ખોદા) સાથે પેવંદ કીધો છે એટલે હવે તે રૂવાનની રય જે એક ઝરવાને અકરનેને પુગે તેવી કુદરતી છે અને તેની **આસ્ન**=ડહાપણ તે ફ્રવષિ જેવું છે તે ખુલી રહે છે. જીવતી જીંદગીમાં તે રૂવાનની આવી રયની ઉપર સરોશ યઝદે દરશી દ્રઓશથી ઇનસાફની રૂયે જે બંદ દરોશ મુકેલો છે તે હવે તે રૂવાનની રય ઉપરથી ઉંચકાતો જાય છે. આ વખતે રૂવાન **ગાથાના** તે સિદ્ધાંત કે '**હુયત તા ઉશ્વાતા સષથા યા મઝદાઓ દદાત મષ્યાઓંઘહો ખીતિચા એનેઈતી**'=અએ માણસો, મઝદાએ તે **ઉશ્વાતા** તે ઝંદ અવસ્તાના શીક્ષણો મીથ્ર-માંથ્ર યસ્ન આપેલા છે તે લેવો કેમકે તેઓ દ્રુજથી રહાઇ આપીને જન્મ મરણની જંજીરને તોડનારા છે-આ સિધાંતો યાદ કરીને પોતાના બઓદનો પેવંદ મજબુત કરી પોતાના ફ્રેરોહરની **આસ્ન**=ડહાપણથી આવતા અકકલના ગાહેરને તેઝ કરી માંથ્રો ભણી રહે છે અને આશીશોને પોતા તરફ ખેંચી રહે છે.' **સવચા અષવબ્યો**=અષવનો જેઓ તે ઝંદ અવસ્તા પ્રમાણે ચાલે છે તેઓને મીનોઇ મુકિતનો ફાયદો મળશે-તે ફાયદો મેળવાવની દુઆ કરી રહે છે અને **દરેગેમ દ્રેગવોદેબ્યો રષો** = અને જેઓ તે ઉશ્વાતાને માનતા નથી તેઓને લાંબા કાળનું દુખ થશે તનાસકમાં તેઓ જશે-તે આફતથી તે રૂવાન રહાઇ મેળવવાની દુઆ કરે છે માટે પોતાના મુરદાર તનના દ્રુજને ગવમાં ફેરવવાની શકિત માંગે છે કે જેથી **અઇપીતાઇશ અંઘહુઇતી ઉશ્તા**=તે માંથ્રોની ઝંદ અવસ્તાની શુભ અસરથી સત્યસંગથી ઉશ્તાનું અમર સુખ મળે-તેવી ઉશ્તા તે ગવમાં ફેરવાયલા દ્રુજને મળે અને તે ગવને પોતાને મળે કે જેથી તેને ખુદને તે ઉશ્તા મળે અને પોતા મારફતે પછી બીજાઓને પોતાના સગાઓને તેવી ઉશ્તા મેળવી અપાવવાની તેની લાયકાત ઉભી થતી જાય. એમ તે રૂવાન હવે પોતાની રય ખીલતી જવે પોતે બઓદ અને ફ્રેરોહરની **આસ્ન**=ખેરદનું ડહાપણ મેળવતું જવે તેઓની માફક **અવસ્તા** પઢી રહે છે અને તે ફ્રેરોહર જેવણુ **સોતનવો** છે તનને મીનોઇ ખુબસુરતી આપનાર છે તે ફ્રેરોહર પાસે પોતાના તન જે હમણા ગેરબંદોબસ્તીમાં છે તે બંદોબસ્તીમાં આવે **સોતનવો** થઇ રહે તેની દુઆ કરી રહે છે-તેમ થવાની શરૂઆત કઇ રીતે કરવી તેની તોફીક માંગી રહે છે.

## હવે પછી અહુયા યાસા નેમંઘહાનો ફ્રકરો પઢાય છે.

ગેઉશ ઉરવાને મદદ કરવા અશો જરથુસ્ત્ર ઉતરેલા છે અને દીન લાવેલા છે-તરીકતો માંથ્ર-યરન મીથ્ર લાવેલા છે તે પ્રમાણે ચાલવાનો. પેમાન આપવાનો મિથ્ર તે રૂવાન તે **અહુયા યાસા નેમંઘહાનો** ફ્રકરો પઢતી વખતે કરી રહે છે. ત્યાં ભણાઈ રહે છે કે **રફેદ્રહુયા**=અમરદાદના અમર ગતીના સુખ આપવાની મારફ્ત તરીકની અને તેટલા માટે **સ્પેન્તહુયા**=અમર ગતી તરફની વૃદ્ધિ આપે તેવી તે **મઇન્યેઉશ**=મીનો શકિતઓની-યઝતોની તે **નેમંઘહા** તે નિયાયરન-યરનોથી-દાતક ગેબીવાળી કાયદાસરની બંદગીથી-માંથ્ર-મીથ્રની બંદગીથી અને **અષા ષ્યઓથ્ના**=અશોઇની તરીકતોથી કામોથી **ઉસ્તાન જસ્તો**=ઉંચા કીધેલા-દુઆ માગતા-દાદારનાં ભલાં ઉસ્તાનનો જહવો અમર ઉશ્તા લેવા માટેના હાથો ઉંચા કરી અએ મઝદા દુઆ કરૂં છું કે **વંઘહેઉશ મનંઘહો**=ભલા મનવાળી **વીસ્પેંગ**=કુલ જગતના ભેદને સમજે તેવી **પઓઉરવીમ**=ઉત્તમમાં ઉત્તમ **ખ્રતૂમ**=ડહાપણને (સાત કાળના જ્ઞાનને) **યાસા**=હું મેળવું કે જેથી **ક્ષ્નેવીશા ગેઉશ ઉરવાનેમ**=ગેઉશ ઉરવાને હું ખુશાલ કરી શકું-અશો જરથુસ્ત્રના તે મહાન **દાતોબરી**=પેગામ્બરીના મીશનને સાચ્ચો નીવડું.

આવો મીથ્ર હવે તે ગુજરેલાનું રૂવાન કરીને પોતાના મુરદાર તનમાં ગેઉશ ઉરવાની તે ગતી-એક વખતના તેના જીવતા શરીરને જીવતી રાખતી તે ગવની નેઆમતો, જે તેના શરીરને મળેલી હમણા જેઓ દ્રુજથી ઘેરાયલી હતી, જેઓને હમણાંજ છોડવેલી છે, તેઓને હવે દહમના ઇલાકામાં આપવાની તજવીજ તે રૂવાન કરી રહે છે; અને તેટલા માટે હવે તે રૂવાન ભણાતા **ચાર યથા**ની મદદ માગી રહે છે અને એમ તેના મુરદાર તનના ચાર અનાસરોની વૃદ્ધિ માગે છે અને ભણાતા ત્રણ અષેમથી તે અનાસરોની વૃદ્ધિ છેક હરતી લગી પુગે તેની દુઆ કરે છે અને આવાં તે મહાન કામમાં પછી ભણાતા **'અત તા વક્ષ્યાંમ હાઇતીમ યજમઇદે'**=અતતા વક્ષ્યાના આ ભણાઇ રહેલા ગાથાના હાના કેહર્પને મળીને મદદ માગે છે અને તે કેહર્પ સાથે મળવા પછી ભણાતા **'યેંઘહે હાતાંમ'**ના સ્તોતોની મદદ લઇ રહે છે. એમ તે રૂવાન ભણાતા ગાથાના હાના કેહર્પ સાથે-ભણાતા માંથ્રોના સ્તોતો સાથે મળીને પોતાના ગુજરેલા તનનું મીનોઇ કીમીઆ કરી રહે છે-પોતાના તનના ગવની નેઆમતો અને અનાસરોને દહમ યઝતના ઇલાકામાં મોકલવાનું કામ કરી રહે છે.

---

**તમારે શુદ્ધ ઉચ્ચારે અવસ્તા ભણવી છે ?**

**તો ખરીદો**

# "તદન શુદ્ધ ઉચ્ચારની મોટા ટાઈપની

# ખુરદેહ અવસ્તા."

## ( બીજી આવૃતી ૩૦૦૦ નકલ. )

**પ્રગટ કરનાર : પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી.**

જરથોસ્તી ધર્મે-ક્નૂમના

**બેહેસ્ત-બહેરેહ** ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ નવરોજી શરાફ તરફથી આગળ બહાર પડેલી "**ખુરદેહ-અવસ્તા-બા તરીકત**" માંથી અવસ્તા ભણુતરોને જુદાં પાડીને અગત્યની ચરતોના ઉમેરા સાથે છપાયેલી કેતાબ :

**લગભગ ૭૦૦ પાનાંની દળદાર અને પોકેટમાં રહે તેવી શોભાયમાન પુઠાં અને મજબુત બાઇન્ડીંગ છતાં**

## કીંમત ફકત આના બાર :

**પોસ્ટેજના ત્રણ આના અને વી. પી. પોસ્ટેજના છ આના.**

**મળવાનું ઠેકાણું :**

**( ૧ ) પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી,**
નોબલ ચેમ્બર્સ "બી.", પારસી બજાર, કોટ, મુંબઇ.

**( ૨ ) સોહરાબ ધનજીશાહ એન્ડ સન્સ,**
કામાબાગની દુકાને, તેમજ ઑાઇસ-ધનાપટેલ અગયારી, તારદેવની દુકાને.

**( ૩ ) ફ્રેદુન એન્ડ બરજોર,**
ધોબીતળાવની સુખડની દુકાને.

**( ૪ ) બહાદુર બહમનની કું૦,**
એમ્પાયર મહાલ, દાદર.

**( ૫ ) અહુરા સ્ટોર્સ,**
ખુશરો બાગ, કોલાબા.